હું કરું હું કરું, એજ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિ મંડાણ છે, સર્વ એણીપેરે, જોગી જોગેશ્વરા કોઇક જાણે. જે.
નીપજે નરથી તો, કોઇ ન રહે દુઃખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાય ને રંક કોઇ દૃષ્ટે આવે નહીં, ભવનપર ભવનપર છત્ર દાખે. જે.
ઋતુ લતા પત્ર ફળ ફુલ આપે યથા, માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં, જે સમે જે લખ્યું, તેહને તે સમે તેજ પોહોંચે. જે.
સુખ સંસારી મિથ્યા કરી માનજો, કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કર જોડી કરી, નરસૈંયો એમ કહે, જન્મ પ્રતિજન્મ હરિનેજ જાચું. જે.

[These last two pieces ( 6 and 7) are said to have been written in order to console his daughter, Kunvarbai, after his wife and his only son had died within a short interval of each other. ]

## પદ ૮મું.

હું રે વાણોતર તારો શામળિયા, હું રે વાણોતર તારો રે;
પેહેલે રે પાસે લખો લક્ષ્મીવર, અનંતનો દાતારો રે. શામ૦ હું૦
આ કલજુગમાં પેઢી તમારી, ના ધરો અંગ ઉધારો રે;
નરસૈંયાના સ્વામીને કહેજો, હુંડી મારી શીકારો રે. શામ૦ હું૦

## પદ ૯મું.

શીકારજો શામળા આ સેવકની હુંડી, શામળશા શેઠ સુજાણ રે;
જો કાર જાશે વહાલા નરસૈંયા કેરું, તે પહેલા જાશે પ્રાણ રે. શીકા૦
તેલ કઢામાંથી તાર્યો રે સુધન્વા, ગુણકાને ઓધારી રે;
મંજારી બચ્ચાં વહાલે બળતાં ઉગાર્યાં, એવી લીલા છે તમારી રે. શીકા૦
ધ્રુવ પ્રહ્‌લાદ અંબરિષ ઓધારિયા, ગૌતમનારી તારી રે;
નારાયણનું નામ લેતાં અજામેળ તાર્યો, એવી લીલાપર મેં વારી રે. શીકા૦
અધમ ઓધારણ, દુષ્ટવિદારણ, ભક્તવત્સલતા ભલી તારી રે;
નરસૈંયાની હુંડી સ્વીકારી, લજ્જા રાખજો મોરારી રે. શીકા૦

## સામળદાસનો વિવાહ.

### પદ ૧લું.

મરમ વચન કહ્યાં મુજને ભાભીએ, તે મારા મનમાં રહ્યાં વળુધી;
શિવજી આગળ જઈ એક મનોરથ, સ્તુત્ય કીધી દિવસ સાત સુધી. મ૦
હરજીએ ધરી, દીન જાણી કરી, પ્રગટ દરશણ દીધું શૂળપાણી;
તારી ભક્તિ ઉપર હુંજ પ્રસન્ન થયો, માગરે માગ મુખે વદન વાણી. મ૦
ગદ ગદ હું બોલી શકું નહીં, મસ્તક કર ધર્યો મુગ્ધ જાણી;
અચેત ચેતન થયો, ભવતણો અઘ ગયો, સ્તુતિ ઉઠી માહરી આદ્યવાણી. મ૦
તમને જે વલ્લભ હોય જે દુર્લભ, આપોરે પ્રભુજી મુને દયા રે આણી;
ગોપનાથે મુને અભે પદ આપીયું, નરસૈં હરિરસ રહ્યો વખાણી. મ૦

### પદ રજું.

ઉમીઆધીશની મુજને કૃપા હવી, જો જોરે માહેરું ભાગ્ય મોટું;
કીડી હુતો તે કુંજ થઇને ઉઠયો, પૂરણ બ્રહ્મશું ધ્યાન ચોહોટયું. ઉ૦
હાથ ઝાલ્યો મારો પારવતી પતે, મુક્તિ દરશન મુને સઘળી દેખાડી;
કનકની ભોમ વિદ્રુમના થાંભલા, રતન જડીત તાંહાં મોહોલ મેડી. ઉ૦
ધર્મસભા જહાં, ઉગ્રસેન તહાં, સંકરષણજી સંગ બેઠા;
તાંહાં વસુદેવ ને દેવકીનંદન, રાજરાજેશ્વર કૃષ્ણ બેઠા. ઉ૦
અક્રૂર, ઓધવ, વિદુર ને અરજુન, શીઘ્ર ઉભા થયા હરને જાણી;
સોળ સહસ્ર સાત આઠ પટરાણીઓ, મધ્ય આવ્યા તાહાં શૂલપાણી. ઉ૦
ધાઇને જઇ મળ્યા, આસનેથી ચળ્યા, કર જોડીને કૃષ્ણે સનમાન દીધું;
બેસો કહી આસને જોગ્યપતિને મળી, આજ કારજ મારું સકળ સીધ્યું. ઉ૦
ભકત આધીન તમો છો સદા ત્રિકમા, પ્રસન્ન થઇને શીવ બોલ્યા વાણી;
ભકત હમારો ભૂતલલોકથી આવીયો, કરો તેને કૃપા દીન જાણી. ઉ૦
ભકત ઉપર હવે દ્રષ્ટ કરુણા કરો, નરસૈંયાને નિજ દાસ થાપો;
તેજ વેળા શ્રીહરીએ મુજને કરુણા કરી, હસ્ત કમલ મારે શીશ ચાંપ્યો. ઉ૦

### પદ ૩જું.

શીખ માગી પછી હરીહર બેઉ મળ્યા, મુજને શ્રીદ્વારકા માંહે રાખ્યો;
અંતરપુરમાં મુજને તેડી ગયા, વૈભવ કૃષ્ણનો સરવ દાખ્યો. શી.

શરદ પુનમતણો દિવસ તહાં આવીયો, રાસ મરયાદનો વેણુ વાધ્યો;
રુક્મણી આદિ સહુ નારિ ટોળે મળી, નરસૈંયે તહાં તાલ સાધ્યો. શી.

પુરુષ પુરુષારથ લીન થયું માહરું, સખા રૂપે થયો ગીત ગાવા;
દેહ દિશા સૌ ટળી, ગોપીમાં ગયો મળી, દૂતી થયો માનનીને મનાવા. શી.

હવે મેં ભાવ રસભેદના જાણીઆ, અનુભવના રસબસ થાતાં;
પ્રેમે પીતાંબર આપીયું શ્રીહરી, રીઝીયા કૃષ્ણજી તાલ વાહાતાં. શી.

વ્રજતણી લીલાનું આદ્ય દરશણ હવું, અરુણ ઉદે શંખનાદ કીધો;
રુક્મણી આદિ સહુ નારી તૃપ્ત થઇ, રામાએ કંઠથી હાર દીધો. શી.

ધન્ય તું, ધન્ય તું, એમ કહે કૃષ્ણજી, નરસૈં ભગત મુજ તોલ જાણયો;
વ્રજતણી નારી જે ભાવશું ભોગવે, તેહને પ્રેમશું સહેજ માણયો. શી.

## પદ ૪થું.

નગર શ્રીદ્વારિકા રાય રણછોડજી, નિત નવા શુભ શણગાર સાજે;
તાંહાં વસુદેવ ને અક્રૂર ઉદ્ધવ, ભકતવત્સલ જાહાં બીરદ ગાજે. ન૦

કોટિ પ્રકાશનું તેજ વ્યાપી રહ્યું, રવિ શશી જોત ઉદ્યોત ભાસે;
દધિસુત અર્ક તે કોણ તાહાં બાપડા, કોટિ રવિ કાંતિ નખમણી પ્રકાશે. ન૦

માસ વીતી ગયો, જાણીએ પળ થયો, કીધી મેં પ્રાર્થના શીસ નામી;
જે રસ અનુભવ્યો ગાઉં તે નિત નવો, પ્રગટ ભૂતળ કરું અંતરજામી. ન૦

ધન્ય તું, ધન્ય તું, એમ કહે શ્રીહરી, ધન્ય તું નરસૈંયા ભકત મારો;
હું તું બે મધ્યમાં ભેદ નહિ નાગરા, શ્રીમુખે શું કહું ગુણ તારો. ન૦

જે રસ ગુપ્ત બ્રહ્માદિક નવ લહે, પ્રગટ ગાજે તું હુંને વચન દીધું;
નિશ્ચે રાખી નિરભય થઇ માનજે, દાસને અતિ સનમાન દીધું. ન૦

ભૂતલમાહે જે પાપવિણ માનવી, સુણે ભણે અનુભવે ભાવ આણી;
તે પદ દુર્લભ વઇકુંઠ પામશે, માન માહરું કહું વેદ વાણી. ન૦

તારી નિંદા તેણે મારી નિંદા કીધી, નરકના જીવ તે નરક વહેશે;
પુણ્યના જીવ તે ધન્ય જાણી કરી, નરસૈંયાનાં પદ પ્રેમે ગ્રહશે. ન૦

ગોમતી સ્નાન દરશન શ્રીકૃષ્ણનું, કોટિ અઘ ત્યાંય તો સઘ નાસે;
હેતશું રાખીયો નરસૈંયાને તાહાં, અક્રૂર ઉદ્ધવ દાસ પાસે. ન૦

### પદ ૫મું.

શીખ દીયો હુંને શામળા શ્રીહરી, પરોક્ષ ભજન હું કરું તમારું;
સેવક સ્વામિનો ધરમ પણ એહ છે, તે થકી કાર્ય સરશે મારું. શી૦
નયણે આંસુ ભર્યાં જદુપતિ જાદવે, દીઉં શીખ મુજ પ્રાણ વાહલા;
રુકમણી પાસે તેડી ગયા ભુવનમાં, હસ્તે કમળીયે મારા હાથ ઝાલ્યા. શી૦
દાસ ચંચલ થયો, ઘર ભણી ચાલવા, જો તમે આગના દીઓ શામા;
કિમ કહું મુખથી, વાણી પોંહોચે નહીં, રાખજો સ્નેહ એમ વદતાં રે રામા. શી૦
હેતશું રુકમણી બોલીયાં મુજ ભણી, ગુપ્ત એક વાત હું કહું રે તમને;
પુત્રનું પગરણ કરી તેડજો સંગ હરિ, ભૂતલલોક જોવાતણી હોંશ અમને. શી૦
પાળિશ વચન માતાજી તમતણું, નિશ્ચે જાણી સોના ગાંઠ બાંધી;
શીસ નમાવીને ત્યાં થકી નીસર્યો, પૂરણબ્રહ્મશું પ્રીત સાધી. શી૦
સંકરષણ અક્રૂર ને ઉદ્ધવ, પારથ ભેટીયો હેત આણી;
મુહૂર્ત એકમાં ભૂતલ આવીયો, ભાભિ આવ્યા નરસૈંયો જાણી. શી૦

### પદ ૬ઠું.

ધન્ય ભાભી તમે, ધન્ય માતા પિતા, કષ્ટ જાણી મને દયા રે કીધી;
તમારી કૃપા થકી હરિહર ભેટીયા, કૃષ્ણજીએ મારી સાર લીધી. ધ૦
સ્તુતિ કીધી ઘણી, સમરીયા શ્રીહરી, ગૃહસ્થના ધરમ મરમ આણી;
મંદિર લીધું જહાં નાત છે નાગરી, સુખદુઃખ કરમચા ભોગ જાણી. ધ૦
લક્ષ્મી નાથની નીત્ય સેવા કરું, સાધુનો સાથ જહાં આવે ધાઈ;
આણી દયા મન ભાવશું વીનવું, લેય પ્રસાદ કીરતન ગાઈ. ધ૦
પુષ્પ આપ્યું હુંને નાથ લક્ષ્મીતણે, સાચું સુપન મેંહે દ્રષ્ટ દીઠું;
લક્ષ સેવાતણાં નામ કીરતન કરો, નરસૈંયાને મન લાગ્યું મીઠું. ધ૦

### પદ ૭મું

હરિ ગુણ ગાય ને ન મળે ખાવા તાંહાં, હરિની ઇચ્છાનો સંતોષ લાવી;
કરમચા ભોગ દેહે ભોગવે છૂટકો, નીપજે સરવથા હોય ભાવી. હ૦
ઘેર દારા એક સુંદરી સાધવી, હરિઅંશ તો એને અધીક વાહાલો;
નહીં કાંઇ વેગ વિચાર મનમાં ધરે, ન લહે પરપંચ સ્ત્રીનો ચાળો. હ૦

એક છે પુત્ર ને એક પુત્રી થઈ, તેનું મામેરું પુર્યું લક્ષ્મીનાથે;;
સુતતણું નામ તે દાસસામળ ધર્યું, વિવાહમાં કૃષ્ણજી રેહેશે સાથે. હ૦

દ્વાદશ વરશ વીતી ગયાં કુંવરને, કામની આવીને ઊભી પાસે;
આપણું ઘર તે આદી મોટું ઘણું, નિરધન વિવાહ તે કેમ થાશે. હ૦

દુઃખ મકર કામિની, વાત સુણ ભામિની, પુરેશે મનોરથ કૃષ્ણ કામી;
ધ્યાન ધર કૃષ્ણનું, રાખ મન કૃષ્ણશું, સાર કરશે નરસૈંયાચો સ્વામી. હ૦

## પદ ૮મું.

મદન મેહેતો વડનગરમાં રહે, અધિપતિ રાયનો કહાવે નામી;
વાતના અવર જે કોટિ આવી મળે, થાય સામો ઉભો માન પામી. મ૦

ઘેર તેને એક નારી છે પતિવ્રતા, આગના સ્વામિની નિત્ય પાળે;
કરમચા વેહેવાર ને ધરમમાં નિત્ય રહે, નાગરી નાતની રીતે ચાલે. મ૦

એક સુતા તેને વલ્લભ અતિઘણું, નિત્ય પ્રત્યે બોલતી મધુર મીઠું;
આઠ વરસ વહી ગયાં બાળાને, રૂપ કન્યાતણું તો તે દીઠું. મ૦

ધાઇને તેડીયા દીક્ષિત ગોરને, સાંભળો સ્વામિ એક વાત માહરી;
કન્યા સમય વહી જાય પુત્રીતણો, ખોળી લાવો વર જોગ નારી. મ૦

નગર મધ્યે નથી જોગ કન્યાતણો, જીરણગ્રહ તમે જાવો ચાલી;
વેહેલમાં બેસીને સંગ સેવક લીયો, રુડી પેરે રહેજો હાલીચાલી. મ૦

સગપણ શોધજે એક ગોત્રજ વિના, હોય ઘટતું તહાં વાત કરજો;
મોટેરું ઘર ન હોય શમોવડી કુળનો, આચાર હોય તાંહાં સ્નેહ ધરજો. મ૦

ભણ્યો ગણ્યો વર ચતુર ને શોભતો, સામુદ્રિક લક્ષણ હોય જેને;
ગોર પિતા વચ્ચે ભેદ નવ આણીયે, મન વસે સહી કરજો તેને. મ૦

કીધા વીદાય તહાં દીક્ષિત ગોરને, ચાલીયા શીઘ્ર તે ગ્રહ આવ્યા;
નાગરી નાતના સરવ આવી મળ્યા, નરસૈંયાને મન ભલા રે ભાવ્યા. મ૦

## પદ ૯મું.

આવ્યા છે દીક્ષિત વાત ચાલી તહાં, વર જોવાતણી ખાંત માટે;
એમ જાણી સહુ હેત રાખે બહુ, તેડી લાવે ને બેસાડે પાટે. આ૦

ખટરસ ભોજન નિત્ય કરે નવાં તહાં, એક બીજા માંહે તાણુતાણી;
તેડીને રિદ્ધ દેખાડતાં ઘર તણી, નાગરી નાતમાં રહ્યા છે રે માણી. આ૦
વર શણગાર તે નિત્ય નવલા ધરે, નવલ આભૂષણ અંગ પેહેરે;
ગોર પાસે જઇ સરવે ટોળે મળે, કામનીયો જેમ કંથ હેરે. આ૦
ધનવંત ત્યાંહાં કુલાચાર દેખે નહીં, નિરધન તે કુલવંત કહાવે;
સામુદ્રિક પણ નહીં તે પુરૂષમાં, કોહોજી દીક્ષિત મન કેમ આવે. આ૦
પાછા વળી તતપર થયા ચાલવા, બેસવા વાહન સજ્જ કીધું;
નષ્ટ ત્યાંહાં નાગરી કીધી ત્યાંહાં ડેકડી, નરસહીંયાનું નામ પ્રસિદ્ધ લીધું. આ૦

## પદ ૧૦મું.

સાંભળો દીક્ષિત કહું એક વીનતી, મેહેતાજી નામ પ્રસિદ્ધ જાણે;
કુળપાવન સદા મોટપણું તહાં, ધર્મ આચાર ને ચતુર જાણે. સાં૦
ઘેર તેને એક સુંદરી તારુણી, સાધવી નારી કુળવંત કહાવે;
જાત નાગરથકી રહે ઘણું વેગળો, ભગત ઉપર ઘણો ભાવ લાવે. સાં૦
રાખે વેહેવાર સાચા કરી સરવશું, લીધે દીધે નવ ભાજે કોડી;
જોઇયે તે સહુ લાવી દીયે રોકડું, રાખે છે દ્રવ્ય ઘર માંહે જોડી. સાં૦
મેહેતાજી છે ભલો બાંધશે પોટલો, પુરશે મનોરથ સરવકેરો;
જુઓ વિચારી તપાસીને વારતા, સફળ થાય જેમ ગોર ફેરો. સાં૦
એક પુત્રી તેનું નામ તે કુંવરી કહે, પુત્ર પણ એક છે રતન તોલે;
ભણ્યો ગણ્યો ને ગુણવંત કીશોરવય, તાતને દુર્લભ મધુર બોલે. સાં૦
નાત નાગરતણી ઘડમાંહે છે ઘણી, પાછા વળી કેમ દઇએરે જાવા;
દીક્ષિત મન લલચાવીયું નાગરે, ધાઈ મેહેતાતણે ઘેર લાવ્યા. સાં૦
બેઠા હતા તે સઘળા ઊભા થયા, ભલે આવ્યા કહી માન દીધું;
નરસહીંયા તમે કરો કૃતારથ, આપી આસન ચર્ણોદક લીધું. સાં૦

## પદ ૧૧મું.

દીક્ષિત મન પ્રસન્ન થયા ઘણું, સાંભળી મેહેતાતણી ભગતી જાણી;
એવડો મહાતમ નવ લહ્યો તમતણો, મેહેતાજી મંદિરના આવ્યા તાણી. દિ૦

ભલે નાગરે બાળ કહી તમતણી, હરિજન નિરખતાં મન રીઝે;
શીઘ્ર તેડો તમો તમ પુત્ર જોઇએ અમો, જેથકી સૌ એક કાર્ય સીઝે.. દિ૦

સુતને તેડાવીયો આવી ઊભો રહ્યો, વદનની કાંતિ તે અધિક શોભે;
દીસે વીચીક્ષણ સામુદ્રિક લક્ષણ, જોઇ દીક્ષિતતણું મન લોભે. દિ૦

ધન્ય મેહેતા તમો કુળ પાવન કર્યું, નાગરી નાતમાં રાખ્યું હેતું;
મ્હારું ને ત્હારુંમાં જગત બુડી રહ્યું, હરિ વિના વાત તે સૂત પ્રીછું. દિ૦

ભગત મહીમા કહ્યો ભાગવતમાં રહ્યો, પુરાણ ગીતા સુણી વેદ વાણી;
વિષ્ણુના ભગત તે અમલ હોયે સદા, સંગ કીધે શુદ્ધ થાય પ્રાણી. દિ૦

ભક્તના કારજ કૃષ્ણ બેઠા કરે, કષ્ટ પડે તાંહાં આવે ધાય;
અષ્ટ મહાસિદ્ધ તે ઘેર બેઠા ભરે, ભવતણા ભયથી એમ અભય થાય. દિ૦

મદન મેહેતો વડનગરમાંહે વસે, વજીર છે રાયના સુણોરે વાત;
પુત્રિ તેની ઘણી રતન છે સુંદર, તેને વિવાહતણી ઝાઝી ખાંત. દિ૦

જોગ કન્યા, વર દ્રષ્ટીમાં બેસીયો, શ્રીફળ આપીશું આજે તમને;
મેહેતાજી હા ભણો આજ દિન શુભ ઘણો, મુખ મીઠું કરાવોની અમને. દિ૦

સુણી ગદગદ કંઠે થયો નરસહીંયો, પાળ્યું વચન જે દીધું રામા;
ઘર બેઠે જોની વરનાં માગાં કરે, પૂરશે કોડ તે વચન શામા. દિ૦

## પદ ૧૨મું.

મેહેતાજી કહે સુણો તમે દીક્ષિત, હા ભણવી કાંઈ નથીરે કામ;
અમે છું રંક ને રાયજી છો તમો, વિવાહ દીસે રુડો ખરચે દામ. મે૦

તેની મુને લવલેશ ચિંતા નથી, જેને માથે લક્ષ્મીનાથ ગાજે;
આવે અવસર અવસર નહીં ચૂકશે, કારજ કરશે પોતાની લાજે. મે૦

હા ભણ્યા મેહેતાજી તેજ વેળા તહાં, મનમાં હરખ પામ્યાં છે મેહેતી;
પહનોતું પગરણ કારમું આવીયું, જો જો ઇચ્છા હરી એમ કેહેતી. મે૦

તેડવું કુટુંબ ને જાન સહુ બહુ, આવી મળીયું સહુ ટોળે ટોળી;
તેલ ફુલેલ ને અતરનાં છાંટણાં, કેશર કુંકમ રહ્યાં છે રે ઘોળી. મે૦

શ્રીફળ લઇને આપ્યું છેરે હાથમાં, માનનીઓ મંગળરે ગાય;
વાજે વાજિંત્ર ને રંગ જામ્યો ઘણું, હરિજનને મન હરખ થાય. મે૦

વસ્ત્ર આસન કીધું મેહેતાજીએ, અમને મોટા તમે આજ કીધા;
નરસહીંયો મનમાં હરખ પામી રહ્યો, ફોફળ પાન વેહેંચીને દીધા. મે૦

## પદ ૧૩મુ.

શીખ માગી તવ દીક્ષિતજી વળ્યા, વડનગરમાં જઇને પોહોંતા;
મદન મેહેતાને દીધી વધામણી, નાગરી નાતમાં થયા સમોતા. શી૦
પુછે મેહેતાજી મેહેતી મળી ભુવનમાં, કોહોજી દીક્ષિત વરનું શું નામ;
માતપિતા કુટુંબ વરજીતણું, કેહેજો જથારથ કેવું ધામ. શી૦
નાગરી નાતમાં આદ મોટું ઘર, કુળ પાવન ને સરવ જાણે;
કુળ પાવન ને ઉજવળતા અતિઘણી, મેહેતાજી નિત્ય આનંદ માણે. શી૦
ઘેર અબળા તેનું નામ માણક વદે, પુત્રી કુંવરબાઈ કહી બોલે;
સામળદાસ છે નામ કુંવરતણું, જોડ જોતાં કોઇ ના આવે તોલે. શી૦
ભણ્યોગણ્યો વર ગુણવંત કીશોરવયે, શોભતું સારું મધુરું બોલે;
ચતુર વિચક્ષણ સામુદ્રિક લક્ષણ, મુખ તણી કાંતિ તે શશિને તોલે. શી૦
કુટુંબ આવી મળ્યું સરવે વાંચે ભલું, જોઇ તપાસીને કામ કીધું;
મેળ મળ્યા પછી જોશિ તેડયા તહાં, મેહેતાજીને શ્રીફળ હાથ દીધું. શી૦
નરસહીં મેહેતા છે દાસ વિષ્ણુતણો, રાખે વેહેવાર ને બોલે સાચું;
જે જોઇએ તે પૂરે પુર્ણાનંદ, હરિજનનું મન નથીરે કાચું. શી૦

## પદ ૧૪મું.

વાત કેહેતાં નરનારી ધરણી ઢળ્યાં, સાંભળી ચટકો ચિત્ત લાગ્યો;
કાંરે હે દૈવ તેં દુઃખ અમને કર્યું, ગોર માબાપ થઈ કીધો ઠાગો. વા.
લોકમાંહે હવે થાશે હસારથ, નાગરી નાતમાં થાશેરે મેહેણું;
રંક પાસે કેમ રાયજી બેસશે, કોડી સાટે થયું રતન વેણું. વા.
સામી સુણો એક વિનતી મુજતણી, નારી નયણાં ભરી એમ બોલી;
દીક્ષિત મોકલી ફોક વિવાહ કરો, આપવું રતન તે ગુંજા તોળી. વા.
તાળ કૂટે મળી સાધુ કિર્તન કરે, નાગરી નાતમાં થાય હાંસી;
ટાળો વિવાહ કાંઇ ખોટ લાંછન નથી, પુત્રી દીધાતણી કંથ ફાંસી. વા.
દીક્ષિત મનમાં રોષ ભર્યા વદે, લવલવાટ કરો તો હું ફાંસું;
મેળ્યો વિવાહ તાંહાં ના સરવે કહી, ફરી કહેતાં હવે થાય હાંસું. વા.
મેહેલી વિવાદને સુન બેસી રહો, કીધો વિવાહ હવે કેમ ફોક થાશે;
વાત સાચી કહું મિથ્યા હું નવ લહું, ગોર દીક્ષિતતણા પ્રાણ જાશે. વા.

શિવની કૃપા થકી વઇકુંઠ ભાળીઉં, હરજીએ મસ્તક હાથ મેહેલ્યો;
હરિજન લોક તે તેની નિંદા કરે, કોટિ ડહાપણુ છે નથી એ ઘેલો. વા.
નરસહીંયાને સમતોલ કોઈ છે નહીં, નાગરી નાતમાં જોતાં જોડે;
મદન મેહેતા પણુ કોણુ તાહાં બાપડો, એહ સરખા પણુ નાવે જોડે. વા.

## પદ ૧૫મું

મદન મેહેતા તવ વારે છે તારુણી, જ્ઞાન સુણી મન શાંત કીધું;
દીક્ષિત ગોરને શીશ નમાવીયું, તમે કીધું તે અમો શીશ લીધું. મ૦
અમતણાં ભાગ્ય જે સારો સગો મળ્યો, વૈષ્ણવનો હવે સંગ થાશે;
જનમના કોટિ અચીત પાતક હશે, ભગતને ભેટતાં દુર થાશે. મ૦
થાવો ઉતાવળા તેડો નાગર ભલા, જોડી તેડો શુભ લગન મોટો;
લખો કંકોતરી તેડાવો વેહવાઇને, લાવશે જાન સામાન ગોટો. મ૦
તેડ્યું કુટુંબ વિચાર કીધો મળી, પેહોચશું લગન નીરધાર થાપો;
વિપ્ર એક નાતનો શીઘ્ર તેડી કહ્યું, જઇ જુનાગઢ હવે લગન આપો. મ૦
કંકોતરી જઈ હાથમાં આપજે, નરસહીં મેહેતાજી નામ જેહનું;
જાનમાં આવે તે સરવને લાવજે, કૃષ્ણજી અડયું નહીં રાખે કેહેનું. મ૦

## પદ ૧૬મું.

સ્વસ્તશ્રી શુભસ્થાન જીરણગઢી, શ્રી દામોદર રાયજી કેરું ધામ;
જેતણા ચરણની રેણ દરશન કરે, સિદ્ધ થાયે સકળ અર્થ કામ. સ્વ.
અરચના આન ઉપમાં નહીં ભગતને, તે થકી અધિકતા શુંરે આપું;
હરિજન હરિતણી એક છે ઉપમા, ઇંદ્ર અજ ઈશથી અધિક થાપું. સ્વ.
તમો ઉત્તમોત્તમ છોટી રુડી નાતમાં, તમ ઉજ્વળતા હું શી વખાણું;
હરિતણા જન તે છે સદા નિર્મળ, અડસઠ તીરથ કેમ જોડ આણું. સ્વ.
પરમ પૂજ્યા જોગ છો જગતમાં, ધન્ય મમ ભાગ્ય છે પૂજ્ય કહાવો;
સરવ ઉપમા જોગ શ્રી કમળાપતિ, મમ વચન કરમગત ધ્યાન લાવો. સ્વ.
મેહેતાજી શ્રી પાંચની ઉપમા શી લખું, નામ નરસહીંયો શિષ્ટ ગાજે;
લખીતંગ સેવક દાસ મદનજી, વડનગર માંહે નીવાસ છાજે. સ્વ.
કોટી પરણામ સાષ્ટાંગ અવિધારજે, હુંને પોતાતણો દાસ જાણો;
સમાચાર દીક્ષિતજીએ કહ્યા, સાંભળી મન સંતોષ આણો. સ્વ.

અહીંઆં છે કુશળતા તમારી કૃપાથકી, ક્ષેમ કુશળતા હું નિત્ય વાંચું;
નાથ વિધાતાએ તમશું સગપણ કર્યું, ત્યારનો મનમાં મહત રાચું. સ્વ.

અંકીને લગન લીધું છે ઊતાવળું, માસ દિન ચાર રહ્યા છે આડા;
જાનમાં તેડીને સરવને આવજો, લગન આડા કાંઈ નથીરે દહાડા. સ્વ.

વઈશાખ સુદ દિન શુભ છે પંચમી, વાર ગુરુ લગ્ન નિરધાર કીધું;
વાંચી કંકોતરી કુટુંબ તેડી કરી, મેહેતાએ વિપ્રને માન દીધું. સ્વ.

લીધો પરસાદ મહારાજ મનભાવતો, શીખ આપી રળીયાત કીધો;
પત્ર પડો અંતર લખી મોકલ્યો, તે લઈ વીપ્રને હાથ દીધો. સ્વ.

વિપ્ર પહોંચ્યા જુનાગઢમાં જઈ, મદન મહેતાએ ઘેર વાત જાણી;
પત્ર આપી પાછો વળ્યો ઘર ભણી, નરસહીંએ સમર્યા સારંગપાણી. સ્વ.

## પદ ૧૭મું.

મેહેતાજી પ્રત્યે તવ બોલીયાં કામની, વિવાહ આવ્યો હવે દિવસ થોડે;
ઘરનીમાંહે હુંતો કાંઇ દેખું નહીં, આવે સગાં રહ્યાં મુખ મોડે. મે.

કુંકુમ નાડાં સોપારી ને શ્રીફળ, નથી હજી કાંઇ નિરધાર શોધો;
નામ સ્મરો હરિ આળસ પરહરી, કાં બેસી રહ્યા બુદ્ધિ બોધો. મે.

મેં શેઠ ધાર્યો એક વૈષ્ણવજનને, લીધાદીધાનો વેહેવાર સાંધો;
અડચું રહેશે નહીં કામ વિવાહતણું, તેણે ચંચળ થઇ કેડ બાંધો. મે.

શેઠ મમ સાંભળો સરવથી છે ભલો, રાખ વિશ્વાસ તે દેશે આણી;
નરસહીંયો નાગર રંક છે બાપડો, કરશે સંભાળ પોતાનો જાણી. મે.

## પદ ૧૮મું.

સાંભળો સ્વામી હું દીન વાણી કહું, કૃષ્ણે જે કાજ કીધાં છે કાહાના;
કહી દાખો જેણે ધીરજ રહે મુને, નામ મનોરથ કીધાં તેહનાં. સાં.

વેદ પુરાણથી મન સાચે લહો, પાતતપાવન એવું નામ જાણે;
ગ્રાહે ગ્રહ્યો ગજરાજ મૂકાવીયો, ભક્તવત્સલ પ્રભુ આવ્યો ટાંણે. સાં.

ભક્ત પ્રહ્‌લાદનાં કષ્ટ નિવારિયાં, રૂપ નરસિંહ થઈ સાદ દીધો;
શ્રાપ દુર્વાસાથી અમરિખ રાખિયો, ભગતને કાજ અવતાર લીધો. સાં.

વીષ ટાળી વીખીયા કરી વીષણુએ, દાસ ચંદ્રહાસને સઘ ઉગાર્યો;
વિપ્ર અજામીલ તે ઘેર ગુણકા રહે, નામ લેતાં તેને ટપક તાર્યો. સાં.

રાજકુંવર હતો પાંચ વરસતણો, માનાં વચને હરિ ધ્યાન કીધું;
વઇકુંઠ નાથ વેગે તાંહાં આવીયાં, અવિચલ રાજ તેનેરે દીધું. સાં.

ભીલડી વ્યાધ અધમ ઓધારીયાં, ભક્તવત્સલતણું બિરદ જાણી;
હજી પરતીત આવતી નથી તુજને, ભણે નરસહીંયો તે વેદવાણી. સાં.

## પદ ૧૯મું.

રાખ વિશ્વાસ તું મન વિષે તારુણી, જાઉ દુવારીકાં શ્રીકૃષ્ણ પાસે;
શીખ મુજને દીયો ચાલવા સજ થયો, માહરે મન આનંદ થાશે. રા.

ધન્ય તે ભાગ્ય જે ધાઇ ભેટે જઈ, રાયરણછોડજીને શીશ નામી;
દુર્લભ ભગતને સુલભ થઇ મળ્યો, વાંછિત ફળ દિયે અંતરજામી. રા.

ચાલતાં સનમુખ મુક્તપુરી જહાં, પદેપદે કીલમીશ કોટિ નાહાસે;
ગોમતી સ્નાન જેણે કર્યું પ્રેમશું, યમતણા કિંકરા સઘળા નાહાસે. રા.

ભાગ્ય મોટું જોજો મૂરખાં માનવી, શ્રીકૃષ્ણ ધામ જાય છે ચાલી;
જીવનમુક્ત તે થઇ રહે સર્વદા, હરિને ભજે પરપંચ ટાળી. રા.

દીઠુંછે શીખર દેહેરાંતણું દૂરથી, નરસહીંયાને મન આનંદ વાધ્યો;
નાહી શ્રી ગોમતી નિરખવા શ્રી જદુપતિ, પૂરણ બ્રહ્મશું પ્રેમ સાધ્યો. રા.

## પદ ૨૦મું.

અંતરજામીએ જાણી છે વારતા, આવીયો દાસ નિજ ભક્ત ચાલી;
ઉઠીને ધાયા છે ભગતને ભેટવા, હાથ ઝાલી તેડયો મંદીર ચાલી. અં.

પ્રેમશું મૂજને પાટ પધરાવિયો, ગદગદ કંઠે હું અચરજ પામું;
કનકઆસનપર મુજને બેસાડિયો, પાણ જોડી રહ્યો શીશ નામું. અં.

હરિતણા ચરણની રેણ મુસ્તક ધરું, કાંણ હું રંક રણછોડ જોડે;
ભક્તવત્સલ પ્રભુ ભક્ત આધીન છો, ભક્તના પૂરયા છે કોડ કોડે. અં.

રુકમણી આદિને ચરણકમળે નમ્યો, શ્રીમુખથી બોલીયાં મધુરી વાણી;
અમ સરખું કાંઈ કારજ ઊચરો, કેમ આવ્યા ફરી પ્રેમ આણી. અં.

દાસના પુત્રનું પગરણ આવીયું, વિવાહ કીધો વડનગર માંહે;
આવી કંકોતરી નાતને નોહોતરી, દિવસ થોડા રહ્યા જાવું ત્યાંહે. અં.

વચન આપ્યું કમલાપતિ મૂજને, તે હરી અવસર આજ પાળો;
લક્ષ્મીજી સહિત તહાં નાથ પધારીયે, દાસ નરસહીંયાની સાથ ચાલો. અં.

## પદ ૨૧મું

રુકમણી સાંભળો દાસની વીનતી, મુખથી કહો તેવું કામ કીજે;
ભગતની ભીડમાં હુંરે મુઝાઈ રહ્યો, જે કહો તે અમો શીશ લીજે. રુ.

અંતરજામી પ્રભુ સરવ તમો લહો, કામ કીધાં ઘણાં સંત સાટે;
ધાઈ ઊકયા પરિયંકને પરહરી, ધ્રુવ પ્રહ્‌લાદ ગજરાજ માટે. રુ.

ભગતને કાજ પ્રભુ ઉદક કાવડ ભરી, નામાનું છાપરું છાઈ દીધું;
પારથસારથ થઇ રથ ખેડીયો, નાઈનું કામ વણ પૂછે કીધું. રુ.

વારી વાયુ થકી ગોકુળ રાખીયું, વૈદ નામ થકી રાખી મુને;
રાજસહી વિખે નીચ કારજ કર્યું, ત્યારે પૂછ્યું નહીં આવી હુંને. રુ.

ભગત તમારા ને છો તમે ભગતના, ભગત વિના પરપંચ ખોટો;
ભગત નરસહીંયાની ભીડ ભાંજો જઇ, નાગરી નાતમાં થાય મોટો. રુ.

## પદ ૨૨મું.

શ્રીકૃષ્ણજી કહે ધન્ય રામા તમો, ધન્ય છે ભાગ્ય જે ભક્ત માનો;
ભક્તને તોલે કોઇ નથી ભામિની, તનમન પ્રાણથકી અધિક જાણો. શ્રી.

ભક્તને કષ્ટ તે અમારે કષ્ટ છે, સંત જાએ તહાં અમારે જાવું;
બોલ દીધો હરી નિશ્ચે કીધો ફરી, લક્ષ્મી સહીત હું સંગ આવું. શ્રી.

જાન જોડી તમો ગઢ થકી ચાલશો, શીઘ્ર આવું અમો દાસ તોલે;
ચઉદ ભુવનતણો નાથ શ્રીકૃષ્ણજી, ભક્ત આધીન થઇ એમ બોલે. શ્રી.

હેતે ઉઠાડીઓ દીન હું દાસને, તેલ ફૂલેલ મર્દન કીધું;
ઉષ્ણોદક લઇ સ્નાન કરાવીયું, પીતાંબર પેહેરવા આણી દીધું. શ્રી.

કનકની પાવડી રતન હીરે જડી મઢી, મેહેલીને દાસ રહ્યા છે અળગા;
છપ્પન ભોગ શ્રીકૃષ્ણ આરોગીયા, રસનાએ કોટિક સ્વાદ વળગ્યા. શ્રી.

હેતશું રુકમણી પ્રીછેછે મૂજને, મહાપ્રસાદ હું રહ્યો ચાખું;
ચઉદ ભુવનતણું સુખ તહાં શું લહૂં, કૃષ્ણનો વૈભવ સર્વ દાખું. શ્રી.

આચમન લેઇને શીઘ્ર ઉભો તાહાં, મુખનું તંબોલ શ્રીકૃષ્ણે આપ્યું;
ધન્ય મમ ભાગ્ય ભૂતલોકશું માનવી, રંકને લઇ જયમ રાજ થાપ્યું શ્રી.

પરયંક ઉપર મુજને પોઢાડીયો, શ્રીકૃષ્ણ વીજણો લઇને કરેરે સેવા;
ભણે નરસહીંયો એની સ્તુત્ય શું કરું, ભક્તવત્સલ એહેનેજ કેહવા. શ્રી.

## પદ ૨૩મું.

ઊઠી ઉભો થયો પાણ જોડી રહ્યો, શીખ આપો પ્રભૂ ઘેર જાવા;
ચત્રભુજ ચાર સેવક લઈ આપીયા, દાસ મનોરથ પૂરણ થાવા. ઊ.

એક અન્નપૂર્ણા ઇચ્છા ભોજન દીયે, વસ્ત્ર વાહન દીયે એક બીજો;
રત્ન હીરા હેમ ચોથો તે આપશે, રીધ સીધનો પતિ છેરે ત્રીજો. ઊ.

સુંદર રથ એક શ્રીહરી સામળે, ભક્તને બેસવા સજ્જ કીધો;
વસ્ત્ર પ્રસાદિ શ્રીઅંગતું આપીયું, તુલસીની માલ પ્રસાદ દીધો. ઊ.

અંત્રીક્ષ મારગે અમો પણ આવશું, સધ ચાલો એમ કહ્યું હીયાંથી;
ગદગદ કંઠે દાસને વળાવીયો, સેવક સંગ દીધા છે ત્યાંથી. ઊ.

મુહુરત એકમાં આવીયો ઘર ભણી, કામની કંથની વાટ જૂએ;
મનમાં ફુલીને હર્ષ પામી રહી, તારુણી તનના તાપ ખૂએ. ઊ.

નવલ સ્થાનક હરિદાસ ઉતારીયા, નરસહીંયે અતિ સનમાન દીધું;
શીખ દીધી રથ સારથી લઇ વળ્યો, શ્રીલક્ષ્મીનાથને જાણ કીધું. ઊ.

## પદ ૨૪મું.

સ્વજન કુટુંબને નાત તેડી સહુ, મંડપ રચનાના ઠાઠ સાંધ્યા;
ચંદરવા વિવિધ પ્રકારના શોભતા, લળકતાં તોરણ બહાર બાંધ્યાં. સ્વ.

ગાલીચા જાજમ તકિયા સકલાદના, મંડપ સુગંધના બેહેક છાજે;
માનની મંગળ ગાય ટોળે મળી, વાજિંત્રના નાદ બહુ ઘોર ગાજે. સ્વ.

કંસાર ખાજાં જલેબી ને ઘેબર, વિવિધ પરકાર પકવાન કીધાં;
સેવૈયા મોતૈયા દળીઆ લાડવા, ભાવતાં ઘૃત ને ખાંડ પીધાં. સ્વ.

મિષ્ટાન્ન ભોજન કુટુંબ સારુ કરે, દુરિજન લોક આશ્ચર્ય થાય;
જેહ જોઇએ તે સર્વ લાવી દીયે, જેને શિર છત્ર વઇકુંઠરાય. સ્વ.

કાલ સ્વામિ છે ગ્રહે દધિ શાંતિક દિન, ચોથો દિને સજ થાશેરે જાન;
નાત મહાજનને ઘેર તેડાં કરો, પ્રાણીપતથી તે બહુ દેઇને માન. સ્વ.

વણિક વેહેવારીયા સીમ ગરાસીયા, જાને ચાલ્યાની છેરે ખાંત;
વસ્ત્ર વાહન જેને જોઇએ તે મળે, નરસહીંયો સમરે શ્રીલક્ષ્મીકાંત. સ્વ.

## પદ ૨૫મું.

કેશર અગર સુગંધનાં છાંટણાં, મંડપ રચના કહી નવ જાય;
નગરનું લોક તે સજ થયું જાનમાં, કોણ નરનારી ને રંક રાય. કે૦
અશ્વ સુખપાલ ને રથ મેગળ પુરી, વસ્ત્ર વાસણ લઈ ગાડે કસીયાં;
સુખડી મેવા પકવાન વિધવિધતણા, ડેહેરા તંબૂ કનાત તકીયાં. કે૦
સુગંધ તીલક કરી વરજી નવરાવિયા, વિવિધ આભૂષણ અંગ કીધાં;
તેજી ભલો તેને ધુઘરા ધમધમે, શ્રીફળ લેઈને હાથ દીધાં કે૦
શ્રી લક્ષ્મીનાથને ચર્ણે જઇ નમ્યો, આજ્ઞા માગીને તે અશ્વ બેઠો;
શીશ નમાવીયું તાત નરસહીંયાને, સ્વજન કુટુંબને નમ્યોરે હેઠો. કે૦

## પદ ૨૬મું.

સમય વિના શું સુઈ રહ્યા શ્રીહરી, નથી રેણી ને મધ્યાને કહાવી;
પાછલો દિવસ તે ખટઘડી નમી ગયો, લીધી નથી કાંઈ ભગત ભાવી. સ૦
જાન જોડી રહી નગરના દ્વારમાં, સરવ મળી મારી વાટ જૂએ;
તમ વિના દાસના પ્રાણ તે કયમ રહે, ભક્તપત જાતે કેમ ખૂએ. સ૦
અમો છું રંક તમો રાય રણછોડજી, પ્રીત સમોવડ ચાલી જાય;
વિપ્ર હું દુરબળ લોક લજામણો, જોડો જગજીવન હાંસી થાય. સ૦
ભુવન દસ ચારના ઈશ છો ત્રીકમા, નિધ સિધ મુક્તિ જાંહાં ઘેર દાસ;
લક્ષ્મીના કાંત ને પૂરણ બ્રહ્મ તમો, અજ અમર સુરપતિ ઈશ આશ. સ૦
પ્રહ્‌લાદ નારદ સનક સનકાદિક, ઓધવ અરજુન ભગત સારા;
રંક જાણી પ્રભુ લાજો છો આવતા, નિરધન તોયપણ ભગત તારા. સ૦
તું ત્રિભુવન ધણી ભકત ચિંતામણી, આદ્ય તું અંત્ય તું સરવ કરતા;
તમ થકી વેગળા આસુરીમાં ભળ્યા, શરણ આવ્યાતણું દુઃખ હરતા. સ૦
માહરે સામળા શેઠ સમરથ ભલા, પ્રાણજીવન પ્રભુ ધન્ય સારું;
કરમના લેખ તે સહી મીટે તમથકી, નવ લહે બિરદ ગોપાલ તારું. સ૦
માત તું તાત તું નાથ નારાયણ, સ્વજન તું સામળા સરવ માહારે;
પુત્રનું પાગરણ કૃષ્ણ તમથી થયું, લાડ લડાવીયાં હાથ તાહારે. સ૦
મિત્ર તું માધવા કંથ કમલાવર, તુજ વિના નાથજી કોહોને જાચૂં;
કરમચા ભોગ તે ભોગવે છુટીએ, કૃષ્ણ કરુણાવડે મોદ માચૂં. સ૦

તવ હરી ધાઇ સેજા થકી ઉઠીયા, દારૂક દારૂક વદત વાણી;
ચાલ ચતુરા મુખ ચતુરભુજ એમ કહે, દુઃખ ધરે દાસ તે દોહલું જાણી. સ૦
કનક જડિત મણી રથ આગળ કર્યો, અશ્વ જોડી હરિ પાસ લાવે;
રુકમણી સહિત પધારીયા શ્રીહરિ, મુનિવર જોગીને ધ્યાન નાવે. સ૦
અંત્રીક્ષ મારગે પલકમાં પરવર્યા, રથ તણી ગર્જના સર્વે જાણી;
અવર બીજું કોઈ દ્રષ્ટે દેખે નહીં, નરસહીંયો નિરખે સારંગપાણી. સ૦

## પદ ૨૭મું

શીઘ્ર સુખપાલ મેહેતોજી વેગે ચડી, વરજી શણગારીને અગ્ર કીધા;
જાન જોડી કરી ઘરથકી નીસર્યા, દુંદુભીના તવ ઘોષ દીધા. શી૦
પ્રથમ સમાગમ શુભ શુકન હવા, દાસના પુત્રની જાન જાય;
ખાન ને પાન પકવાન મોદક ઘણા, ખટરસ ભોજન વાટે થાય. શી૦
બાર દિવસ થયા જાનને ચાલતાં, આવી પહોંચી વડનગર પાસે;
મદન મહેતાને વધામણીએ કહ્યું, જાન આવી એક રાત વાસે. શી૦
તવ હશી બોલીયા મદન મહેતોજી ત્યાં, જાનની જુગતી તે કેવી ભાસે;
જોયું નીહાળીને સત્ય કહો વારતા, ઠાઠ કેવો રચ્યો વિષ્ણુદાસે. શી૦
નવ કહું અનરથ કહું છું જથારથ, રાજપુત્રીતણું ભાગ્ય મોટું;
તમ થકી વૈભવ અધિક દીઠો ઘણો, પૂરણ પુન્ય આવીને ચોહોટયું. શી૦
મલપતા કુંજર મસ્ત ચાલે તાંહાં, નવરંગ હોદ્દા નીશાન ફરકે;
શત સુખપાલ તે રતન ડાંડે જડી, માતા કોરીલ તુરી ચારુ ધરકે. શી૦
ત્રણસેં તીસ રેવંત ત્યાં પાખર્યા, વીશ તો ખારના રથ જોડયા;
નીલા પીલા વળી લાલ કસૂંબીયા, એક બીજા ઉપર પરદા ઓઢયા. શી૦
ઘુઘરુ ઘમઘમે ટોકટા ટમટમે, રમ ઝમ ધમ ધમ ધમ શબ્દ ઊઠે;
ભલે ઘોડે ચડયા શોભે સુભટ ઘણા, સ્વાર પાળા તણી ફોજ છૂટે. શી૦
જોડી નગારાંની ઊંટ ઊપર ધરી, અશ્વની જોડ ત્યાં ઝાંઝ વાજે;
તાળ મરદંગ સારંગી સોહામણી, જાનની જુગત તે સબળ છાજે. શી૦
નગરનું લોક તે કોઇક રહ્યું હશે, વણિક વેહેવારીયા લીધા ગોતી;
હાટ બેઠાં ભરી શેહેરની શેરીયે, સહુ મળે વસ્તુ જે હોય જોતી. શી૦

આજ સુધી નથી સાંભળ્યું શ્રવણેથકી, જુગતી જગતમાં જાન જોડી;
ઇંદ્રના વૈભવથી વૈભવ અતિ ઘણો, મળો વેહેવાઇને જાઓ દોડી. શી૦

સાંભળી વિપ્ર મન માન દીધાં ઘણાં, હરખીયા મન સંતોષ પામી;
નાતના અધિપતિ સરવ તેડાવીયા, તેડીયા રાયજી શીશ નામી. શી.

નગર વેહેવારીયા અવર ગરાસીયા, ચમરધર સુભટ સહુ સંગ લીધા;
કેસર કુંકુમ ને અત્તરના કળસીઆ, ફોફળપાન કર દાસ દીધાં. શી.

માનનીઓ નવલ સરવ ટોળે મળી, મંગળ ગાય છે રથ બેઠાં;
ગડગડે દુંદુભિ સામૈયું સજ થયું, ખાય તંબોળ મુખ બોલે મીઠાં. શી.

આવી પહોંચ્યા ત્યાંહાં જાન શોભે જહાં, મદન મેહેતો મનમાંહે હરખ્યા;
ધાઈ ચર્ણે નમ્યા વેહેવાઇ મન ગમ્યા, નરસહીં મેહેતો દિઠા સિદ્ધ સરખા. શી.

## પદ ૨૮મું.

કર જોડી મદન મેહેતો કરે વીનતી, સ્વામિ સ્વામિ હું સેવક તમારો;
દુર્વચન હસી મુખથી કીધાં હશે, તે ક્ષમા કરોને અપરાધ મારો. ક.

સ્તુતિ કીધી ઘણી, પ્રાર્થના પેરતણી, મેહેતાએ નમીને દીધું છે માન;
જેમ ઘટે તેમ મળ્યા અવર સહુ સાથને, હેતશું આપ્યાં ફોફળ પાન. ક.

કરી પ્રણીપત નગરમાં આવીયા, લોક જોવા મળ્યા ટોળે ટોળે;
જોઇ શોભા હરિદાસની એમ વદે, મદન મેહેતો નથી એહની તોલે. ક.

અંત્રીક્ષ મારગે હરિ મળ્યા ભાવતા. મેહેતાજી જાણે છે તેજ મર્મ;
દુરીજન લોક તે સહુ લહે વારતા, આડી અંત્રાઇના બંધ કર્મ. ક.

સુંદર રથથી ઉતારી છે જાનને, મદન મેહેતે તાંહાં શીખ માગી;
વાહાણું વાશે ત્યારે લગનનો દિવસ છે, જાન મોહોટી તેની બીક લાગી. ક.

રાખશે શરમ ને ધરમ આડું થશે, હરિતણા દાસની સેવા કરતો;
જે જોઇએ તે સર્વે વસ્તુ આણી દીયે, મદન મેહેતો રહ્યો ફેરા ફરતો. ક.

પ્રેમે પૂજા કરી લક્ષ્મીના નાથની, નવલ મંદિર પધાર્યા અહેઠા;
ગદ્દગદ્દ કંઠે નરખીયો નરસહીંયો, કનક સિંહાસને કૃષ્ણ બેઠા. ક.

## પદ ૨૯મું.

તું મારો પ્રાણજીવન ધન સ્યામળા, લક્ષ્મીના નાથશિર નાથ માહારા;
ભકતથી કાંઇ અધિક નથી તાહરે, દાસને અધિક છે ગુણ તાહારા. તું.

વઇકુંઠ ધામમાં સાદ શ્રવણે સુણી, દ્રુપદ સુતાતણી લાજ રાખી;
ભગત તિલોચન ઘેર કાવડ ભરી, વ્યાધ તાર્યો તેનો વેદ સાખી. તું.

ભક્ત કારણ પર્યંકને પરહરી, ગજ ઉગારીયો હાથ ઝાલી;
દાસ જાણી પ્રભુ આ કળીકાળમાં, લક્ષ્મી સહીત ત્યાં આવ્યા ચાલી. તું.

પાદર જમણ કીધું ત્યાંહાં અતિ ભલું, રાવને રંક ત્યાંહાં સર્વ આવ્યું;
લાડુ પકવાન જલેબી વિવિધતણી, શ્રીલક્ષ્મીનાથને મન ભાવ્યું. તું.

દીન દયાળ કરું એક વીનતી, દાસનો દાસ વરઘોડે ચઢશે;
રુકમણી સહીત ત્યાંહાં સંગે પધારીયે, શ્રીમુખ સમરતાં કાજ થાશે. તું.
પુત્ર આવ્યો ત્યાંહાં અગ્ર શ્રીકૃષ્ણનો, કોટિકંદર્પ લાવણ્ય દેહી;
ગદ્‌ગદ્ કંઠ મુર્છાગત થઈ રહ્યો, મદન મોહન તણે રુપ મોહી. તું.

મસ્તક હાથ મેહેલ્યો મધુસૂદને, પાણ જોડી રહ્યો સ્તુતિ કરવા;
પ્રદ્યુમ્ને અંગના આભ્રણ આપીયાં, મકરાકૃત કુંડલ કાન ધરવા. તું.

માણેક મેહેતી ત્યાંહાં આવી ઇચ્છા થકી, ધન્ય મમ ભાગ્ય ધન્ય ધન્ય સ્વામી;
દેહ દીશા તવ નવ રહી નિરખતાં, ચરણ કમળે રહી શીશ નામી. તું.

દંપતિ કર લહી મસ્તકપર ધર્યા, ત્રિવિધના તાપ તે ગયારે નાસી;
રુકમણી હાર શણગાર સહુ આપીયા, રુપ શોભા જાણે દેવદાસી. તું.

આજ્ઞા લીધી છે રાય રણછોડની, ગદ્‌ગદ્ કંઠે હું મોદ પામી;
કૃષ્ણે આભૂષણ આપ્યાં નરસહીંયાને, અઢળક ઢળીઓ અંતરજામી. તું.

## પદ ૩૦મુ.

આજ લગન તણો દિવસ સોહામણો, મંડપમાં માનુની ગીત ગાયે;
મદન મેહેતો ગ્રહશાંતિકે બેસીઆ, મેહેતીને મન આનંદ થાયે. આ.

કલુવો કરવો નવલ વરરાયને, નાગરી નાતની રીત જાણી;
મેહેતાને મંદિર મંડપમાં માનની, ગાય છે ગીત સહુ પક્ષ તાણી. આ.

વરઘોડા વેળા વરને થઈ તે સમે, નાત માહાજન સહુ લીધા સાથે;
અષ્ટદશ ઘડી ઉદીયાત દિનકર સમે, જોશી ઘડી માંડી તે નીજ હાથે. આ૦
આજ્ઞા લીધી મેં લક્ષ્મીના નાથની, ગદ્‌ગદ્ કંઠ હું ઊભો ત્યાંહે;
પ્રેમ ભરાણો હુને બોલી તે નવ શકું, હાથ સાહી મારો રુદીયા માંહે. આ૦

હું તારા પ્રેમને વશ થયો નાગરા, વૈકુંઠમાં નથી તોલે તારે;
ભક્તને કષ્ટ તે મૂજને કષ્ટ છે, તું સમોવડ નહીં કોઈ મારે, આ૦

બોલ મીઠા સુણી નરસહીંયો રાજીઓ, ધન્ય શ્રીકૃષ્ણની અચળ વાણી;
ભક્તવત્સલ પ્રભુ બિરદ રાખો સદા, સંતને સૂત પોતાનો જાણી. આ૦

## પદ ૩૧મું.

નવલ વરરાયજી નવલ ઘોડે ચડયા, કુંકુમ રોલને અત્તર મેહેકે;
સોઘો ચૂવા મોગરેલ ફૂલેલ ત્યાંહાં, પુષ્પ સુગંધના હાર બેહેકે. ન૦
શ્રીફળ ફોફળ પાન કુંકુમ સહી, વરજીના હાથમાં દીધાં આણી;
તેજી ભલો તેને અધિક શણગારીયો, પાખર જર કસી મેહેલ્યાં તાણી. ન૦
ભૂષણ વસ્ત્રની શી રે શોભા કહું, લક્ષ્મીકાંત મમ છત્ર માથે;
વદન જોતાં મહીપતિ શોભે નહીં, સાંબેલા પાંચસેં પાંચ સાથે. ન૦
ચારસેં રથ રેવંત મેગલ તુરી, નવલ નીશાનની જોડ ફરૂકે;
નાત મહાજન ને નાત છે નાગરી, ગડબડ દુંદુભી નાદ ધરૂકે. ન૦
મસ્તક મોહોડ તે મેહેતીજીએ ધર્યો, કાંતિ રામાતણી દાસી જાણે;
મદન મેહેતાતણે ભીડ મંડપ ઘણી, તોરણ સોહે એક વરને દાણે. ન૦
ચાર સોહાસણો સંગ શોભે ભલી, મદન મેહેતી ત્યાં આવ્યાં ચોકે;
ધાટ ધાલી નીચાં નમીયાં લેશ તે, નાક સાહુું હસ્યા મંડપ લોકે. ન૦
ભાવસું પોંખીને વિધિગત કરે ત્યાંહાં, માહે રે વરજીને પોંખી લીધાં;
વેદના શબ્દ વિપ્ર તે મુખથી વદે, લગન સમે કન્યાદાન દીધાં ન૦
અંતરપટ દઈ પાણવટ હસે, વાજે દુંદુભી દેવ નાદે;
પુષ્પની વૃષ્ટિ અંત્રીક્ષથી સુર કરે, ગુણીજન ગાય છે મધુર સાદે. ન૦
મધુપર્ક સમય તવ થયો તે સમે, વેવાહી વેહેવાણ તેડયાં સજોડે;
મદન મેહેતો કર કનક ઝારી લઈ, પગ પખાળે છે બહુ કોડ કોડે ન૦
વરવધૂ દંપતી જોડ શોભે ઘણું, અવર પાસે નહીં જન કોય;
કન્યાને સ્વસ્તિ ભણાવતાં તે સમે, નરસહીંયો ચતુર્ભુજ રૂપ જોય. ન૦

## પદ ૩૨મું.

મોરના પીછનો મુગટ મણિમય જડયો, મકરાકૃત કુંડલ શ્રવણ ઝળકે;
કૌસ્તુભ મણિ શિવલાંછન ઉર કર્યું, વૈજયંતિ મોતી માળ લળકે. મો.

પીતાંબર પટ કટિપર મેખળા, કંચન નેપૂર કર ખળકે;
કોટિ કંદર્પ લાવણ્ય જોઇ રૂપ ને, મુનીવર જોગીનાં મન સળકે. મો.

શંખ ચક્ર ગદા પદ્મ આયુધ ધર્યાં, પરિબ્રહ્મ દેવ છે નામ જેહેનું;
કોટિ સૂરજ શશિ જોતી નવ ચંદ્રકા, કોટી બ્રહ્માંડ એક રોમ જેહનું. મો.

મેહેતીનું રૂપ દીઠું કમળાતણું, વદન જોતાં કોઈ નથીય જોડે;
ઇંદ્રાણી બ્રહ્માણી ને રૂદ્રાણી, નિરખતાં નિરખતાં હાથ જોડે. મો.

ચાર ભુજ ને ચપલ છે ચાતુરી, નવલ તત્વલતા શર શોભાવે;
નિમિશે કટાક્ષમાં જગત મોહિત થયું, વદન જાણે વૈકુંઠ નામ કહાવે. મો.

ત્તરતણું વદન તે પ્રદ્યુમ્ન નિરખીયા, કુંવરીનું રૂપ તે રતિનું દીઠું;
દેવચક્ષુએ નરસહીંયો રવિ નિરખીયો, રૂપ સુંદર જોઈ લાગ્યું મીઠું. મો.

જોઈ લીલા પ્રદ્યુમ્ન વિસ્મય થયા, પાણ જોડી બેઉ ચરણે નમીયાં;
ગદ્‌ગદ્ કંઠ થયા વાણી ચાલે નહીં, કંથ કમળાતણે નમ ગમીયાં. મો.

ત્રિભુવનપતિ તવ પ્રસન્ન થઈ બોલીયા, એક હું મેહેતાજી તોલ થાશે;
મસ્તક કર ધરી અંતર્ધ્યાન થયા શ્રીહરિ, મદન મેહેતો રહ્યા મન વિમાસે મો.

જોયા તાંહાં મેહેતાજી બેઠા છે એકલા, મદન મેહેતો જઇ ચરણે વળગ્યા;
ધન્ય મમ ભાગ્ય જે કુળ પાવન કર્યું, નરસહીંયે સ્નેહ શું કીધા અળગા. મો

## પદ ૩૩મું.

બહુ મોહોજોણું સરવે લાવે તાંહાં, મદન મેહેતાનો ગયો છે ગર્વ;
મેહેતાજી મંદિર નાર ટોળે મળી, મુખ જોઇ આપે શણગાર સર્વ. બ.

વિપ્ર વદે તમો સરવ ચોહોરી રચો, મંગળ શુભ વરતોને ચાર;
દંપતી હરખે કંસાર* આરોગીયાં, સાસુજી પીરસે છે ઘ્રુત ખાંડ. બ.

માનુની ગાય મંગળ ટોળે મળી, વિવાહનાં ધોળ બોલે છે વાણી;
જય જય શબ્દ મંડપ મંડળ વિખે, વર વહુ બેઉ રહ્યાં છે પરણી. બ.

અશ્વ ભલા રથ રેવંત પાલખી, મદન મેહેતો ત્યાંહાં દેછે દાન;
સોળ શણગાર બેહુ દંપતી આપીઆં, જરકસી વસ્ત્ર દઈ આપે માન. બ.

* છાપેલી પ્રતમાં (બૃ. કા. દો, ગ્રંથ ૩ જો, પૃ ૫૮) આ ઠેકાણે "ઘૃત ખાંડ" શબ્દો છે. આ લીટીમાં કાંઇક ગડબડ થએલી લાગે છે.

સસરાજીને દીધાં જામો ને પાઘડી, કુંવરબાઇને સુંદર સાડી;
જ્યાં જોઇએ ત્યાં તેવી કીધી પેહેરામણી, દીએ વાણોતર ટીપ માંડી. બ.

ગૌવિયોગતે દાન દીધાં ઘણાં, મહિષ આપી છેરે દૂધ પીવા;
સાત દિવસ તે લગન માંહે રહ્યાં, લોક જાણે તે નિત નિત વિવા. બ.

શીખ દીધી પછી જાન તત્પર થઈ, ખટરસ ભોજન સરવે લીધાં
વાગ્યાં નીશાન ને જાન ચાલી ત્યાંહાં, સ્વજન કુટુંબને વીદાય કીધાં. બ.

ચાર જોજન લગી રાયજી આવીયા, મદન મેહેતે તાંહાં શીખ માગી;
પુત્રી વીજોગથી નીર નયણે ભર્યાં, વેહેવાઈ નાંખે છે રંગ રાગી. બ.

તેર દિવસ થયા પછી પૂરણ, જાન જૂનાગઢ આહાર આવી;
ચૂરી પૂરી પકવાન ભોજન કર્યાં, નરસહીંયાને મન સઘ ભાવી. બ.

## પદ ૩૪મું.

સહસ્ત્ર પાંચ મશાલ ઊજ્જ્વલ કરી, ગાજતે વાજતે જાન ચાલી;
નગરના લોક તે ટોળે ટોળે મળ્યા, નિરખે છે વરજીને મીટ ઘાલી સ.

માનની હરખથી ગાય ટોળે મળી, સરવને ફોફળ પાન દીધાં;
વરજીને પોંખીને ઘરમાં પધરાવીયા, શ્રીલક્ષ્મીનાથનાં નામ લીધાં. સ.

સેવક ચાર વળાવીયા હેતશું, પૂરી રહ્યા દાસના કોડ કોડે;
અંત્રીક્ષ મારગે અંતરજામી વળ્યા, નરસૈંયો રહ્યો તે પાણ જોડે. સ.



# ૬. બાળલીલા.

——•◆•——

## પદ ૧લું

જસોદાજીને ખોળે બેઠા, સુંદર વ્રજનો નાથરે;
ભોજન કરતાં મેહેતે દીઠા, જેના જુઠડા હાથરે. જસોદાજી.

ભોજન કરી રમવા સંચરયા, જનુનીએ બીડી બાથરે;
આભ્રણ સઘળાં એઠાં કીધાં, અંગે વળગ્યો ભાતરે. જસોદાજી.

મુખ કેરાં મરકલડાં જૂવે ગોપી જનનો સાથરે;
ભણે નરસૈંયો આનંદ વાધ્યો, ગોવિંદના ગુણ ગાતરે. જસોદાજી.

## પદ ૨જું

જમો જમોરે નહાના લાડકડા, માતા જસોદાના બાલકડા;
રાડ ના કીજે સામળીઆ વહાલા, તારી જનુની કરે કાલાવાલા. ટેક.

મધુરો શો કોળીઓ મેહેલો મુખમાંહી, વાહાલા હળવે હળવે લીજેરે;
કઢયાં દૂધ સાકર સંગાથે, એક ઘૂંટડે પીજેરે. જમો.

વેણુ વાગે વાગે વાહાલાજી તમારી, બલભદ્રપે મોટી થાયરે;
ભક્તશિરોમણી જનુની વાહાલાને, એવે એવે વચને વાયરે. જમો.

કૌતક જોતાં વ્રજની ગોપી, તન મન ધન ત્યાં વારેરે;
નરસૈંયાચા સ્વામીનું મુખડું, ફરી ફરી જસોદા ન્યાલેરે. જમો.

## પદ ૩જું

જલકમળ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે તને મારશે, મને બાળહત્યા લાગશે. જલ. ટેક.

કહે રે બાલક તું મારગ ભૂલ્યો, કે તારા વેરીએ વળાવીયો;
નિશ્ચય તારો કાળજ ખૂટયો, અહિંઆં તે શીદ આવિયો. જલ.

નથી નાગણ હું મારગ ભૂલ્યો, નથી મારા વેરિએ વળાવિયો;
મથુરા નગરીમાં જૂગટું રમતાં, નાગનું શીશ હું હારિયો. જલ.

રંગે રૂડો રૂપે પૂરો, દીસંતો કોડીલો કોડામણો;
તારી માતાએ કેટલા જન્મ્યા, તેમાં તું અળખામણો. જલ.

મારી માતાએ બેહુ જન્મ્યા, તેમાં હું નટવર નહાનડો;
જગાડ તારા નાગને, મારું નામ કૃષ્ણ કહાનડો. જલ.
લાખ સવાનો મારો હાર આપું, આપું રે તુજને દોરિયો;
એટલું મારા નાગથી છાનું, આપું તુજને ચોરિયો. જલ.
શું કરું નાગણ હાર તારો, શું કરું તારો દોરિયો;
શાને કાજે નાગણ તારે, કરવી ઘરમાં ચોરિયો. જલ.
ચરણ ચાંપી મૂંછ મરડી; નાગણે નાગ જગાવિયો;
ઉઠોને બળવંત કોઈ, બારણે બાલક આવિયો. જલ.
બેઉ બળિયા બાથે વળગિયા, કૃષ્ણે કાલિનાગ નાથિયો;
સહસ્ત્ર ફેણા ફુંફવે જેમ, ગગન ગાજે હાથિયો. જલ.
નાગણ સૌ વિલાપ કરે જે, નાગને બહુ દુઃખ આપશે;
મથુરા નગરીમાં લેઇ જશે, પછી નાગનું શીશ કાપશે. જલ.
બેઉ કર જોડીને વીનવે, સ્વામી, મૂકો અમારા કંથને;
અમે અપરાધી કાંઇ ન સમજ્યાં, ન ઓળખ્યા ભગવંતને. જલ.
થાળ ભરી શગ મોતિયે, શ્રીકૃષ્ણને રે વધાવિયો;
નરસૈંયાના નાથ પાસેથી, નાગણે નાથ છોડાવિયો. જલ.

## પદ ૪થું.

આવડી રાઢ શી વિઠ્ઠલા તુજને, ગગનથી ઇંદુ કેમ આપું આણી;
કુંવર કાંઈ નવ લહે, વાત અવીનવી કહે, નોહે કાંઇ ટોપરું ગોળ ધાણી. આવડી.
આંખે આંસુ ઢળે, ઇંદુ દેખી ચળે, ટળવળે મા કને માન માગે;
રહે રહે રોતો તું રે જોતો ઘણું, રમને રમકડાં છે જે આગે. આવડી.
ઇંદુ થયો અસ્ત ને રહે નહિ રાખીયો, દુદધિસુત પ્રગટ કરી આણી આપે;
નરસૈંઆચો સ્વામિ માંખણે ભોળવ્યો, સકળ વૈભવ તણો બંધ કાપે. આવડી.

## પદ ૫મું.

માતા આગળ મોહન નાચે, આંગળીએ હરી વળગ્યા રે;
વદન સકોમળ નિરખે જનુની, ક્ષણ નવ મેલે અળગા રે. માતા.

મંદીરમાંથી મોદીક લાવી, માતા મુખ મેલતી રે;
નાસી જાએ આઘો આવે, વાહી વાત કરતી રે. માતા.

એમ કરી જુવતી જન આવ્યાં, શાવ કુંવરીની કરવા રે;
નરસૈંઆચો સ્વામી નયન નચાવે, માનનીનાં મન હરવા રે. માતા.

## પદ ૬સું.

ગાએ ગોપી ગોવિંદના ગુણ, ઉલટ અંગ ન માએ રે;
શાવ મશે તે શામળીઆનું, મુખડું જોવા જાએ રે. ગાએ.

દુધ દહીં આગળ કરી રાખે, માખણ સાકર માંહે રે;
ઘરનાં દ્વાર ઉઘાડાં મુકે, જો આપે તો ખાએ રે. ગાએ.

ધન ધન ગોકુલ ધન ધન ગોપી, કૃષ્ણના ગુણ ભાવે રે;
નિશદિન ધ્યાન ધરે મન હરિનું, એમ જાણે ઘર આવે રે. ગાએ.

જેનું ધ્યાન ધરે મહા મુનિજન, તે સ્વપને ના દેખે રે;
તે શામલીઓ પ્રગટ થઇને, પ્રેમદા પ્રેમે પેખે રે. ગાએ.

યત્ન કરે ત્યાંહાં પ્રગટ ન થાએ, તે ગોપીના ઘર માંહે રે;
ભણે નરસૈંયો ગોરસ ગમતું, માખણ ચોરી ખાએ રે ગાએ.

## પદ ૭મુ.

જુઓ રે આ બાળકની ગતી, આંગણડામાં રમતો રે;
માતા આગળ બોલી ન જાણે, તે માનુનીનાં મન હરતો રે. જુઓ.

ધન ધન માતા જશોમતિ, ઓછંગે આવતો રે;
બ્રહ્માદિક જેનો ભેદ ન જાણે, તે ભામિની મન ભાવતો રે. જુઓ.

વાછલડાનું પુચ્છ ગ્રહીને, ઉઠી ઉભો થાએ રે;
ભણે નરસૈંયો ધન એ ગોપી, ભીડે હદિયા માંહે રે. જુઓ.

## પદ ૮મું.

જશોદા તારા કાનુડાને, સાદ કરીને વાર રે;
આવડી ધુમ મચાવે વ્રજમાં, નહીં કોઇ પુછનાર રે. જશોદા.

શીંકુ ટોડયું ગોરસ ઢોળ્યું, ઉઘાડીને બાર રે;
માખણ ખાધું ઢોળી નાખ્યું, જાન કીધું આ વાર રે. જશોદા.

ખાંખાં ખોળાં કરતો હીંડે, બિહે નહીં લગાર રે;
મહી મથવાની ગોળી ફોડી, આ શાં કહિએ લાડ રે. જશોદા.

વારે વારે કહુંછું તમને, હવે ન રાખું ભાર રે;
નિત ઉઠીને એમ કયમ સહિયે, વસી નગર મોઝાર રે. જશોદા.

મારો કાનજી ઘરમાં હુતો, કયારે દીઠો બ્હાર રે;
દહીં દૂધનાં માટ ભરયાં છે, બીજે ચાખે ન લગાર રે. જશોદા.

શાને કાજે મળીને આવી, ટોળી વળી દશ બાર રે;
નરસૈંયાનો સ્વામી સાચો, જૂઠી વ્રેજની નાર રે. જશોદા.

## પદ ૯મુ.

બાલક બાહુવા રે, પરવત મૂક પાછો ધરણી;
કોમળ કર દુખાશે તારો, શી કીધી કરણી. બાળક.

ટચી આંગળી ત્રસક નાંખશે, બાંહે નથી બળવંત;
વ્રિજવાસીને કાજે વ્હાલા, આ શી આવડી ખંત. બાળક.

સહુ રહેશે ત્યમ આપણુ રહેશું, કોને કાજે કીજે;
કોડી માત્ર દધીને કાજે, ગાળ દએ નીત બીજે. બાળક.

કહે કૃષ્ણજી સુણો રે માતા, પર ઉપગારાં પુન્ય;
નરસૈંયાચા સ્વામી ગિરિવર ધરીઓ, વિસ્મય થયા મુનિજન. બાળક.

## પદ ૧૦મુ.

જમો જમોરે નાના બાલકડા, માતા જશોદાજીના લાડકડા;
રોષ ન કીજે શામલિયા વા'લા, તારી જનુની કરે કાલાવાલા. ટેક

મધુરસ કોળિયો મૂકે મુખમાં, તેને હળવે હળવે લીજેરે;
કઢીયેલ દૂધમાં સાકર ભેળી, તેનો એક ઘુંટડો પીજેરે. જમો.

ઈશારો કરી બળભદ્ર દેખાડે, જા પેલો ખાઇ જાયરે;
મુકુટ શિરોમણિ જનની વા'લાની, એવાં એવાં વચને વાયરે. જમો.

કૌતક જુએ ત્યાં વ્રજની નારી, તન મન પ્રાણ નિવારેરે;
નરસૈંયાના સ્વામિનું મુખ દિઠડે, અતિ આનંદે ઓવારેરે. જમો.

## પદ ૧૧મું.

જસોદાજી જમવાને તેડે, નાચતા હરી આવે રે;
બોલે મીઠડા બોલડીઆ ને, અંગો અંગ નચાવે રે. જસોદાજી.

મુખથી શોભા શી કહું જાણે, પૂનમચંદ બીરાજે રે;
નેત્ર કમળના ચાળા જોઈ જોઈ, મન્મથ મનમાં લાજે રે. જસોદાજી.

અંજન બેઉએ નયણે સારયાં, ઉર લટકે ગજમોતી રે;
તિલકતણી રેખા અતિ સુંદર, માતા હરખે જોતી રે. જસોદાજી.

સ્નેહ જણાવીને પુત્રને માર્યો, આવીને કોટે વળગ્યો રે;
લાડકડો અતિ લાડ કરે છે, ક્ષણું ના મેહેલું અળગો રે. જસોદાજી.

ખોળે બેસાડીને ભોજન કરતાં, માતા આનંદ પામી રે;
ભક્તવચ્છલ ભૂધરજી મળ્યા, મેહેતા નરસૈંયાનો સ્વામી રે. જસોદાજી.

## પદ ૧૨મું.

ઓ પેલો ચાંદલિયો, આઇ મુને રમવાને આલો;
નક્ષત્ર લાવીને માતા, મારા ગજવામાં ઘાલો.

રુવે ને રાતરડો થાએ, ચાંદા સાંમુ જૂવે;
માતારે જશોદાજી, હરિનાં આંસુડાં લૂવે.

લોકનાં અનેરાં બાળક, ઘેલો તું કાં થાએ;
ચાંદો આકાશે વહાલા, તે કેમ લેવાએ.

વાડકામાં પાણી ઘાલી, ચાંદલિયો દાખ્યો;
નરસૈંયાનો સ્વામી શામળીઓ, રડતો તવ રાખ્યો.

## પદ ૧૩મું.

વાહીને જમાડે, માતા કુંવર કહાન;
નાશી જાયે આઘો આવે શામલેવાન.

જુવંતી જોતી રે, મોહન મનમાંહે ભાવે;
છેડલો સાહીને, માતા આગળ લાવે.

માતા જાણે મારો પુત્ર કાંય ન જાણે;
ભણે નરસૈંયો ગોપી ઉરસું આણે.

### પદ ૧૪મું.

આંગણુડે આવતો દેખી, શામળીયાને સુખડી લાવી રે. આં૦ ટેક
આનંદે ઉછરંગે લીધો, ચાંપી ચુંબન દેતી રે;
માખણુ સાકર વહાલા મુખમાં, મોહી મોહીને મેલતી રે. આં૦
મંદીરમાં આવીને માતા, દુધ કઢું તે પાયે રે;
નરસૈંયાચો સ્વામી જેમ જેમ નાશે, માતા કેડે ધાયે રે, આં૦

### પદ ૧૫મું.

માતારે જસોદા હરિને ધુમણુ ઘાલે;
આનંદે ઉલટે ઉભી વદન નિહાલે.

ધમધમ ધમકે ઘુઘરી હુંકારા કરે;
જોઇ જોઇ જનુનીનું મનડું ઠરે.

જેહને કાજે મહામુનિ દેહ રે દમે;
તે તો કૃષ્ણજી પારણામાં રંગે રે રમે.

સુંદર વદન જોઈ ચુંબન દીધું;
નરસૈંયાચો સ્વામી જોતાં કારજ સીધું.

### પદ ૧૬મું.

મંગલ ગાયેરે માતા મંગલ ગાયે;
પારણા માંહે પોઢયો રે પુત્ર, જોતી તૃપ્ત ન થાયે.

હીંચોલે ઉભી આનંદે ઘુઘરડી ધમકે;
માખણ સાકરે ભેળી મુખ માંહે મૂકે

મીઠડાં કરીને માતા ખાંતે ખવરાવે;
ભણે નરસૈંયો મુનિજનના ધ્યાને ન આવે.

### પદ ૧૭મું.

જુવોની જશોદા કહાનાએ ગોળી રે ફોડી;
તમને કહીયે તો કહો છો, ગોવાળણી કોડી. જુવો૦

વાછરુંને છોડી મેલ્યાં, કીધું છે જાન;
માખણ ચોરીને ખાધું છે, એ શામળવાન. જુવો૦

આવો તો દેખાડું કૃષ્ણે કીધાં જે કામ;
બાળક થઇને ખોળે બેઠો, શું જુએ સુંદરશ્યામ. જુવો૦

બાઇરે બાળુડો મારો, કાંઇએ ન જાણે;
ભણે નરસૈંયો લીલા, વેદ વખાણે. જુવો૦



# 7 ચાતુરી ષોડશી.

### પદ ૧લું

લલિતા–સુણોજી સલુણા સેણજી, સાને ભરો છો નેણજી;
શું દુઃખ છે તમારે નાથજી, વહાલા કહોને અમને વાતજી.

**ઢાળ.**

વાત કહોને વહાલા અમારા, કાં થઈ રહ્યા આસન;
શાને કાજે શામળા તમો, મુકો છો નિશ્વાસન.
વદન તમારું વાલમા, કરમાણું તે શાને માટ;
કપોલ કર કાં દઇ રહ્યા, ઉપનો તે શો ઉચાટ.
મહાવજી તમારું વદન જોતાં, જનમ દુષ્કૃત જાય;
નાથજી તમારું નામ લેતાં, પતિત પાવન થાય.
જેને કરુણા હોય તમારી, તેને સ્વપને ન શોક હોય;
તમે એમ કાં મૂઢ થઈ રહ્યા, અમને તે અચરજ જોય.
સુદ્ધ બુદ્ધ તમારી શામલા, શાને હરિ કહોને શ્યામ;
નયને તે આંસુ કાં ભરો, વૈષ્ણવના વિશ્રામ.
અંગે કોટી અનંગ શોભા, રોમ રોમ અભિરામ;
તમે કલા પાડી કયમ રહ્યા, સમરથ શ્રી ભગવાન.
સુખતણો સાગર સુકાયો, આનંદ કંદ અવિનાશ;
કેશવ કારણ કહોને અમને, હું છું તમારી દાસ.
માધવ તમારા મન તણી, કહોને કરુણાનિધાન;
હું તેડીને લાવું તેહને, જે તમારું જીવનપ્રાણ.
નિમિષ માત્રમાં નાથજી, લાવી કરું પ્રસન;
વાત કરતાં કરતાં વ્રજપતિ, ટળશે વડું વિઘન.
મહીધર મનમાં ધરો ધીરજ, નહિ અકળાયાનું કામ;
નરસૈંયાના નાથજી, મને કહોને તેનું નામ.

## પદ ૨જું

**કૃષ્ણ**–વળતા બોલ્યા જુગજીવંનજી, પ્યારી રાધામાંહે છે મનજી;
છે બ્રખુભાનની કુંમારજી, તે મારા નયનનો શણગારજી.

### ઢાળ.

શણગાર મારા નયનનો, ઉરતણો એ છે હાર;
તન મન જોબન જુવતી, મારા પ્રાણનો આધાર.

અબલા તે નેહે અવતર્યો, મારો વ્રજ વિષે અવતાર;
વસે તે વ્રજની નારમાં, એમ નિગમ કહે નિરધાર.

શ્રી વિશ્વ ધાયે મુજને, વ્રજનાર મારૂં ધન;
સર્વમાં શ્રેષ્ઠ સુંદરી એ, વેદ વાયક માન્ય.

લલીતા તેસું રંગે રમતા, શ્રી વૃંદાવન મોઝાર;
અંગનાને ઉરે લેઇને, ભુજ ભીડયા તેણીવાર.

રસ રીતે પ્રેમ પ્રીતે, કરતા સુધારસ પાન;
તે મટયા પછી શું થયું, માનુનીને વાધ્યું માન.

**રાધા**–લંપટ મેલી દેને મુજને, નિર્લજ સાથ શું નેહ;
મુજથી વહાલી વાલમા, ઉર વિષે રાખી છે તેહ.

**કૃષ્ણ**–કર મુકાવ્યા પાણથી, રમા ભરાણી રોષ;
વનિતા તે વન છોડી ગઈ, મુજને દઇ ગઈ દોષ.

ચતુરા ચિત્ત ચોરી ગઇ, પ્રેમદા લઈ ગઈ પ્રાણ;
મદનશર મારી ગઈ, કામની તે કામબાણ.

ક્યમ કરૂં કહાં જાઉં હવે, ક્યમ ધરૂં ધીરજ મન;
તારા સમ જો તારુણી વિના, ત્રૈલોક લાગે શૂન્ય.

અપરાધ નહિ કંઈ માહરો, વિણ વાંકે કીધો ત્યાગ;
દોષ કોને દીજીએ લલીતા, એવાં અમારાં ભાગ.

સુખ દુઃખ હોયે મનમાં, તે તો સજ્જનને કહેવાય;
માનુનીને મળવાને કીજે, કાંઈક કરો ઉપાય.

આધિન છું હું તાહરો, તું જશ લેને જુવતી;
નરસૈંયાનો નાથ કહે, કરજોડીને એ વીનતી.

## પદ ૩જું.

**લલિતા**-વળતી બોલી લલીતા વાણીજી, તમે સાંભળો સારંગપાણીજી;
પ્રભુજી હું તમારી દાસજી, માધવ રાખો મન વિશ્વાસજી.

**ઢાળ.**

વિશ્વાસ રાખો મન વિષે, ધરણીધર ધરો મન ધીર;
હું મનાવું એ નારને, તમો ચૈતન્યમાં રાખો શરીર.
નિઃશંક થાઓ નાથજી, તમો ભક્તના આધાર;
તમને જે વહાલી વાલમા, લાવું તે વન મેઝાર.
અંબર લઇ આંસું લુવો, કાં થઈ રહ્યા આસન;
તમને દેખું દોહેલા, તારે દાઝે મારું મન.
માવજી રે મને સમ તમારા, કુંજે લાવું જુવતી;
શોક નિવારી સુખ કરું, તો જાણજો દૂતિ હતી.
પ્રભુજી તમોને પ્રાણ સુંપું, વિવિધ વન ક્રીડા કરો;
કહોતો હું લાવું જુવતી, તમો શોક સઘળો પરહરો.
નિઃશંક થાઓ નાથજી, નહિ અકળાયાનું કામ;
**કવિ**-લલીતા ચાલી વન વિષે, શ્રીકૃષ્ણને કરી પ્રણામ.
વિનતા તે વન જોતી ગઈ, જ્યાં કામનીનું ભૂવન;
શોક સાગર અંગે આતુર, રહી રહી કરે રુદંન.
હાર ચીર શણગાર ભૂષણ, કાંકણ કંકણ જેહ;
શણગાર સર્વે અંગ થકી, અબલાએ ઉતાર્યા તેહ.
તે સોળ કળાએ શોભતી, (ત્રૈ)લોકય તારુણી સુંદરી;
શોકસાગરે પડી શ્યામા, લલિતાએ દીઠી અણુમણી.
કમળ સરખાં નયન દીઠાં, નિઃશ્વાસ મહેલે નાર;
નરસૈંયાના સ્વામી તે પ્રતે, લલીતા બોલી તે વાર.

## પદ ૪થું.

**લલિતા**-સુણો શ્રીખુભાન કુંમારીજી, સુંદરી તું વિનતી મારીજી;
માનુની મન અવિધારજી, મહા વન ચાલો કરવા વિહારજી.

ચીર ચંપક સાડી પટોળી, ઓપતાં ને પહેર્યાં અંગ;
ઘુંઘટમાં મધુરું હસતી, નારી નેણ કુરંગ.
શીશ ફુલી રાખડી, નેણે તે કાજળ રેખ;
લીલવટ સોહે ચાંદલો, વેણીએ તો વળગ્યો શેષ.
નિરમલ મોતી નાકમાં, શ્રવણે પેહેરી ઝાલ;
અધર અરુણ ઓપતાં, ત્રાજવું શોભે ગાલ.
મોતીઆળી ઝરમર કંઠે, ઉર એકાવળ હાર;
ચોળી પહેરી કસકસી, કર કંકણનો ઝણકાર.
ચુડલો હાથે સોહામણો, બીડી મુખમાં જાણ;
કાંકણ સર્વે સોહામણાં, શાં શાં કરું વિખાણ.
ચરણે નેપુર ઘુઘરી, વીછુઆ અણવટ સોહે;
નખ શિખ જોતાં સુંદરી, મુનિ જનનાં મન મોહે.
હંસાગમની ગજગતિ, કટી કેસરીનો લંક;
ઉર અંબુજ બે ઓપતાં, મુખડું જાણે મયંક.
મુખડે તે મધુરું બોલતી, હલવે શું મોડે અંગ;
પત્નીને પ્રેમ વાધ્યો ઘણો, મળવાને શ્રીભગવંત.
અબળા તે સજ થઈ, પુરિયાં તે ખટ બાણ;
નરસૈંયાના નાથને કાજે, લલિતાએ મુકાવ્યું માન.

### પદ ૬ ઠું.

**રાધા**–લલીતા સાંભળ મહારાં વચનજી, અંગમાં પ્રગટ્યો છે અનંગજી;
તેણે કરી દાઝે મારું તનજી, વેગે કરીને ચાલો મહાવનજી.

### ઢાળ.

**કવિ**–વેગે કરીને મહાવન ચાલી, મદનદલ લઈ હાથ;
જાયે લલીતા જાણ કરવા, સજ થાયે તહારો નાથ.
**લલિતા**–અનેક અબળા અનુભવી, પણ નાર મળી કોય;
સુરપણું હું શિખવું, તું રહેને ત્યાં જોય.
પૂર્વ દિશાથી પ્રકટ્યો, સોળ કળાનો ચંદ;
નયણે તે દેખી નારને, ડગવા લાગ્યા દિગ્ગજ.

મયંક મન ઝાંખો થયો, શશી તે તેણીવાર;
એ કલંકી કેમ થાય, તહારું તેજ અપાર.

મહાવન અતિ રળિયામણું, શોભા તણો નહિ પાર;
હાસ્ય કોકીલા શબ્દનો, મધુકરનો ગુંજાર.

ત્યાં મોર શબ્દ સોહામણા, ચાત્રક નવલ વીર;
ત્યાં અનેક પક્ષી શબ્દ કરે, શીતલ જમુના નીર.

ત્યાં કદમ અતિ રળિયામણું, તેની તે શીતલ છાંય;
હું માન વધારું તહારું, તું બેશ મારી માંય.

**કવિ**–ત્યાં સમિર ત્રિવિધ પ્રકારનો, લાવિયો તે બહુ સુગંધ;
કુંજભોવનમાં ગઈ ચાલી, ધ્યાન ધર્યું મુકુંદ.

મહામતિએ જપે જોગી, તેનું ધ્યાન ધર્યું મન ધીર;
તતકાળ તેનું ધ્યાન ધર્યું, સુધ ના રહી શરીર.

રાધે રાધે કરે માધવ, જપે તે સારંગપાણ;
નરસૈંયાના નાથને, લલિતાએ કીધું જાણ.

## પદ ૭મુ.

**લલીતા**–લલીતા કહે સાંભળો મારા વાલાજી, સુંદરી છે મહા રિસાલાજી;
પેરે પેરે લાવી છું નાથજી, આવો સોંપુ તમારે હાથજી.

### ઢાળ.

આવો તમારે હાથ સોંપુ, સાંભળોને મારી વાત;
મત્સર છે ઘણો નારને, તમે નમીને તેડો નાથ.

**કવિ**–એવાં વાયક સાંભળી, આનંદ પામ્યા મન;
ચિંતામાંથી ચાલી આવ્યા, જુવતીના રે જીવન.

સામસામા ચાલી આવ્યા, નયણે તે નિરખી નાર;
કૃષ્ણજીએ લલીતાને આપ્યો, કૌસ્તુભ મણીનો હાર.

**લલીતા**–કુંવરીને કરમાં આપી, લોને તમારું તન;
સલુણી છે કુંવરી શામળા, કરજો એનું જતન.

બહુ પેરે સુખ દેજો, કરજો તે વિવિધ વિહાર;
ઇચ્છા તે એની પૂરજો, રમી રજની માસ અપાર.

કવિ—કુંજ સમિપે આવિયા, કુંવરીને તેડી કુમાર;
એકાંત સ્થાને રચી શૈયા, મળી કરે રે વિહાર.

ભુદર તે ભીડી હૃદેશું, ચુંબન લીધું ગાલ;
રસિઓ તે રસ પ્રીતે પીએ, કંદ્રપ રસ રસાલ.

તેજ સમે રસ તેજ સ્થાને, ઉપજ્યો તે અધિક આનંદ;
રસિક જનને પાન કરવા, મુકીઓ તે વ્રજ રાજન.

મૂર્ખ જડ પામે કહાં થકી, અન્ય ઉપાસીક જેહ;
જેને કૃપા હોય નાથની, નિઃશંક પામે તેહ.

રસિકના રસ આગળે, અમૃત શું લેખાય;
નરસૈંયો જુગો જુગ અવતરી, વિહાર ચરિત્ર એ ગાય.

### પદ ૮મું.

મહાવન શ્યામની ને શ્યામજી, કરતાં કોટી કલા કામજી;
નંદનંદન પુરે મનની હામજી, ભુજ ભરી રમે ચારે જામજી.

### ઢાળ.

ભુજ ભરી ચારે જામ રમે, ભોગવે રસ જામિની;
અબળા તે ઉર બળ કરી પિયુને, કુચપર લીધો કામિની.

સરોજ સકોમલ સુંદરી, માલતીની પેરે મુકુંદ;
ભમર થઇ પીયુ ભોગવે, સુધારસ ગોકુલચંદ.

સુરત સાધના સઘળી રાગિની, રમે કોટી કલા કરી;
મુદિત થઇ ત્યાં માનુની, લજ્જા પિયુની પરહરી.

મૃગાનયની કરે મરકલા, મોહની પિયુનું મન હરે;
અતિ નિકટ નાગર નાગરી, વિવિધ વન ક્રીડા કરે.

પ્રેમદા સાથે પ્રેમસું, પિયુડો અતિ રંગે રમે;
અધર ડસી કુચ કર ગ્રહી, કૃષ્ણ કંદ્રપને દમે.

ભુજ બલ ભીડી બાથશું, કસકસે બહુ કામિની;
કનકવેલ કેસમાંહે લપટી, જાણીએ ઘન દામિની.

ચુંબન ચારુ કપોલ પામી, પ્રેમસું પિયુડો દિયેઃ
સુડીસો તે થઇને શ્રીહરી, અમૃતપે રસ મુખમાં દિયે.

સ્વર્ગ મૃત્યુ પાતાલમાં, બ્રહ્મલોક ને કૈલાસ;
વૈકુંઠમાં સાગર સુતા તે, કરે રસની આશ.

ધન એ દિવસ ધન એ શોભા, ધન ધન તે રાધિકા નાર;
ધન ભોગવે વ્રજ વિનતા, કહે કૃષ્ણ સાથે વિહાર.

શ્રી વૃંદાવન જમુના તીરે, બંસીબટે રસ જામિયો;
પ્રેમે પીયા રાસ રમિયા, ત્યાંહ નરસૈંયો ઝુલી રહ્યો.

## પદ ૯મું.

સુંદરી પામી અતિ ઉલ્લાસજી, કરતાં કામ રસ ભોગ વિલાસજી;
વિલસાવવા બેહુ વાસજી, હુતો નરસૈંયો પાસજી.

### ઢાળ

પાસ રહીને નયમ નિર્ખ્યો, અનુભવ રસ થયો જેહ;
જેવી લીલા નજરે દીઠી, મુખડે તે ગાઈ તેહ.

દીવી તે મહારે હાથ દીધી, કહે નરસૈંયો આ નિધ જોઇ;
વિલાસ ગોકુલનાથનો, ભૂતલ ગાયો સોઇ.

બલ અધિક કરી કરુણા, આપીયો કરતાલ;
હું સુખે લાગું ગાન કરવા, પ્રસન્ન થયા ગોપાલ.

ભામીનીમાં ભળી ગયો, જેમ સાગરમાં રતન;
મહારસમાં ઝીલીયો, આનંદ પામ્યો મન.

ભાવ જણાવ્યો નયનમાં, ઉપંજયો મનમાં નેહ;
માનુનીને રુડી મનાવી, દૂતી થઇ તેહ.

જે રસ શંકર કોઈ ન દેખે, હું ઝીલી રહ્યો તે માંહે;
મહારસમાં મહાલિયો, તે શંભુ કેરી સાહે.

કૃપા હવી ભોળાનાથની, તેણે દીધી તે મુજને આશ;
રંકને રિધિપત કીધેલો, કાપયો તે ભવનો પાશ.

અનાથ હુંને સનાથ કીધો, પાર્વતીને નાથ;
દિવ્યચક્ષુ આપ્યાં મુજને, મસ્તક મેલ્યો હાથ.

તેના ચર્ણ પ્રતાપથી, પામ્યો તે પ્રેમ નિધાન;
પછી ગોપેશ્વર નાથનું, અવનીપે શું કરું ગાન.

ભાભીએ ભાગ્ય ઉદે કર્યો, મને કહ્યાં તે કઠિણ વચન;
ત્યારે નરસૈંયો નિરભય થયો, પામ્યો તે જુગજીવન.

## પદ ૧૭મું

**લલિતા**-બેહેની તું સાંભળ માહારી વાણીજી, બોલી ત્યાં સખી શહાણીજી;
રસ ભર્યાં દીસે તારાં નેણજી, શિરથી છુટી તે તારી વેણજી.

### ઢાળ.

વેણ છુટી કસણુ ત્રુટી, ઉલટાં તે દીસે અંગ;
સાચું કહેને સૈયર મહારી, કયમ રમી પીયુની સંગ.

હાર તણાં તે ડંસણુ હૈયે, અંગ છે કુમકુમ રોલ;
અંગે તે રેખા અતિ ઘણી, મુખ ભર્યાં છે તાંબોલ.

કપોલ તારા હસી રહ્યા, મુખડે તે પ્રગટ્યું નૂર;
દસન નખ દીસે ઘણા, અબલા તે તારે અધૂર.

પિયળ પુરી રહી અધુરી, ટળી તે કાજલ રેખ;
બોલ અભિનવ બોલતી, વનિતા તું રે વિશેક.

તીલક પીયુનું લલાટ તારે, દરપણુ લઈ મુખ જોયે;
પીતાંબર કહાં પલટ્યું, નીલાંબર તારું ન હોયે.

કૌસ્તુભમણિ તું કેનિ લાવી, નહિ એકાવલ હાર;
પાલટી આવી પ્રેમદા, મુજને કહેને વિચાર.

ચુવા ચંદન કુસુમ પરિમલ, અંગ માંહે સુગંધ;
હું જાણું છું હે સખી, તુંને મળ્યો તે નંદનો નંદ.

સ્વેદ શીતળ અંગ તાહરું, તે દેતું હશે મનસાખ;
સંકોચ શાને કરે સ્યામા, મુજ આગળ તું દાખ.

ઉચું જોને અંગના, કયાં ઢાળે નીચાં નેણ;
વણ કહે સર્વે લહું, તું સંતાડે જોને વેણ.

સુરતનું સુખ કહેને મુજને, મા ધર મારી લાજ;
નરસૈંયાનો નાથ તુજસું વિલસીયા છે આજ.

## પદ ૧૧મું.

રાધા–સજની સુરતનું સુખ જેહજી, સાંભળ તુજને કહું તેહજી;
જે અનુભવ્યો રસ આજજી, કહેતાં મુજને આવે લાજજી.

### ઢાળ.

કહેતાં મુજને લાજ આવે, એવી લીલા થઈ જેહ;
તુજને કહું છું તારુણી, તું ગુપ્ત રાખજે તેહ.
રખે કોને જણાવતી, વ્યભીચારીની એ વાત;
સ્યામ સંજોગી રસનો ભોગી, વનમાં મળ્યો વ્રજનાથ.
કર ગ્રહ્યો મારો કામીએ, કે ભલે આવી ભામિની;
આત્ર અબલા આપણ બેહુ, ક્રીડા કીજે કામિની.
અમૃત એના નયનમાં, એવો એ ઘનસ્યામ;
હું અંગ ફુલી થઈ ઘેલી, કામીએ જગાડયો કામ.
કસણ તે ચોલીતણાં, ઉર બળે ત્રુટયા તેહ;
મેં નિલાંબર નવ જાણિયું, કટીથકું ખસીયું તેહ;
પ્રેમતણો સાગર ઉલટયો, વાધ્યો કામ અપાર;
જઇ કામીને કંઠે વળગી, મારું ચિત્ત ચલ્યું તે ઠાર.
ઉછંગે લીધી વાલમે, વિવિધ વિલાસ્યા શ્રીહરી;
જેણે ગોવરધન કર ગ્રહ્યો, તે મેં રાખીયો ઉર ધરી.
આલિંગન દીધું શામળે, કરે ભીડયું તન;
અંતર ટાળી એક કીધી, મનાવ્યું તે મારું મન.
શ્યામ સુકોમલ અંગ પીયુનું, કઠણ કુચ ફૂલ માહેરાં;
નાથજીની ભુજે બાથ ભરતાં, ખુચ્યાં કુચ ફૂલ બેહેરાં
ચુંબન ચારુ કપોલ સરસી, અધર ડશી કરે પાન;
રતિપતિ રણજોધ જીત્યો, મદને તે મુકયું માન.
આજનાં સુખતણી શામા, સંક્ષેપે કહું તુજ સુંદરી;
વિસ્તાર તેહનો નરસૈંયો, ભૂતલ કહેશે અવતરી.

## પદ ૧૦મું.

**રાધા**—સજની સાંભળો મ્હારાં વચનજી, ધીર રાખજે તારું મનજી;
જે સુખ પામી આણે તનજી, આજ હું ગઇ હતી મહાવનજી.

### ઢાળ.

આજ મહાવન હું ગઈ હુતી, મુસ્તક મહીનો ભાર;
કારમો તે આવ્યો કુંજમાં, નટવર નંદકુમાર.
વહાલમાં એણે રોકી વનમાં, હું કરું તે કુણ ઉપાય;
આજ તે જાણી એકલી, માહાવજી મા કરશો અન્યાય.
મળવું તે ખોટું મન વિના, ઘેલા ન થઇએ ગોવિંદ;
ચીર મ્હારું ફાટશે, તુટશે તે ચોળી બંધ.
વળગો મા રહો વેગળા, ફુટશે તે મહિનું માટ;
માણસમાં મ્હારે મ્હાલવું, તમને તે નહિરે ઉચાટ.
**કૃષ્ણ**—મેલ મહીડું શિરથકી, તું ધીરજ રાખજે મન;
આવ અહીં દેખાડું તુજને, મારું તે કુંજભુવન.
**રાધા**—શીતલ શૈયા પાથરી, રચ્યો તે રંગ વિલાસ;
અનેક રસ પીએ અનુભવી, કરે મન ઉલ્હાસ.
હું હુતીરે જોબન સમે, કુચ ફલ પીયુડા જોગ;
કોમલ કર લઇ સોંપીઆં, કરવાને રસભોગ.
અમર ફલ લઇ અર્પિયું, મેં પીયુના મુખ માંહે;
રસ પીએ રસીઓ પાય મુજને, આનંદ પામી ત્યાંહે.
કંઠ ઘાલી બાંહેડી, ચુંબન લીધું કપોલ;
સંગ્રામનું સુખ શું કહું, કરતાં તે રંગ કલોલ.
વદન સુકોમલ શ્યામનું, કરતાં તે નયને પાન;
નિર્ખતાં ધીરજ ટળે, કંદ્રપ કોટી સમાન.
રમતાં રંગીલે એમ કહ્યું, જુવતી તું પ્રાણ જીવન;
સર્વેમાં તું વડી સુંદરી, તું માન વેદ વચન.
અકળગતી એની કોઇ નવ જાણે, નહિ કોને આધીન;
વન આવી વચન બોલે, મુજ આગળ થાય દીન.

સાહી લીધી શામળે, એની વાત કહી નવ જાયે;
જાવા ન દેતા મહાવજી, કર ગ્રહીને લાગે પાયે.
એટલા દિવસ હું નવ જાણુતી, રહેતી હુતી અસન;
હાવે તે ક્ષણું મેલું નહીં, વેધાણું મારું રે મન.
સંસારનું સુખ શું કરું, ન ગમે ઘરની વાત;
નરસૈંયાનાં નાથ સાથે, વિલસી દિન ને રાત.

## પદ ૧૩મું.

રજની આવી જુગનીધાનજી, ઇચ્છા હુતી રમવાને મનજી;
સજની આજ મહારે મનજી, પ્રેમે પધાર્યા પ્રાણજીવનજી.

### ઢાળ.

પ્રેમે શું પધરાવીઆ, મેં તો સાંજ સમે તે શ્રીહરિ;
ચરણ ધોયા પ્રેમશું, મેં તો સેજલડી ફુલની કરી.
કૃષ્ણની તે કપુર લઇને, અગરે કીધી આરતી;
પ્રેમે પીયુનું વદન જોતી, તન મન ઉપર વારતી.
પ્રથમ સંગમ પીયુજીશું, રમવાનેરે મારું મન થયું;
લજ્જા તે લોપી નવ શકું, મુખડે તે નવ જાએ કહ્યું.
જોબન મારું જાગીયું, કામાતુર અંગે હું થઇ;
ભાવ નયનમાં જણાવીઓ, ત્યારે પ્રેમે મુને કરે ગ્રહી.
લજ્જા લોપી અંગ સુંપી, પ્રેમે પીયુજીને મળી;
રમતાં તે રસબસ એક થઇ, જેમ દૂધમાં સાકર ગળી.
મહિયર હું બોલી શ્યામને, સંભળ અંગ તાહરું;
અનેક રામા સંગ રમિયો, પણ આજ જો પ્રાક્રમ માહરું.
સનમુખ થાને શામળા, કરવાને રણસંગ્રામ;
આજ તહારા મન તણી, પુરું તે સઘળી હામ.
મુજ અબળાની આગળે, કાયર ન થઇએ શામળા;
સાવધાન થઇને શીખવું, રતીરણની સઘળી કળા.

ઉરપે લીધો વાલમો, કુચ બંધન તુટયાં તડતડી;
સુરતની સાધન સાંધવા, હું જોદ્ધા સાથે આથડી.

નાથ સાથે બાથ ભરતાં, ધસીને રે લીધો ઊર;
અધર ડંસ ડસીને મુકીયો, ત્યારે લડથડયો મહાશૂર.

બાલપણામાં અતી બળીઓ, ગોવરધન કર તોલીઓ;
તે સુભટને મેં તરુણિરૂપ, રંગમાં તે રોળીઓ.

ભ્રકુટી ચઢાવી નયન જોડી, મેં મારીયાં તે મોકના બાણ.
કામિનીની આગળ કાયર થઇને, માગવા લાગ્યો માન.

**કૃષ્ણ**–શરણ રાખો સુંદરી, હું તુજ આગળ ઓચરું;
દીન જાણી દયા આણી, પ્રેમશું ઊરપર રમું.

**રાધા**–આજ પછે હે વાલમા, મોટપણું આણેશ ન મન;
લઘુવેશ જાણી દયા આણી, મુકું છું પ્રાણજીવન.

શ્વાસ ભરાણો હે સખી, સ્વેદકણ અંગે ઝરે;
મુજને તે જીત્યો જુવતી, કાયર થઇ પીયુ કરગરે.

**કૃષ્ણ**–અમળા તે મારું અંગ દુખે, ભીડીશ મા રે ભામિની;
કઠણ પયોધર તાહરાં, મુજને તે ખુંચે કામિની.

અમૃતપે અદકું હતું, મુજ કને ફળ જેહ;
પછે પીયુના મુખમાંહી, પ્રેમશું મુકયું તેહ.

પ્રસન્ન થયા પીયુ પાન કરતા, રસીયાને મન તે રસ ગમ્યો;
ચુંબન લીધું હસી હસી, પ્રગટ થઈ રંગે રમ્યો.

કુસુમ પેરે રાખીઓ, ઉર ઉપર ચારો જામ;
હોંસ હતી મનમાં પિયુના, પુરી તે સઘળી હામ.

સફળ તે રજની આજની, ધન ધન મારો આવતાર;
નરસૈંયાના નાથશું, રંગ રમ્યા તે વિહાર.

## પદ ૧૪મુ.

**રાધા**–સજની સાંભળ મારી વાતજી, ધન ધન આજની રાતજી;
હસતા ડોલતા આવે સાથજી, ભોજન પધાર્યો મોરો નાથજી.

## ઢાળ.

ભૂવન પધાર્યો નાથ મોરો, અબલાને સુખ આપવા;
કોટી કંદ્રપ થયા કામી નાથજી મુજ વશ હુવા.
નવલ સજ્જા પુષ્પની, ભુવન અતિ રલીઆમણું;
ચોદશ દીપક જલહલે, હરખ ઉપનો મન ઘણું.
શણગાર કીધો શોભીતો, નયને કાજલ સારીઆં;
કટાક્ષ સરખાં કસણુ કસીને, કામીના ઊરમાં મારીઆં.
શ્યામ સુંદર વદન જોતાં, અનંગ અંગે સજ થયો;
રતિપતિ રણયુદ્ધ કરવા, સુભટને તે મેં કર ગ્રહ્યો.
નાથજીને ભુજ બાથ ભીડી, હૃદયામાં લઇ ચાંપીઓ;
સુભટ નરમાં શૂર કહાવે, તે મારી આગલ કાંપીઓ.
મદનમાતી શ્યામ સંગે, રતિ રંગ રસમાં રમી રહી;
પીન પયોધર પ્રાણ પિયુને, અધર મુખડે રહી સહી.
તૃપ્ત ન થયો પિયુ પીતાં, પછે તે હું લાજી રહી;
ચોળી તણાં બંધ ત્રુટયા, શરીરે શીતલ થઈ.
મેહેલ મહાવા હું માલ માગું, મારા નાથ હું તૃપ્ત થઇ;
ચાર જામ સંગ્રામ કરતાં, રજની સઘળી વહી ગઈ.
દરપણ લઇને વદન જોતાં, અધર દંસ દીસે ઘણા;
નિર્ગુણ તારા જોને કામી, નિર્લજે કાંઈ ન રાખી મણા.
કહ્યું ન માને હો સખી, ભુજબાથ ભીડીને રહ્યો;
સુરતનો સંગ્રામ સજની, બાળપણનો તુજને કહ્યો.
એણી પેરે રસ પાન કરતાં, નાથ નયણે નિહાલતી;
પિયુને અંગે પ્રેમ વાધ્યો, પલક પાછી ન વાળતી.
અનંગ આપદા અંગ ટાળી, તન તે શીતલ થઈ રહ્યું;
તે સમાન સુખડું સજની, મુખથી નવ જાએ કહ્યું.
મારા સમ કોઇને મા કહેશ, એ વાત મનમાં જાણજે;
વિહાર ચરિત્ર વિહાર લીલા, નરસૈંયા થઈ માનજે.

## પદ ૧૫મું.

રાધા–રસનિધાન આજની રાતજી, જાગો મ્હારા પિયુજી હવો પ્રભાતજી;
દીપક જોત ક્ષણું ક્ષણું થાયજી, પંખીડાં રાગ પંચમ ગાયજી,

### ઢાળ.

પંચમ ગાએ પંખીઆ, પૂર્વ દિશાએ રવી પ્રગટિયો;
સારી જામ સંગ્રામ કરતાં, હજી તે તૃપ્ત નવ થિયો.
રવી ઉગ્યો ને ઇંદુ આથમ્યો, ગૌ દોહ્યાની વેળ થઈ;
સાસુ ને નણંદ પુછશે, મારો કંથ કહેશે કયાં ગઈ.
તેને ઉત્તર આપવો. ને રાખવો કુલનો ધર્મ;
પરવેદના જાણો નહિ, શામળા તુજને શર્મ.
હજુએ તાહારા મનમાં, જાણુને શું થયું શ્રીપતિ;
ભુજ બાથ શું ભીડી રહ્યો, મુકતો તે મુજને શે નથી ?
કંઠ વહુંધી બાંહેડી, પિયુ પોઢીઆ નિઃશંક;
લક્ષણ તાહરાં રે શાં કહું, ભુડાં દીસે છે ઢંગ.
પૂરવે હતું પોતાતણું, એમ નિર્ગુણ નાથ ના રહી;
આજુની શીખામણ શામલા, નહી આવું ફરી વેચવા મહી.
હું તુજ સરખી નવરી નથી, મારે ઘેર ઘણેરું કાજ;
પ્રાતઃસમે પિયા ભોવન જાતાં, આવે છે મુજને લાજ.
રેણી સમે રસ ઉપજે, સંયોગે રંગની રેલ;
કર જોડીને માન માગું, મહાવા તે મુજને મહેલ.
વાટે જાતાંરે વાલમા, મુજને દેખે દુરીજન;
નરસૈંયાના નાથજી, મારું દૂર છે ભોવન.

## પદ ૧૬મું.

રાધા–કૃષ્ણ પ્રત્યે રંગે રમીઆં તે કયાં રેણુજી, અરુણ ઉજાગરાં રાતાં નેણુજી;
અધર ભર્યો રંગ તંબોલજી, કાજલ રેખા તારે કપોલજી.

ઢાળ.

કાજળ રેખો કપોલ સોહે, તિલક ખંડિત તાહેરું;
વ્યભિચારી બોલ મા વાલમા, તો મન માને માહેરું.
અટપટી શીર પાઘ લટકે, કેસર ને ફુલે ભરી;
અબીલ ગુલાલ ને ચુવા ચંદન, શોભે નાભી શ્રીહરી.
કંકણ કોમલ અંગે ખુંચ્યાં, રેખા દીસે નખ તણી;
જેશું રંગે રમ્યા રજની, વેગે પધારો તે ભણી.
આ નીલામ્બર કોઈ નારનું, તમો સાચું કહોને સમ તેહના;
આધીન થયા પ્રભુ તેહને વહાલા, લાવ્યા ને કયાંથી રેણમાં.
કોસ્તુભમણિ આ કયાં વિસારી, નવસેરો પેહેર્યો નારનો;
રીસ મા આણો મન વિષે, મુને કહોને સુખ વિહારનો.
કોઈ ભામનીએ ભોગવ્યા, રજની તે ચારે જામ;
કોમલ અંગે કેમ ખમ્યાં, રતિપતિ રણસંગ્રામ.
વેગે પધારો ભુવન તેને, હું આવું તમારે સંગ;
શ્રીહરી સુખ દેખાડ તારું, રમીઆ તે જેશું રંગ.
હાવે તેને પ્રસંન થઇને, હું આપીશ ઉરનો હાર;
નરસૈંયાના નાથજી, મારી વિનતડી વારંવાર.



# ૮ શ્રૃંગાર

The શૃંગાર poems are many and widely scattered. Very many of these are probably the work of later poets. These are collected together into four main groups. રાસ સહસ્રપદી, વસંતના પદ, શૃંગારમાળા and હીંડોળાના પદ. A great many of them repeat the same idea over and over again. They all refer to the *Rāsa-Līla* of Krishna and the Gopīs. Occasionally they are very voluptuous both in language and in imagery but the poet never for a moment loses the central idea that Krishna is the Supreme Being and that the Gopīs are the human souls yearning for union with the Divine. The first twelve of the following selections clearly strike the keynote to the whole set.

### પદ ૧લું.

**ગોપી**-કોણ પુન્યે કરી, નાર હું અવતરી, શ્રીહરિ દીન થઇ માન માગે ;
અમર અવિગતિ કહે, અકલ કો નવ લહે, તે કમલાવર કંઠ લાગે. કોણ.

યજ્ઞ યાગે યજી, યોગ ધ્યાને ધરી, બહુ વ્રત આદરી દેહ કષ્ટે ;
તોય તે શ્રીહરિ, સ્વપ્ને ન પેખીએ, તે હરિ નિરખીએ પ્રેમદષ્ટે. કોણ.

શેષ સુખાસન, શેજ સોહે સદા, ભુવન જસું વૈકુંઠ કહાવે ;
તેથેં અધિક જે, મંદીર માહરૂં, પ્રેમે પીતાંબરો પલંગ આવે. કોણ.

ભક્તવત્સલતણું બિરદ પોતે વહે, વેદ પુરાણ એમ શાસ્ત્ર વાણી ;
નરસિંહાચો સ્વામી ભલેરે મળીયો, કીધી કૃપા મુને દીન જાણી. કોણ.

### પદ ૨જું.

**ગોપી**-સારમાં સાર અવતાર અબળાતણો, જે બળે બળિભદ્ર વીર રીઝે;
પુરુષપુરુષાતન, શું કરું હે સખી, જેથી નહિ માહરૂં કાજ સીજે. સાર.

મુક્તિ પર્યન્ત તો, પ્રાપ્તિ છે પુરૂષને, સત્ય જો સેવકભાવ રાખે ;
રસભરયું રુસણું, નાથ નોહરા કરે, તે નહીં નારી અવતાર પાખે. સાર.

ઇન્દ્ર આદિક અજ ઇશ ને મહામુનિ, ગોપિકા ચરણરજ તેહ વંદે;
ગોપીથી આપનું, અધમપણું લેખવે, નરપણું નવ રૂચે આપ નંદે. સાર.

વેદ વેદાંત ઉપનિષદો ખટ મળી, જે મથીને રસ પ્રગટ કીધો ;
તે રસ ભાગ્યનિધિ ભામની ભોગવે, અહોનિશ અનુભવ સંગ લીધો. સાર.

સ્વપ્ન સાચું કરે, ગિરિધર સ્યામળો, પ્રણમું હું પ્રાણપતિ પાણ જોડી;
પંથનું જેમ પશુ, પુંઠળ વળગ્યું ફરે, નરસૈંયા નાંથજી નાથ તોડી. સાર.

## પદ ૩જું.

અનુભવીયાં રસમાં માણે, તે જે જાણે તે જાણે મહારી સજની. ટેક૦

એ અનુભવ બ્રહ્માદિક દુર્લભ, સનક સનંદ રસ ભોગીરે ;
તે વ્રજનાર નિરંતર માણે, તે માણે નંદનંદન રસ ભોગીરે. અ૦

ચૌદ લોકથી અપાર જેહને કહીએ, સદા આનંદો સુખ રાશીરે ;
તે પુરુષોત્તમ ગોકુળ પ્રકટયો, નંદગોપી નિરખે રહેવાશીરે. અ૦

જ્યાં આનંદ ત્યાં પરમાનંદ છે, વેદ કરે રે વખાણરે ;
આનંદ નંદ જસોદા જનુની, આનંદ વરતે છે આણરે. અ૦

આનંદ શ્રી ગોવરધન પર્વત, વંદ્રાવન સુખ ધામરે ;
નરસૈંયાચા સ્વામી અંતરજામી, આનંદ ગોપી પૂરણકામરે. અ૦

## પદ ૪થું.

જાઓ રે મદન ગોપાલ, ગુણ ગર્જન. ટેક.

અધમ નર ઓધાર્યો પ્રેમ પાતો ;
સુપેર શ્રદ્ધા કરે, સનક શુકદેવસુ રાતો ;
નિરંતર હરિ તારૂં નામ લેતો ;
કોટી જપ કોટી તપ, કોટી સાધન કર્યાં રે તેણે. ગુણ.

કોટી યજ્ઞાદિક હવન કરે ;
ગંગા આદે લેઈ સકલ તીર્થ કર્યાં;
જેણે પ્રેમસું કૃષ્ણ નામ લીધાં,
એ જન શાસ્ત્ર સકળ આરાધન કર્યાં. ગુણ.

અનુસરે નામ ગોવિંદ કેરૂ ;
નરસૈંયો એમ કહે ભવ ફેરા ટળ્યા ;
કૃષ્ણ થકી નથી દુજો કોઇ રે ;
જોયા મદન ગુણ ગર્જન. ગુણ.

### પદ ૫મું.

લડસડતી કાંહાં જા'છે રે અબળા, કોણ પુરૂષે તને ભોળવી રે ;
કહેરે સખી તને ગરડરસ લાગ્યો, કે વિષ પીધું ઘોળવી રે. લડસડતી૦
અશનપણામાં સૂતીરે હુતી, શ્યામ ભુજંગે ચટકાવી રે ;
હરિ મંત્ર જાગ્યો તેણી વારે, તો જીવનડી ઘર આવી રે. લડસડતી૦
એ ડંખ બેઠો જે નરનારી, તે ભૂતળ દેહ નહિ ધરશે રે ;
નરસૈંયાના સ્વામી સંગે રમતાં, વહાલો આપ સરીખડાં કરશે રે. લડસડતી૦

### પદ ૬ઠું.

સાંભળો કામની કૃષ્ણ કામી કેહે, તાહરા મંદિરથકો નહીરે જાઉં ;
અવર કો નાર નહીં તુજ સારખી, જેહને ફૂલ કરી હુ બંધાઉં. સાં૦
તું વનવેલડી, હું વનમાળી, સીંચવે સમર્થ દૃષ્ટિયે કરૂં ;
તુજ પાસામાં લે રાખું શીતલ, પાણિ ધરી પ્રેમની વાડ કરૂં. સાં૦
સાંભળો સુંદરી એમ કહે શ્રીહરિ, જેની ફૂલમાળા કરી હું રે બાંધ્યો ;
ચૌદ ભુવનતણાં બંધન છોડવું, મેં જાણ્યું તેં મોહિની મંત્ર સાધ્યો. સાં૦
માન તું માનની, માન માગી કહું, નહીં તજું મંદિરમાં બોલ દીધો;
નરસૈંયાચો સ્વામી, સર્વે રસ લહ્યો, સુરતસંગ્રામે આધીન કીધો. સાં૦

### પદ ૭મું.

જેવો ને તેવો રે તમારે, પાલવડે બાંધો ;
અણછતો હું તો તમારો, વધાવી લીધો. જે.
અનતેડાયો આવું રે, હું તો તાણ્યો નવ ત્રૂટું ;
તમારા પ્રેમની સાંકલીએ બાંધ્યો, છોડયો ન છૂટું. જે.

રમાડયો રમું રે, તમારો જમાડયો જમૂં;
તમારે સમુંરે સજની, બીજું નવ અમારે સમૂં. જે.

હુંકારે આધેરો જાવું, તમારે દુંકારે રાચૂં;
નરસૈંયો જહાં ગાન કરે, ત્યાં પ્રેમ ધરી નાચૂં. જે.

## પદ ૮મું.

ધન્યરે ધન્ય મહાપુણ્ય જશોદાતણું, પુત્રભાવે પરિબ્રહ્મ રાજે;
નંદનો નંદ આનંદ થઇ અવતરયો શેષ બળિભદ્ર સંગે બિરાજે. ધન્યરે

અમર આહિર, અરધાંગ ગોપાંગના, વૃક્ષવેલી સર્વે ઋષિરાણી;
ભક્તિ તે રાધિકા, મુકિત જશોમતી, વ્રજ વૈકુંઠ તે વેદવાણી. ધન્યરે

નિગમ વસુદેવજી, ગાય ગોપી ઋચા, દેવકી બ્રહ્મવિવાદ કહાવે;
બ્રહ્માકર લાકડી, વેણુ મહાદેવજી, પંચવદન કરી ગાન ગાવે. ધન્યરે

ઇંદ્ર અર્જુન અહંકાર દુર્યોધન, દેવતા સર્વે અવતાર લીધો;
ધર્મ તે રાય યુધિષ્ઠિર જાણજો, દાસનો દાસ નરસૈંને કીધો. ધન્યરે

## પદ ૯મું.

સાંભળ સહિયર સુરત ધરીને, આજ અનોપમ દીઠો રે;
જે દીઠો તે જોવા સરખો, અમૃતપેં અતિ મીઠો રે સાંભળ.

દષ્ટે ન આવે નિગમ જગાવે, વાણી રહિત વિચારો રે;
સત્ય અનંતજ જેહેને કહીએ, તે નવધાથી ન્યારો રે. સાંભળ.

નવધામાં તો નહીં નરવેડો, દશધામાં દેખાશે રે;
અચવો રસ છે એહેની પાસે, તે પ્રેમી જનને પાશે રે. સાંભળ.

અદ્વૈત બ્રહ્મ અનોપમ લીલા, અસંખ્ય જુગનો એહેવો રે;
જોગ જગન જપ તપ મુનિ દુર્લભ, માને તેહેવો મેવો રે. સાંભળ

જ્યાં લગી જ્યમ છે ત્યમનો ત્યમ છે, વધે ઘટે નહીં વહાલો રે:
આવે ના જાએ, જાએ ના આવે, નહીં ભર્યો નહીં હાલો રે. સાંભળ.

પૂર્ણાનંદ પોતે પુરુષોત્તમ, પરમ ગત છે એની રે;
એ પદ ક્ષર અક્ષરની ઉપર, તમે જો જો ચિત્તમાં ચેતી રે. સાંભળ.

હું તું મટશે દુગ્ધા ટળશે, નિરભે થાશો નરખી રે;
ભલે મળ્યો નરસૈંયાચો સ્વામી, હું હૈડામાં હરખી રે. સાંભળ.

## પદ ૧૦મું

કૃષ્ણ કહે કામની સુણ સાચું કહું, તું મુજને અતિ વાહાલી રે;
અનેક સુંદરી છે મળવા, તે સુખ નહી તીહારી રે.

કહે તો ઊભો વેણુ વજાડું, કહે તો મધુરું ગાઉં રે;
કહે તો આપણ રંગભર રમીએ, મંદિરથી નવ જાઉં રે.

શામા વચન સુણી વહાલાના, હસી હૈયામાં લીધો રે;
નરસૈંયાચો સ્વામી ભલે મલીયો, અધરઅમૃતરસ પીધો રે.

## પદ ૧૧મું.

ત્રિભુવન જે પતિ તે પતિ તાહરો, જોની તું ભામની ભાગ્ય તારું;
મુનિવર યોગીને સ્વપ્ને આવે નહિ, તે કહે સુંદરી પ્રાણ મહારું.

માનની માનુની વલ્લભ સ્વામીની, ભજને શ્રીકૃષ્ણને ભેદ ટાળી;
ચૌદ ભુવનતણો નાથ વશ તાહરે, તુજ સમાન નથી રે કોઈ વહાલી

તવ હશી કામની, હતી ત્યાં જામની, ભૂધર ભેટવા સંગે ચાલી;
નરસૈંયાચા સ્વામીમાં અંગ મેળાવીયું, પ્રેમશું રુદીયામાંહે ઘાલી.

## પદ ૧૨મું

**ગોપી**–ટળતો ટળતો હીંડીશ મા રે, આલિંગન દીધા વિના કયમ સરે રે
આગે અમ ઘર નણદલ જુઠી, ઉઠીને અદેખી હરે રે. ટ.

સાસુ સસરો માત પીતા રે, જે બોલે તે સહીએ રે;
પૂર્વે એશું અનુભવ છે રે, તો મૂકી કયમ જઇએ રે. ટ.

એ રસ જાણે જવલ્લે રે જોગી, કે વળી મુનીવર જાણે રે;
શુક સનકાદિક નારદ જાણે, જેણે વેદ વખાણે રે ટ.

એ રસ જાણે વ્રજની રે નારી કે દેવે પીધો રે;
ઉગરતો રસ ઢળતો હુતો, નરસિંહીએ ઝોંટીને લીધો રે. ટ.

## પદ ૧૩મું.

**ગોપી**–કુમકુમને પગલે પધારો, રાજ કુમ કુમને પગલે;
મસમસતા મોહનજી પધાર્યા, ડગમગતે ડગલે, પધારો.

મસ્તક પાઘ પીતાંબર સોહિયે, લીલાં અંબર રંગ લે; પધારો.
મુખ ઉપર શ્રમજળનાં રે મોતી, જોતાં મન હરી લે; પધારો.
સાકર કેરા કરા પડયા છે, આંગણિયે સઘળે; પધારો.
દૂધડે મેહ વુઠયો નરસૈંયાને, રસ વાધ્યો ઢગલે; પધારો.

## પદ ૧૪મું.

**ગોપી**–તું મારે ચાંદલીએ ચોંટયો, રાજ સારા મુરતમાં શામળિયો;
ક્ષણું એક વહાલા અળગા ન થાઓ, પ્રાણજીવન વર પાતળિયો. તું મારે.
ખડકીએ જોઉં ત્યારે અડકીને ઉભો, બારીએ જોઉં ત્યારે બેઠોરે
શેરીએ જોઉં ત્યારે સન્મુખ આવે, વહાલો અમૃતપેં અતિ મીઠોરે. તું મારે.
જમતાં જોઉં ત્યારે જોડે બેઠો, સૂતા જોઉં ત્યારે સેજડીએરે;
વૃંદાવનને મારગ જાતાં, આવીને વળગ્યો બેલડીએરે. તું મારે.
પ્રીત કરે તેની કેડ ન મેલે, રસ આપે અતિ રસિયોરે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીઓ, મારા હૃદયકમળમાં વસિયોરે. તું મારે.

## પદ ૧૫મુ.

**ગોપી**–ખંમખંમ રે ચાંદલા મા કરીશ વહાણલું, મારા પ્રાણજીવન ઘેર આવ્યા રે
પૂરવ જનમની પ્રીત જે હુતી, પુરુષોત્તમ પધાર્યા રે. ખંમખંમ રે.
પેલા ભવનો વાલમીઓ રે, ચૌદ ભુવનનો સ્વામી રે;
જનમ કોટી કોટી તપ કીધાં, ત્યારે વિઠ્ઠલ વર પામી રે. ખંમખંમ રે
પપૈયા પિયુ પિયુ કરે રે, કોયલ મધુરે વાસે રે;
હું તને વારું કુકડલા રે, રખે વહાણલું પ્રકાશે રે. ખંમખંમ રે.
ચંદ્ર વિંટયો જેમ ચાંદરણીએ, તરુવર વિંટયો વેલી રે;
ગોવિંદ વિંટયો ગોવાલણીએ, હસાગવની હેલી રે. ખંમખંમ રે.
સાહર સોહીએ લેહેરે લેહેરે, જેસી લેહેર તુરંગ રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, ગોપીવર ગોવિંદ રે. ખંમખંમ રે.

## પદ ૧૬મું.

**ગોપી**–જાગો રે જશોદાના જીવન, વાહાણેલાં વાયાં;
તમારે ઓશીકે મારાં, ચીર ચંપાયાં. જાગોરે.

પાસું રે મરડો તો વહાલા, ચીર લઉં રે તાણી;
સરખી સમાણી સૈયરો સાથે, જાવું છે પાણી. જાગો.

પંખીડાં બોલે રે વહાલા, રજની રહી થોડી;
સેજલડીથી ઉઠો વહાલા, આળસડાં મોડી. જાગો.

સાદડી પાડું તો વહાલા, લોકડીઆં જાગે;
અંગુઠો મરડું તો પગના, ઘૂઘરા ગાજે. જાગો.

સાસુડી જાગે રે વેરણ, નણદી જાગે;
ઓ પેલી પાડોસણને ઘેર, વલોણું વાગે. જાગો.

જેને જેવો ભાવ હોય તેને, તેવું રે થાએ;
નરસૈંયાચા સ્વામી વિના રખે, વહાણલું વાએ. જાગો.

## પદ ૧૭મું.

ગોપી--જશોદાના જીવન ઊભા, જમનાને તીરે;
મોરલી વજાડે મોહન, મધુરી ધીરે. જશોદાના ટેક.

પીતાંબરની પલવટ વાળી, ઉર લેહેકે માળા;
કાનબીચ કુંડળ લળકે, દીસે રૂપાળા. જશોદાના.

પરભાતે ઉઠીને ગોપી, ગૌને હેરાવે;
ઓ કાનુડા ! ઓ કાનુડા ! કહીને બોલાવે. જશોદાના.

આજ તો અમારી ધેને, દૂધ થોડેરાં દીધાં;
રખે રે શામળિયે વહાલે, દોહીને પીધાં. જશોદાના.

કૃષ્ણ—સાંભળ રે સલૂણી શ્યામા, વાતલડી મારી;
તુજ સરખી સલક્ષણી છે, ગાવલડી તારી. જશોદાના.

કવિ---એવાં એવાં વચન સુણી, ગોપી આનંદ પામી;
ભકતવત્સલ ભૂધરજી મળ્યા, મેહેતા નરસૈંના સ્વામી. જશોદાના.

## પદ ૧૮મું.

કવિ—-ભોળીરે ભરવાડણ હરિને, વેચવા ચાલી;
સોળ સહસ્ત્ર ગોપીનો વહાલો, મટુકીમાં ઘાલી. ભોળીરે.–ટેક.

અનાથના નાથને વેચે, આહીરની નારી;
શેરીએ શેરીએ સાદ પાડે, લ્યો કોઇ મોરારી. ભોળીરે.

મટુકી ઉતારી માંહે, મોરલી વાગી;
વ્રજનારીને સેજે જાતાં, મૂરછા લાગી. ભોળીરે.

બ્રહ્માદિક ઇંદ્રાદિક સરખા, કૌતક એ પેખે;
ચૌદ લોકના નાથને કાંઇ, મટુકીમાં દેખે. ભોળીરે.

ગોવાલણીના ભાગ્યે પ્રગટયા, અંતરજામી;
દાસલડાંને લાડ લડાવે, નરસૈંયાચો સ્વામી. ભોળીરે.

## પદ ૧૯મું.

ગોપી–વહાલાને જોતાંયે, મહારી ભૂખલડી ભાંગી;
ઘરમાં રહીને શું કરું, મહારી આંખડલી લાગી. વહાલાને.–ટેક.

શામળી સુરતે મન, મોહીને લીધું;
કાંઇક શામળિયે વહાલે, કામણ કીધું. વહાલાને.

સંસારીનું સુખ હું તો, તજીને બેઠી;
મધુરી મૂરતી મારે, પાંજરીએ પેઠી. વહાલાને.

સોનાની સાંકળીએ, મુને બાંધીરે તાણી;
મનડાની વાતો રે, પેલે મોહનિયે જાણી. વહાલાને.

તુજ મુજ વચ્ચે વહાલા, અંતર નથી;
નરસૈંયાચા સ્વામીની, લોકે કથની કથી. વહાલાને.

## પદ ૨૦મું.

ગોપી–હવે કેમ વસીયે વૃન્દાવનમાં, લૂટાલૂટ મંડાણી;
નંદતણો નાનડીઓ નરહરી, થઈ બેઠો છે દાણી. હવે.

એકનું ઢોળે ને એકનું ફોડે, એકનું મહિ માથેથી પાડે;
એકને તો વહાલો અણઘટ બોલે, એકને તો વઢાડે. હવે.

એકને આપે ચીર પાટી, એકને આપે ચોળી;
એકને વહાલો ધક્કાજ મારે, એકને નાંખે ઢોળી. હવે.

સકળ સૈયરો ટોળે મળિને, રમવા ભમર ભોળી;
નરસૈંયાચો સ્વામી નવલ રંગીલો, તે રમે છે હોળી. હવે.

## પદ ૨૧મું.

**ગોપી**--એક ગમે ગોપીનો વહાલો, અવર બીજાનું મારે કામ કશું;
બાપતણા સમ ખાઇને કહું છું, નંદલાલ વસ્યે ગામ વસ્યું. **એક.**

શામળિયો સુંદર વર સજની, તેને દેખી મારું મન વિલસ્યું;
એને મૂકી જે બિજાને ભજશે, તેનું કાળે લાળે કરમ ઘસ્યું. **એક.**

છેલછબીલો ને છોગાળો, ગોઠડિયાળો ગુણ ભંડાર;
નરસૈંયાચો સ્વામી શામળિયો, વૈષ્ણવ જન કેરો દાતાર. **એક.**

## પદ ૨૨મું.

**ગોપી**--હળવે હળવે હળવે હરજી, મારે મંદિર આવ્યારે;
મોટે મોટે મોટે મેં તો, મોતીડે વધાવ્યારે. હળવે.

કીધું કીધું કીધું મુજને, કાંઇક કામણ કીધુંરે;
લીધું લીધું લીધું મારું, ચિતડું ચોરી લીધુંરે. હળવે.

જાગી જાગી જાગી હું તો, હરિ મુખ જોવા જાગીરે;
ભાગી ભાગી ભાગી મારા, ભવની ભાવટ ભાગીરે. હળવે

ફૂલી ફૂલી ફૂલી હું તો, હરિમુખ જોઇને ફૂલીરે;
ભૂલી ભૂલી ભૂલી મારા, ઘરનો ધંધો ભૂલીરે. હળવે.

પામી પામી પામી હું તો, મહા પદવીને પામીરે;
મળિયો મળિયો મળિયો મેહેતા, નરસૈંયાચો સ્વામીરે. હળવે.

## પદ ૨૩મું.

આવો રે અલબેલા વહાલા, મોહન મારા રસિયા રે;
આવડી વારો કયાંહાં રે લગાડી; કોને તે મંદિર વસિયા રે. આવો.

તમને ટેવ પડી પરઘરની, હવે તે શી પેર કરીએ રે;
સંસારમાં કાંઈ સાર ન દીઠો, કેને તે જોઈ જોઈ ઠરીએ રે. આવો.

આજ પછી હરિ એવું ન કરીએ, લોકહસારત થાશે રે;
નરસૈંયાચા સ્વામી હમને તજશો, બિરદ તમારું જાશે રે. આવો.

## પદ ૨૪મું.

સાચું બોલો શામળિયા વહાલા, કહો કયાં ગયાતા રે;
માનીતીને ભવન તજીને, કોને મહેલ રહ્યાતા રે. સાચું.

આજ રજની રડતાં વીતી, કંથ વિના કયમ રહીયે રે;
તલપાપડ થઈ રજની ગાળી, એવું થાય તે કયમ સહીયે રે. સાચું.
હમણાં હેત ઉતાર્યું હરજી, પેલી નવલ નારશું મન મોહ્યું રે.
તમો વિના અમો તલસી મરિયે, તોલ તમારું જોયું રે. સાચું.
ભલે પધાર્યા મારા મંદિર માંહી, ભાવે ભામણાં લીધાં રે;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, દુઃખ ફેડી સુખ કીધાં રે. સાચું

## પદ ૨૫મું.

નંદના ગોવાળિયા રે, તારો રસીલો સનેહ. ટેક,
ગ્વાલણ પાણીડાં સંચર્યાં રે, જળમાં ન બોળે પાય;
કદમ કેરે છોડવે રે, ઉભેલા દીસે જાદવરાય. નંદના.
સહસ્ત્ર કોટિનો મારો કંચવો રે, તે સાહી નવ તાણ્ય;
લાખના બંધ મારા ટુટશે રે, તારે હસવું ને મારે હાણ્ય. નંદના.
કહાનજી કેસર ના છાંટીએ રે, ભીંજે અમ અબળાના કેશ;
ભીંજે જાદવરાય લોબરી રે, હુંતો ઘેર શો ઉત્તર દેશ. નંદના.
કહાનજીને મુકુટ બિરાજતો રે, રાધાજીને એકાવળ હાર.
નરસૈંયાચો સ્વામી મળ્યાં રે, વાહાલે ઉતાર્યા ભવપાર. નંદના.

## પદ ૨૬મું.

શાને કાજે તમો સહુ મળી આવ્યાં શું છે તમારે કામ રે;
પતિવ્રતાનો એ ધરમ નોહેરે, ગોપી જાઓને તમારે ધામ રે. શાને.
મોહન કેરાં વચન સાંભળી, નીચું નીહાળે બાળી રે;
મુખમાં આંગલડી ને મનમાં વિમાસે, તમો એ શું બોલ્યા વનમાળી રે. શાને.
ગદગદ કંઠે ગોપી વચન પ્રકાશે, તમે સુણજો દેવ મોરારી રે;
મોહન નહી રમો અમ સાથે, તો તજીશું દેહીડી અમારી રે. શાને.
અંતર પ્રીત જોઇને હરી હસિયા, રૂદિઆ ભીતર લીધાં રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીઓ, વાહાલે આપ સરખીડાં કીધાં રે. શાને.

## પદ ર૭મું.

ધન્ય ધન્ય રે વન્દાવનની શોભા, ધન્ય ધન્ય રૂડો આસો માસ રે;
ધન્ય ધન્ય કૃષ્ણ તણી જે લીલા, ધન્ય ગોપિઓનો રાસ રે. ધન્ય.

શણગટડામાં સાન કરીને, માનુની મોહ ઉપજાવે રે;
અળવે અંગ મોડ અતી અબળા, નેહ નેણાંમાં જણાવે રે. ધન્ય.

કંઠ કોકિલા સ્વર ઉચ્ચરે, ગાંધર્વ ગાન હરાવે રે;
વચન મીઠાં મધુરાં ઉચરતી, વા'લાને સુખ મનાવે રે. ધન્ય

અમર લોકના જૂથ મળ્યાં ત્યાં, મુનિવર જોવા આવે રે;
સુર નર જય જયકાર કરીને, ઇંદ્રાણી પુષ્પ વધાવે રે. ધન્ય.

ધન્ય એ ગોપીને ધન્ય એ લીલા, ધન્ય જે રાસ રમાડે રે;
ગોપીશ્વરની કૃપાથકી રે, નરસૈંયો તાળ વજાડે રે. ધન્ય.

## પદ ર૮મું.

મધરાત્રીએ મધુરી રે વાહાલેજીએ, વાંસલડી રુડી વાઈ રે;
કામની કામઘેલડી થઇને, સૌ વૃંદાવનમાં ધાઇ રે. મધરાત્રી.

સાસુ નણંદીની લાજ તજીને આભુષણ અવળાં સજિયાં રે;
રેણી રાસ રમવાને કારણ, જઈ જાદવને ભજિયાં રે. મધરાત્રી.

નયણાં ભરી નિરખ્યો લક્ષ્મીવર, આનંદ અબળા પામી રે;
નરસૈંયાચો સ્વામી વૃન્દાવનમાં, ખેલ કરે બહુનામી રે. મધરાત્રી.

## પદ ર૯મું

અમને રાસ રમાડ વહાલા,
ગોકુલથી વંદ્રાવન રુડું, તે મુજને દેખાડ વહાલા

જલ જમુનાને કાંઠડે રે, વાયો વેણ રસાલ; વહાલા.
નાદે મોહી ગોપીકા રે, ઘેર રોતાં મેલ્યાં બાળ. વહાલા.

એક એક લોચન આંજીયાં રે, કૃષ્ણ કરે સનમાન; વહાલા.
અવળાં આભ્રણ પહેરીઆં રે, તેણે નેપુર ઘાલ્યા કાન. વહાલા.

સનમુખ ઉભી રહી રે, નયને નીરખ્યા નાથ; વહાલા.
તન મન ધન સહુ સોંપીયું રે, ગોપી ઉભી જોડી હાથ. વહાલા.

અમેરે આહીરડાં સદાએ સુંઆળાં, કઠણ કઠોર પેલો કાનુડો;
નંદરાયની આણ ન માને, જસોદાનો કુંવર લાડકડો. નહિ.

સાન કરે દેહી પરવશ થાએ છે, છાંનાં છાંનાં વાહે વહાલડો;
નરસૈંયાચો સ્વામી ભલે મળીઓ, વૃન્દાવનમાં એકલડો. નહિ.

## પદ ૩૩મું

કેશુડાં રાતાં ને ઋતુ રાતીજીરે, કોયલડી વનવાસી રે;
માનુની જોબન મદમાતી, માધવ ચરણ ઉપાસી રે. કેશુડાં.

મોરાં તો સહેકાર મનોહર, મોરી અતિ દ્રુમવેલી રે;
ક્રીડા કારણ શામ મનોહર, મળી છે સરખી સાહેલી રે કેશુડાં.

ધન ધન રે જમુનાં તીરે, ધન બંસીવટ શોહે રે;
નરસૈંયાચા સ્વામીની લીલા, દેખી સુરી નર મોહે રે. કેશુડાં.

## પદ ૩૪મું.

હાં હાં રે રત આવી રે આવી, ફુલ્યો ફાગણ માસ;
નિઃશંકપણે નંદજીનો કુંવર, પુરે તે અબળાની આશ. હાં હાં.

મન ગમતો શણગાર સજીને, કરીશું હાસ્ય વિલાસ;
સુંદરીનું ભૂષણ શ્રી વ્રજજીવન, અમો તમારી દાસ. હાં હાં.

કામણગારો કાહાન ગોવાળો રે, વસે વ્રજમાં વાસ;
નરસૈંયાચા સ્વામીએ રે વીંધી, પડી પ્રેમની પાશ. હાં હાં.

## પદ ૩૫મું.

ચાલો સખી વૃંદાવન જઇએ, ગોવિંદ ખેલે હોળી;
નટવર ભેખ ધર્યો નંદનંદન, મીલી હે ભાવતી ટોળી. ચાલો૦

એક નાચે એક ચંગ બજાવે, એક છાંટે કેસર ઘોળી;
એક અબીલ ગુલાલ ઉડાડે, ગાયે ભમ્મરભોળી. ચાલો૦

કરો શણગાર હાર અનોપમ, પેહેરો ચરણા ચોળી;
સેંથો સિંદૂરે સમારો રે, કુમકુમ કાજળ રોળી. ચાલો૦

એક છાના છંદ કરાવે, વગર બોલાવી બોલી;
માંહોમાંહે કરતી મરકલડાં, હસી હસી દે કર તાળી. ચાલો૦

વસંત ઋતુ વૃંદાવન શોભે, પ્રફુલ્યો ફાગણ માસ;
ગોવિંદ ગોપી હોળી રે રમતાં, જુવે નરસૈંયો દાસ. ચાલો०

## પદ ૩૬૬મું.

ઓ સખી શ્રાવણ આયોરે, ઓ શ્રાવણ આયોરે. ટેક.
ચાલો સખી ઝુલિયે સુવર્ણ હિંડોળે, કીજે શ્યામ મન ભાયો;
હાવ ભાવ ખંજન મનોહર, કંચુકી કંકન સોહાયો. ઓ સખી.
કામ જપત વૃષભાનનંદિની, રસિક રાય વર પાયો;
મનમાન્યો દેખી મન મોહી, જઇ હાથ હરિનો સાહ્યો. ઓ સખી.
શ્રાવણ માસ સોહામણો, સોહામણો સહુ વ્રજ સાથ;
પરમ સોહાગી સ્વામીજી, કોડામણા છો પ્રાણનાથ. ઓ સખી.
સદા રમણ વૃન્દાવન સોહિયે, નિત્ય પ્રતે રાસવિલાસ;
શ્રી જમુનાજીને કાંઠડલે કંઈ, કીધો આહીંરડે વાસ. ઓ સખી.
સખી મળી છે નાની મોટી, દોડી આવી છે રમવા રાસ;
મધ્યે વિરાજે શ્રી સ્વામિજી, જેનું સદા નિરંતર રાજ. ઓ સખી.
એ શોભામેં કેમ રે કેહેવાયે, કદી શંકર પૂછે વાત;
કહેનાર શેષ સરખા હારે, ત્યાં પામરની કોણ જાત. ઓ સખી.
રે વૃન્દાવનની કુંજગલનમાં, હીંડોળે રે હીંચાય;
મારા વહાલાજી ઘાલે ઘુમલડી, સહિયેરો માંહોમાંહી ગાય. ઓ સખી.
મારા વહાલાજીશું વાત કરતાં, ઘુમરી થઈ દશ વીશ;
વેણુ વછુટી ને હારજ ત્રુટયો, અંબર ખશિયાં શીશ. ઓ સખી.
હીંડોળો રાખો મારા વહાલા, અંગ ઉઘાડાં થાય;
સહિયેર સર્વે હાસ્ય કરે છે, તેમાં તમારું શું જાય. ઓ સખી.
હવે નિર્લજ થયા છો તમે, જાણ્યા લાડકવાયા નાથ;
નહિ બોલું નહિ ચાલું વહાલા, આજ પછી તમ સાથ. ઓ સખી.
એવાં એવાં વચન સુણીને હરિ હસિયા, રસિકવર સુકુમાર;
પ્રસન્ન થયા શ્રી સ્વામિજી, નરસૈંને આપ્યો હાર. ઓ સખી.

## પદ ૩૭મું.

ઠમ ઠમ રે વરસે મેહ સોહામણો જો, કાંઇ હીંચે હરખે હીંડોળે અતિ રંગ જો;
શ્યામા ને સ્વામિ બેહુ શોભતાં જો, નીલામ્બર પીતામ્બર શોભે અંગ જો. ઠમ.

ધ્રુમલડી ઘાલેરે ગોપી રસ ભરી જો, કાંઇ શામળીઆ સનમુખ કરતી સાન જો;
મરકલડા કરતીરે માતુની મોદશું જો, નાચે ને વળી ગાયે મધુરાં ગાન જો. ઠમ.

મધુરે બોલે કોયલ મોર સોહામણા જો, કાંઇ ગાજે ગાજે ગગનમાં ગંભીર જો;
વૃંદાવન તે શોભે અતિ સોહામણું જો, શોભે શોભે સુંદીર જમુનાતું નીર જો. ઠમ.

વાયે વહાલો વેણુ મહુઅર વાંસળી જો, કાંઇ વાજાં વાજે તાળી તાલ મૃદંગ જો;
કાંઇ મગન થઇ વહાલો સહુને નિરખતો જો, કાંઈ ઉલટ વાધ્યો અબલા અંગ જો. ઠ.

ઉપરથી તો કુસુમ વરસી રહ્યાં જો, સુરીનર મુનિવર બોલે જેજેકાર જો;
નરસૈંયો નિરખીને હરી ગુણુ ઓચરે જો, ધન ધન કામિની કૃષ્ણ વિહાર જો. ઠમ.

## પદ ૩૮મું.

છાની કેમ રહું, વન વેણું વાજે;
સાંભળતાં અંગે અનંગ જાગે.

કાનનાં કુંડળ પાછલે ઘાલી;
વ્રેહની વેધી, ગોપી વન ચાલી.

વ્રેહ નીછરાએ, વિઠ્ઠલો પામી;
ભક્તવત્સળ મળ્યો નરસૈંયો સ્વામી.

## પદ ૩૯મું.

આ જોની આ કોનું પગલું, પગલે પદ્મતણું એંધાણ;
પગલાં પાસે બીજું પગલું, તેરે સોહાગણ નૈતમ જાણ. આ જો૦

પૂરણ ભાગ્ય તે જુવતી કેરૂં, જે ગઈ વહાલાને સંગે;
એકલડી અધર રસ પીશે, રજની તે રમશે રંગે. આ જો૦

અડવડતી આખડતી ચાલે, દેહ દશા ગઈ ભૂલી;
નિશ્ચે હરિ આવ્યા આ વનમાં, જો જો કમોદની ફૂલી. આ જો૦

પુછે કુંજ લતા દ્રુમવેલી, ક્યાંઈ દીઠો નંદકુમાર;
વૃક્ષ તણી શાખા ફૂલી રહી, અભિષેક કીધો નિરધાર. આ જો૦

નયણે નીર ને પંથ નિહાળે, કહાન કહાન મુખ બોલે;
ચાલી ચતુરા સરવ મળીને, નંદકુંવરને ખોળે. આ જો૦

જોતાં જોતાં વનમાં આવ્યાં, દીઠી એક સાહેલી;
ધુતારાનાં લક્ષણ જો જો, ગયો એકલડી મેલી. આ જો૦

ન દીઠા નાથ ગોપી પાછાં આવ્યાં, જળ જમુનાને તીર;
બાળલીલા કીધી તે વારે, પ્રગટયા હળદર વીર. આ જો૦

રાસ આરંભ્યો સર્વે શામા મળી, સુરીનર જેજે કીધો;
ગોપીમાં હું તો નરસૈયો, પ્રેમ સુધા રસ પીધો. આ જો૦

## પદ ૪૦મું.

પંથડો નિહાળતી રે, જોતી પીતાંબર પગલાં;
મદનરસ ઘેલડી રે ભરતી, લડસડતાં ડગલાં. પંથડો.

ચતુરા ચાલતી રે જાણે, વન ત્રાઠી હરણી;
શુદ્ધ બુદ્ધ વીસરી રે, વહાલા તે તારી કરણી. પંથડો.

શામા શામને રે, હીંડે મારગડે જોતી;
નેણે નીર ઝરે રે, ચતુરાં ચીરવડે લહોતી. પંથડો.

શામા સહુ મળી રે, કીધો એક વિચાર;
ચાલો સખી ત્યાં જઈએ રે, જ્યાં રમતા નંદકુમાર. પંથડો

ચાલ્યાં ચાલ્યાં ત્યાં ગયાં રે, આવ્યાં જમુનાજીને તીર;
આ આંહી હરી બેસતા રે, જમતા કરમલડો ખીર. પંથડો.

વહાતા વાંસળી રે, ગોપી સહુકો ગાતાં ગીત;
તે કેમ વીસરે રે, વહાલા પુરવ જનમની પ્રીત. પંથડો.

પુછીયું હમને રે, કયાંઈ મહારા નાથતણો ઉપદેશ;
અમ તજી ગયો રે, ધુરત ધાબળીઆળો વેશ. પંથડો.

જતને જાળવ્યું રે, જોબન ભુદર ભેટ કરેશ;
જો હરી નહી મળે રે, મહારા પાપી પ્રાણ તજેશ. પંથડો.

આણે આણે મારગડે રે આવ્યા લખ ચોરાશી વાર;
મનખા દેહ ભલો રે, જેણે પામ્યા નંદકુમાર. પંથડો.

વરોવર પુછ્યું રે, ક્યાંઇ નટ નાગર કેરી ભાળ;
નરસૈંયાચા સ્વામિ રે; મળ્યો દીનાનાથ દયાળ. **પંથડો.**

## પદ ૪૧મું.

આપણ રમશું રે રમશું રે, રંગ રસાળી હોળી;
શામળીયો વશ કરવાને, ભરશું કેશર ઘોળી.

અબીલ ગુલાલ અગરરસ ઉત્તમ, ઘર ઘરથી નીસરશું;
નંદકુમારનું મુખ માંજીને, હો હો હોળી કરશું.

જાવોરે આ ઋતુ રઢીયાળી, કોયલ ટહૂકા બોલે;
નરસૈંયાચા સ્વામિશું રમતાં, ઠરશું ઝાકમઝોળે.

## પદ ૪૨મું.

આજદીન રૂડો રે, રૂડો રે રૂડું ગોકુળ ગામ;
રૂડી રામા રંગે રમતી, રૂડા સુંદરશામ.

રૂડી વટ સોહે રંગે રાતી, રૂડા જમના તીર.
રૂડું વન વંદ્રાવન ફુલ્યું, રૂડા હળધર વીર.

રૂડો રસ આવ્યો નરસૈંને, પીતાં તૃપ્ત ન થાય;
રૂડે રૂડું તો મળે જો, પૂજીએ જાદવરાય.

## પદ ૪૩મું.

રાતી મોલ ધરો મોહનજી, રાતી ઋતુ રૂડી;
રાતે દાંતે હસે રાધાજી; રાતી કરમાં ચુડી.

રાતાં ફુલ ખરે ખારનાં, રાતી રજ રૂડી;
રાતી ચાંચે પોપટ રમે, પક્ષીડાં સુડલો ને સુડી.

રાતા સાળુ સહીયર સહુને, શિર છુટી જુડી;
નરસૈંયાચા સ્વામિ સંગ રમતાં, રહી તે રસમાં બુડી.

## પદ ૪૪મું.

ગોપી આવી રે આવી રે, વહાલાનું મુખ જોવા;
અદ્દભૂત ખેલ રચ્યો પુરૂષોત્તમ, માનનીનાં મન મોહવા.

રાતી ચુડી કરે કામનીયાં, રાતાં છરણા ચુંદડીઆં;
રાતી આડ કરી કુંકુમની, તે તળે રાતી ટીલડીયાં.
રાતા ગુલ કલેવરે કમખે, રાતી ચોળી હૃદે ભલી;
રાતાં તંબોળ ઓપે મુખે અબળા, તવ નરસૈ ત્રીકમને ત્રીયા મળી.

## પદ ૪૫મુ.

વસંતરૂતુની હું બલીહારી, નર નાર સહુકો ફાગ રમે;
માધવ સખા સહીત ગૃહ ગૃહ પ્રતી, જળ વન અંબુજ ભમર ભમે.
મનભાવતાં વચન પરસ્પર, વનિતા વૃંદ વશેક કરે;
લડસડતો લક્ષ્મીવર લઘુવેશે, ધાઇ ધાઇ સહુકો બાથ ભરે.
કનક કળશ કેશર ભરી હરિ, પૂઠે રહી મસ્તકે ઢોળે;
કરતલ ભરી શીખંડ અધરરસ, મુખલોચન ઉપર રોળે.
સાસુ નણદી ડાહ્યાં ડમરાં, મરજાદાએ અનુસરતાં;
તેશું સહુ કહે વહુ ચાલો, રમીએ આડો શણગટ ધરતાં.
નરસૈંયા સ્વામી નિત નવલી પરેં, વિચિત્ર લીલા કેલી કરે;
લેહેરીઓ જડમાં જે આવે, પુરુષપણું વેગે વિશરે.
કામા કૃષ્ણ મળીરે કૃષ્ણ મળી રે, હસતી મુખડું જોતી;
અબીલ ગુલાલ કેશર રસ છાંટે, તરુણી તાળી દેતી.
ફરતી ફરતી નાચે નારી, વહાલો વેણુ વજાડે;
માનની મોહી મોહન સાથે, લઇ હૃદયાશું ભીડે.
સુર બ્રહ્માદિક કૌતુક જોતાં બોલે જેજેકાર;
ભણે નરસૈંયો મરમ ન જાણે, વરસે કુસુમ અપાર.

## પદ ૪૬મુ.

શરદ નિશાએ શ્રી મહારાજ, કે વનમાં આવીયારે લોલ;
મધ્ય નિશાએ વજાડી વેણુ, કે ગોપીકા ચાલીયાં રે લોલ.
શ્રવણે સુણી મોરલીનો નાદ, કે સહુ બ્યાકુળ થયાં રે લોલ;
જે જેમ હતુ પોતાને ધામ, કે તેમ નીસર્યાં રે લોલ.
જોયો પૂરણ નંદ પરિબ્રહ્મ, કે સુધબુધ સર્વે ટળી રે લોલ;
જુએ નયણાં ભરી ભરી નાર, કે ગોપીકા સહુ મળી રે લોલ.

વચન બોલ્યા શ્રી મારાજ, કે કહો કેમ આવીયાં રે લોલ;
વળતી બોલી વ્રજની નાર, કે તમ આશ્રયે આવીયાં રે લોલ.

રંગભર રાસ રમાડો નાથ, કે શરદ સોહામણી રે લોલ;
ઉગ્યો સોલ કળાનો ચંદ્ર, કે હાલડી રળીયામણી રે લોલ.

પૂરણ પ્રીત જોઈ પરિબ્રહ્મ, કે રુદીયા ભીડીયાં રે લોલ;
રંગભર રમવા માંડયો રાસ, કે કારજ સીજ્યાં રે લોલ.

વાજે તાલ પખાજ ને ઝાંઝ, કે વિણા વાંસળી રે લોલ;
નાચે નરસિંહ નંદકુમાર, કે ગોપીકા સહુ મળી રે લોલ.

ચોકમાં ફરતી વ્રજની નાર, કે વચ્ચે રાધા હરિ રે લોલ;
નવ સત સજ્યા કે શણગાર, કે પાવલે ઘુઘરી રે લોલ.

હમચી લે હરજીની સાથ, કે તાલી લે હાથમાં રે લોલ;
નાચે નટવર મદન ગોપાલ, કે જુવતીના સાથમાં રે લોલ.

અંતરીખ દેવતા રહીને જુએ, કે પુષ્પે વધાવતા રે લોલ;
રૂપે રૂડો નરસૈંયાનો નાથ, કે મનમાં ભાવતા રે લોલ.

## પદ ૪૭મું.

વાંસલડી વેરણ મારી રે, હાં રે વશ કીધા તેં વૈકુંઠનાથ રે; ટેક. નાર ધુતારી.

ક્યાં રે ઘડાણી બંસી ક્યાં રે કટાણી, કોણ દાન તપ કીધાં રે,
વાંસલડીનો શબ્દ સુણીને, હો રે મારાં મનડાં હરીએ લીધાં રે; નાર ધુતારી.

પોતે પોતાનાં ગોપી તન રે છેદાવીને, વાલાજીના મુખ પર આવી રે,
સોક્લડીનું સાલ જગાવી, હાં રે વાહાલાને તો મન ભાવી રે; નાર ધુતારી.

વૃંદાવનનાં તે વન જ મોહ્યાં, ત્યાં પશુઓ પ્રાણી રે,
સોલ સહસ્ર ગોપીજન વલ્લભ, તેમાં તું પટરાણી રે; નાર ધુતારી.

કામણગારી તેં કામણ કીધાં ને, કર્મે હમારે જાગી રે,
નરસિંહના સ્વામીની વાંસલડી, કર કંગન થઇ વાગી રે; નાર ધુતારી.

## પદ ૪૮મું

વાંસલડી વા'તો રે, કાનો મોરલી વા'તો.

હાથમાં ગેડી ને ઘેન ચરાવે, વૃંદાવન જાતો રે, કાનો.
ગોપી તણાં ગોરસડાં જોઇને, દુર થકી ધાતો રે, કાનો.

મોર મુગટયા ને કાને રે કુંડળ, ગોપીઓમાં ગાતો રે, કાનો
ભલે મળ્યો મેતા નરસિંહનો, સ્વામી રંગમાં રાતો રે, કાનો.

## પદ ૪૯મું.

તારી મોરલીએ મન મોહ્યાં રે, વૃંદાવન મોરલીવાલા,
મેં તો ઘરનાં કામો ખોયાં રે, વૃંદાવન મોરલીવાળા
હું તો દોતાં દોણી ભૂલી રે, વૃંદાવન.
મેં તો પ્રેમે વાછરડાં ધવડાવવા રે, વૃંદાવન.
હું તો જમના ગઈતી પાણી રે, વૃંદાવન.
તારું મુખડું જોઇ જોઈ ફુલાણી રે, વૃંદાવન.
મેં તો અવળાં આભ્રણ હોડયા રે, વૃંદાવન.
મેં તો માથે છેડા મેલ્યા રે, વૃંદાવન.
કાનુડો કાળો ને છોગાળો રે, વૃંદાવન.
મને કાંઇ એક કામણ કીધાં રે, વૃંદાવન.
મારાં ચિત્તડાં હરી મન લીધાં રે, વૃંદાવન.
મેં તો રોતાં જ બાળક મેલ્યાં રે, વૃંદાવન.
મેં તો ધાવતાં બાલ વછોડયાં રે, વૃંદાવન.
મને મળ્યો નરસૈંયાનો સ્વામી રે, વૃંદાવન.

## પદ ૫૦મું.

મારે પ્રભુજી પરણા ઘેર આવ્યા રે;
મેં તો મોતીડાં ને ધૂપે વધાવ્યા રે.
મારો વાલોજી બોલાવે વારે વારે રે;
મને ભવ જળ ડૂબતી તારે રે.
મારે રસીયા સંઘાતે રંગ લાગ્યો રે;
મારે જન્મ મરણનો ભો ભાગ્યો રે.
વાગ્યાં પ્રેમનાં તે બાણ કેમ રૂઝે રે;
તાલી રંગની રસાળી વાલી લીજે રે.
ભલે મળ્યો નરસૈંયાનો સ્વામી રે;
સર્વે ગોપીકા આનંદ પામી રે.

## પદ ૫૧મું.

લગારેક નંદના છોરા, આવ મારી ગાવડી દો'વા. ટેક.

ગાવડી મારી તુજને હળી, તુજને દો'વા દે;
મહીં ને ટકો જે ઘટે, તે હાથમાં પે'લો લે; લગારેક.

આવડું અવર કાવું રે, મારે જાવું ગોકુળ ગામ,
આવડું કેવું જઈ પડે, મારે તમ સરીખું કામ; લગારેક.

આવડું કેવું તે પડે, પોતાનો જાણી જોઇ,
ગામમાં મારે સહુ સગાં છે, તમ સરીખું નાહિ કોઈ; લગારેક.

મનનું હોય તે મનમાં જાણે, ઘણું કહે શું થાય;
નરસૈંયાના સ્વામી વિના, ઘણું વિમાસણ થાય; લગારેક.

## પદ ૫૨મું.

મને ના બોલાવે, વા'લો મને ના બોલાવે;
કઠણ હૈયાનો વા'લો મને ના બોલાવે. ટેક.

જોજે જોષીડા તારી પોથીમાં શું આવે;
સારા જોશ જોજે મને મહીગરીએ વળાવે. કઠણ.

* * * *

સહુ સખી મળીને વા'લાને મનાવે. કઠણ.

સાસુ હઠીલી મ્હારી નણદલ ધૂતારી;
વીરલાને કેજો મારે આણલે આવે. કઠણ.

સહુ સખીઓમાં વા'લો સુઘડ કેવાય;
નરસૈંયાના સ્વામીને ન ખોટું ભાવે. કઠણ.

## પદ ૫૩મું.

મને કૃષ્ણ જોયના કોડ, સહીયર ચાલો રે;
હું તો લાગું તમને પાય, હરિવર આલો રે. ટેક.

જાદવ જમનાને કાંઠલે રે, વાહે વિણા રસાળ;
નાદમાં મોહી ગોપી નિસર્યાં રે, ઘેરે રોતાં મેલ્યાં બાળ. સહીયર.

દે'રે દે'રે દીવા કરું રે, પૂજું સઘળા દેવ;
શામળીઓ વર જો મળે, તો, શંભુ કરું રે તમારી સેવ. સહીયર.

એ જળ જમના ઝીલતાં રે, ન્હાતા નિર્મળ નીર;
વસ્ત્ર હરિ ગયો વિઠલો રે, શેને ઢાંકું શરીર. સહીયર.

સાસુ હમારી જશોમતિ રે, સસરો શ્રી નંદરાય;
કૃષ્ણ કોડીલો કાનજી રે, મારું સાસરું ગોકુળ ગવાય. સહીયર.

ગોકુળ ગામની ગોવાળણી રે, આવે મુરકતી ગોર;
મુખ પર માવજી મોહી રહ્યાં રે, એના ઉર પર નાચે મોર. સહીયર.

ગાય શીખે ને સાંભળે રે, હરિ રાધાનો રાસ;
તે નર વૈકુંઠ પામશે રે, ગુણ ગાય નરસૈંયો દાસ. સહીયર.

## પદ ૫૪મું.

મોહીની લગાડી રે મા મને મોહને રે.
રસીએ દેખાડી રંગની રે રેલ;
જીવતર સુધાર્યું રે સખી મ્હારું શામળે રે,
નિત્ય નિત્ય થાય વૃંદાવન ખેલ. મોહની.

આડી આડી દૃષ્ટે રે જુએ વાલો અમો ભણી રે,
જુએ મ્હારા નખ શિખના શણગાર;
મેણું‌ને દે છે રે સાસુડી સાસરે રે,
વહુ તારે ગિરધરસું ઘર વેવાર. મોહની.

રાધા ને માધવ રે એક વળગ્યાં બેલડી રે,
અંગો અંગ નયણામાં લપટાય;
સોલ વરસની રે શોભે સુંદરી રે,
અંગે સજી શણગાર હરખાય. મોહની.

ધન ધન લીલા રે લક્ષ્મીવર તણીરે,
ધન ધન ઉત્તમ રંગ વિલાસ;
ધન ધન ગોપી રે ગોકુળ ગામની રે,
ધન ધન ગાય નરસૈંયો દાસ. મોહની

## પદ ૫૫મું.

શરદની રાતે રે વ્હાલે વાહી વાંસલી રે,
વ્હાલે મ્હારે માર્યાં મોહનાં રે બાણ;

શ્રવણે સુણી રે અમે સહુ નિસર્યાં રે,
વ્હાલે મ્હારે હર્યા અમારા પ્રાણ. શરદની.

લોકડીયાંની લજ્યા રે અમે સર્વે પરહરી રે,
દરશન કરવા દિન દયાળ;
જમનાને તીરે રે અમે સહુ ઉભાં રહ્યાં રે,
વ્હાલે મ્હારે સામી ચઢાવી આળ. શરદની.

અરધ નીશાએ રે તમે કેમ નિસર્યાં રે,
તમે તોડી પરણ્યા કરી પ્રીત;
તમે ગુણવંતા રે એવું કેમ કરો રે,
એ તો નોય તમારા કુળની રીત. શરદની.

એવાં એવાં વચન રે વનમાળી ઓચર્યાં રે,
વેણુ સુણી અબળા થઇ રે નિરાશ;
અમો અબળાને રે નવ તરછોડીએ રે,
વ્હાલા રે આવ્યા તમારી રે પાસ. શરદની.

દીન વચન રે શ્રવણે સાંભળી રે,
હસીને કર ગ્રહ્યો શ્રી રણછોડ;
નરસૈંયાના સ્વામી રે ભાવે ભેટીયા રે,
વ્હાલે મ્હારા પૂર્યા મનનાં કોડ. શરદની.

## પદ ૫૬મું

કણી પેરે ભરીયે આછાં નીર રે, જમનાને આરે, વ્હાલા;
ધૂતારા છે ગોકુળીયાના લોક રે, શામળીયા, વ્હાલા.

સોના રૂપાનો મારો ઘડયો રે ઘડુલો, વ્હાલા;
ઊઢણીએ છે રતન જડાવ રે, શામળીયા, વ્હાલા.

તાણ મા તાણ મા હાર મારો ટૂટે, વ્હાલા;
મોતીડાં વેરાશે ગિરધર લાલ રે, જમનાને આરે વ્હાલા.

માથે મટુકી ગોપી વનડામાં રોકી, વ્હાલા;
જાય છે મારી સહીયરોનો સાથ રે, શામળીયા વ્હાલા.

નરસૈંયાનો સ્વામી મને મળીયો, વ્હાલા;
ઉતાર્યાં છે ભવ પાર રે, શામળીયા વ્હાલા.

## પદ ૫૭મું.

ઘેલી રે ગોવાળણી, કરગર ના ગોરસ સારુ;
આજ તારું ગોરસ ચાખવું મારે, મન ઇચ્છે મારું રે. ઘેલી રે.

આજ ગોવાલણુ કહુંછું તુજને, તારી ધેને દોહવા નવ દીધું;
કુશળ રે' રોજ ધેનજ તારી, કાલે કારજ ન સીંજ્યુ રે. ઘેલી રે.

આપ ગોવાલણુ આ જ ધેન જ જાણજે, કઠણુ મન કમ કીધું;
વાગી ઠેસ વાટડીએ જાતાં, ગોરસ સઘળું ઢોળી પીધું રે. ઘેલી રે.

સુરનરને સ્વપ્ને ના આવે, મુનિજન દેહ દમે;
નરસૈંયાના સ્વામી શું કરીએ તમને, પીતાં ગમે અમનેરે. ઘેલી રે.

## પદ ૫૮મું

લો સહીયો જોવાને રે જઇયે, વિનતિ તે જઈ વાલાને કહીયે;
સુખ દુઃખ તો હૈડામાં રે સહીયે, કોને જોઇને તે રે રહીયે. ચાલો.

આજનાં સુંદર રે સુખડાં, વાલાજીનાં જોવા સરખાં મુખડાં;
દુઃખનાં દાણા રે દરીએ, ભોજન લેઈ વાલાને ધરીએ. ચાલો.

સાંભળ મોરીરે સજની, આવી રુડી રમવા સરખી રજની;
મળ્યો નરસૈંયાનો સ્વામી, ગોપી સહુ આનંદ રે પામી. ચાલો.

## પદ ૫૯મું.

ભલે રે સર્જ્યાં અમો લોક ભરવાડાં, નિત્ય વલોણું વલોવતાં રે લોલ. ભલે.
લખ ધેન ગો બાવા નંદ ઘેર દુઝે, મેરુ રવૈયો ઘાલી રે લોલ. ભલે.

એકી પા ઘુમે રાધીકા રે ગોરાં, એકી પા કાનજી કાળા રે લોલ. ભલે.
હળવા હળવા ઘુમજે રે કાનજી, ગોળી નંદાશે મ્હારી રે લોલ. ભલે.

ગોળી નંદાશે ને ચોળી છંટાશે, ટુટશે મોહન માળા રે લોલ. ભલે.
કાળી નાગનાં નેતરાં રે કીધાં મેરુ કીધો રવૈયો રે લોલ. ભલે.

સાત સાહેરની ગોપી રે કીધી, ને ચંદો સૂરજ બે સાખી રે લોલ. ભલે.
ભલે મળ્યો નરસૈંયાનો સ્વામી, સાત સાહેર વલોવતાં રે લોલ. ભલે.

## પદ ૬૦મું.

રાસ રમીને રે કહો ક્યાંથી આવીયા રે, બળવંતા બારણીયું ના ઠેલ;
રીસને ચઢાવી રે, મુજ પર શામળા રે, જાઓ જ્યાં કરી હોય રંગની રેલ. રજની.

રાતાં રાતાં નયણાં રે, અતિ નિદ્રા ભર્યાં રે, રાતી અધર કુંકુમની રેખ;
કસુંબાના હાર રે, અતિ કરમાઇ ગયારે, અધુરો ધૂતારા તારો વેશ. રજની.

મસ્તકના માર રે, દીસે મોકળા રે, શીતળ થયું છે સઘળું અંગ;
કોણ મલ્યું'તું રાતે રે, તમને ભોળવ્યા રે, રસ સઉ લીધો સઘળો રંગ. રજની.

પહેર્યાંને પીતાંબર રે, કાંહાં વ્હાલા પાલટયાં રે, પારકી પટોલી પાછી આલ;
હાંરે મંદિર પધાર્યા રે, પેલી સોકયના રે, અમ ઘેર આવજો હરિ કાલ. રજની.

કસુંબાને ચીરે રે, સેજ સૂતી રહી રે, અબોલા લીધા રે શા માટ;
ચાંદલીઓ ને ઉગ્યો રે, હરણીયો તો આથમીઓરે, ત્યાં સુધી જોઇ તમારી વાટ રજની

પ્રેમને આલાપે રે, પંખી સઉ સોર કરે રે, પ્રકટ થઇને રહ્યો પ્રભાત;
નરસિંહના સ્વામી રે મંદિર પધારીયા રે સ્નેહ ઘણો ને થોડી રાત. રજની.

## પદ ૬૧મું.

લોક લડાવે છોકરડાં ને, મારે તો છેલ છબીલો રે;
નંદકુંવર હરિ નાંધડીયોવર, ઘડી એક ન મેલું વીલો રે. લોક.

બારે માસ મારે બારણે તોરણ, કુંકમ કેસર ઘોળું રે;
રંગભેર રાધા ને માધવ, હર્ખે ભરી હિંડોળું રે. લોક.

છપન ભોગ છબીલાજી તમને, વસ્ત્ર આભુષણ પહેરાવું રે;
સેજ તળાઇ ને પુષ્પ પીછોડો, પ્રેમ કરીને પોઢાડું રે. લોક.

માનુની મળીને મંગળ ગાઇએ, જાણે મંડપમાં માલું રે;
માથેથી માંડ હેડો નવ મેલું, મલપતી વળી ચાલું રે. લોક.

સંત સખા સાંબેલા હરિના, પૂજીને પધરાવું રે;
નરસૈંયાનો સ્વામી અતિ રે લાડકડો, નટવર ઘોડે ચઢાવું રે. લોક.

## પદ ૬૨મું.

જોની એની ગોવાળામાં ગોવિંદજી રે, કરમદડો જમતા રે;
જગન કરે તેને સ્વપ્ને ના આવે, વ્હાલો આહીરડામાં રે રમતાં રે. જોની.

આપ આપણાં હરિ પાળા લેઇને, જાદવરાય આગળ દાખે રે;
નાના વિધનાં શાક પાક રે, તે લેઇને જાદવરાય ચાખે રે. જોની

બ્રહ્માએ મનમાં એવું વિચાર્યું, આપણ મીન તણું રૂપ લેઇશું રે;
જળ જમનાના ચારુ દેશે, ત્યારે મહા પ્રસાદ પામીશું રે. જોની.

અંતરજામીએ તતખણ જાણ્યું, બ્રહ્મા મીન તણું રૂપ લાવ્યા રે;
નરસૈંયાનો સ્વામી ચતુર શિરોમણિ, તે કામળીએ કર લોવડાવ્યા રે. જોની.

## પદ ૬૩મું.

રંગ લાગ્યો મુને તારો, રંગીલા રંગ લાગ્યો મુને તારો. ટેક.
જન્મો જન્મ શામળીયા વા'લા, સંગ ના છોડું તારો. રંગીલા.

રજની થોડી ને રંગ ઘણેરો, જોબન લ્હેરે જાએ. રંગીલા.
પારકું ચિત્ત ચોર્યાની રે વિદ્યા, કાંહાં શિખ્યો એ ચાલો. રંગીલા.

તેં મારા મનડાં વશ કીધાં, કર્યો નેણનો ચારો. રંગીલા
આવો તો મન મેલીને મલીએ, પ્રીતતણાં ફૂલ ઠારો. રંગીલા.

ચૂવા ચંદન ઓર અર્ગજી, કસ્તૂરી રંગ રોરો. રંગીલા.
ભલે મળ્યો નરસિંહનો સ્વામી, નિત્ય નિત્ય જાગે કયમ જોરો. રંગીલા.

## પદ ૬૪મું.

જાણી જાણી તમારી જાત, જાવજી જાણી રે; જાવજી ટેક.
એવી ન હોય મોટાની રીત, કોને ઘેર માણી રે.

રાસ રમી ઘેર આવીયારે, રવિ ઉગમતે સૂર;
સુખડાં આપ્યાં પેલી નારને રે, વાલે હમને તે મેલ્યાં દૂર. જાવજી.

શેરીએ સામા મલ્યા રે, નીચાં ઢાળ્યાં નેણ;
બોલાવ્યા બોલે નહીં રે, પ્રભુ વિપ્રીત તમારાં વેણ. જાવજી.

વિસાર્યા વિશરે નહી રે, પળ એક અળગા ના થાય;
નરસૈંના સ્વામી અંતરજામી, વાલો ભીડ પડે ત્યાં ધાય. જાવજી.

## પદ ૬૫મું.

વિઠ્ઠલ રહ્યો રે વસી, મારે મન વિઠ્ઠલ રહ્યો રે વસી.
ગોવિંદ સાથે હેરે ગોઠડી રે, મને લાગ્યો સાકરશી. મારે ટેક

ઓસડીયા અળગાં કરો રે, મને શાને રે પાઓ ઘસી;
કાનુડો કળીઓર નાગ છે રે, મારા રુદીયે રે રહ્યો ડસી. મારે.

આજ મળીયા મને એકલા રે, મારા રુદીયા માંહે હસી;
નરસૈંયચા સ્વામી મળ્યા રે, ભ્રાંત ના રહી રે કશી. મારે.

## પદ ૬૬મું.

આવ્યા અમો આશ ભર્યાં, વાલાજી અમો આવ્યા રે આશ ભર્યાં;
વેધાણું મન નહિ વળે પાછું. તારી મોરલીએ પ્રાણ હર્યાં. વા.

સુતને મેલી અમો પતિને મેલી, મેલી કુળની મરજાદ;
માત તાત વીસાર્યાં વલ્લભ, શ્યામ તમારે કાજ. વા.

એવાં એવાં વચન સુણીને, હરિ હસીયા આપણ રમશું રાશ;
મોટા કુળની તમો માનુની, પૂરું તમારી આશ. વા.

સુંદર રાત શરદ પુનમની, સુંદર આસો માસ;
નરસૈંયાના સ્વામી સંગ રમતાં, રજની થઈ ખટ માસ. વા.

## પદ ૬૭મું

છાનો માનો આવ્યો કહાન, પાછલી રે રાતે;
વેણમાં જઇ રવ ગાયો, આવીને પ્રભાતે. છાનો૦

સમ ખાઇ સુતી હું, નહીં બોલું જાતે;
દ્વાર ઉઘાડી પાય લાગી, મોરલીને નાદે. છાનો૦

તમે તો પ્રાણાધાર. પેલી શોકલડીને આવે ખાર;
ઓળખ્યા હૈયાનો હાર, દીઠો તો પડો વાદે. છાનો૦

વાયદો કીધો તો આવીશું ગાવલડી રે દોતાં
નરસહીંયાચા સ્વામી પધાર્યા, વલોણું વલોતાં. છાનો૦

## પદ ૬૮મું.

ભલેને પધારો કાહાન, વાટડી રે જોતાં. ટેક.

ઝાંઝરનો ઝણકારો, જાણે સીતનો સણકારો રે;
વાજેરે ભણકારો, અંધી રેણુ ગઈ રોતાં. ભલે૦

ઉગ્ર તપ કીધું મેં તો, આહીરડાંની જાતે;
નરસૈંયાચા સ્વામી, મોહ્યા અબલાની વાતે. ભલે૦

### પદ ૬૯મું.

નહિ મેલું નંદના લાલ, છેડલો નહિ મેલું.
પાતલીઆ પ્રાણાધાર, છેડલો નહિ મેલું,
મીઠી લાગે રે તમારી ચાલ, છેડલો નહિ મેલું. ટેક.

રસીઆ હૃદય કમલમાં વસીઆ, હવે કેમ થાશો અલગારે;
છો બલીઆ અમ અબલા ઉપર, બલ કયાં પલકો રે. છેડલો.

ત્રિકમ તમારી પાઘડીએ રે, કાંઇ લલકે મોતી સેર રે;
સાંકડી શેરીમાં સામા રે મળીઆ, બેઠીલ્લાની શી પેર રે. છેડલો.

એકવાર આવજો વૃંદાવનમાં, આપણે કરીશું ખેલ રે;
તારૂં મુજને લઘરું લાગ્યું. નરસૈંયો રંગ રેલ રે. છેડલો.

### પદ ૭૦મું.

વારી જાઉરે સુંદર સ્યામ તારા લટકાને. ટેક.

લટકે રઘુવર રૂપ ધરીને, વચન પિતાનાં પાળ્યાં રે;
લટકે જઇ રણે રાવણ રોળ્યો, લટકે સીતા વાળ્યાં. તારા લટકાને.

લટકે ગિરિ ગોવર્ધન તોલ્યો, લટકે વાયો વંશ રે;
લટકે જઇ દાવાનલ પીધો, લટકે માર્યો કંસ. તારા લટકાને.

લટકે ગૌઓ ગોકુળમાં ચારી, લટકે પલવટ વાલી રે;
લટકે જઇ જમુનામાં પેઠા, લટકે નાથ્યો કાલી રે. તારા લટકાને.

લટકે વામન રૂપ ધરીને, જાચ્યા બલીને દ્વાર રે;
ત્રણ ડગલાં પૃથ્વીને કાજે, બલિ ચાંપ્યો પાતાલ. તારા લટકાને.

એવાં એવાં લટકાં છે ઘણાં રે, લટકાં લાખ કરોડ રે;
નરસિંહાચા સ્વામી સંગે રમતાં, મહીડું મોડા મોડ. તારા લટકાને.

### પદ ૭૧મું.

હાં રે શામળીઆજી સઉ દેખતાં, સામાં તે નયણાં નચાવીશ મા;
હાં રે ઓ પેલા દુષ્ટ દુર્જન દેખે, તે રે સાંભળતાં બોલાવીશ મા. શામળીઆજી.

હાં રે અદેખા લોક તેં અદકા બોલે, હાંરે તેને તે વચમાં લાવીશ મા;
હાં રે સાને સંતલસ કરી સંભલાવે, તે સાથે કંઇ કાવીશ મા. શામળીઆજી.

હાં રે હું તુજપર રીસાઉ મારા વા'લા, તું મુજપર રીસાઇશ મા;
નરસૈંયાના સ્વામીને રાસ મંડપમાં, તે ચરણ કમળથી વિસારીશ મા. શામળીઆજી.

## પદ ૭૨મું.

આજ સપરમો દહાડો, મારા વાલા રે;
હરિ આવ્યા મારે ઘેર, કાહન છોગાલા રે.

શેરી વળાવું સોહામણી, મારા વાલા રે;
ફુલડીયાં વેરાવું, કાહન છોગાલા રે.

સેજ પાથરણાં પાથરુ, મારા વાલા રે;
તે ઉપર બેસો પ્રાણાધાર, કાહન છોગાલારે.

કુંકુમ કેશર છાંટણુ, મારા વાલા રે;
તોરણ બંધાવું હું વર, કાહન છોગાલા રે.

અગર કપુર કરું આરતી, મારા વાલા રે;
તન મન ધન નીવારું, કાહન છોગાલા રે.

પીતલ લોટા જલ ભર્યા, મારા વાલા રે;
દંતી દાતણ દઇશ, કાહન છોગાલા રે.

તાંબા કુંડીઓ જલે ભરું, મારા વાલા રે;
મોગરા મર્દન દઇશ, કાહન છોગાલા રે.

ખાનપાન પકવાન પડાવું, મારા વાલા રે;
બીડલે બાસઠ પાન, કાહન છોગાલા રે.

પુષ્પે પાથરણાં પાથરું, મારા વાલા રે;
હું તો વીંજણે ઢોલું વાય, કાહન છોગાલા રે.

નરસિંહાનો સ્વામી મળ્યો, મારા વાલા રે;
વાલે રમાડયાં રાસ, કાહન છોગાલા રે.

## પદ ૭૩મું.

મનોહર ગયો રે વનમાં વાહીને રે, હવે કેમ જીવું રે મોરી માય;
કાલજું નખે વિદારું કપટી કાનુંડો રે, તેણે સમે ઘરમાં ન રહેવાય.

જીવણજીને જોતાંરે મરી અમે નવ ગયાંરે, રહ્યાં રહ્યાં ગત રંગ લેવા કાજ;
બાલ બતાવે રે કોય ભુધર તણી રે, સખી હવે કહું છું મૂકી લાજ.

વૃંદાવન શોધ્યું રે શ્યામા અમે સૌ મળી રે, જોયું જોયું જમુનાજીનું તીર;
કાનુડો છોગાલો રે કોઇએ દીઠો નહિ રે, આંખડીએ તો ભરી ભરી આવે નીર.

મનનો મેલાપી રે કોઈ અમને મેળવે રે, તેને આપું હૈડા કેરો હાર;
નરસિંહાનો સ્વામી રે સુંદર શામળો રે, સઘળી સહીયરનો શણગાર.

## પદ ૭૪મું.

કર નખ રાતા કામનીઆ રે, રાતા અધર સુદંત;
રાતા અબીલ ઉડાડે ગોપી, રાતો નવલ વસંત. કર.

રાતી ચોળી કસણુ કસી, ને મુખ ભર્યાં તંબોલ;
રાતા ચરણા પેહેરણે રંગ, રાતી કુંકુંમ રોલ. કર.

કૃષ્ણજી રાતા કામિનીએ રે, કામિની કૃષ્ણ ગુણે રાતી;
સરખા સરખે બહુ ગુણ રાતા, નરસિંહો સંઘાતી. કર.

## પદ ૭૫મું.

ધન્ય ધન્ય ગોકુળીયું ગામ રે, મારે વા'લે કર્યો વિશરામ રે.
ધન્ય ધન્ય જશોદા માડી રે, હરિને હાલેરા ગાય દાડી રે.
ધન્ય ધન્ય ગોકુળીયાની ગલીયો રે, મારો વાલો કાઢે નિત્ય હડીઓ રે.
ધન્ય ધન્ય ગોકુળીયાની ગાય રે, મારો વાલો ચરાવાને જાયરે.
ધન્ય ધન્ય ગોકુળીયાની ગોપી રે, હીરે રત્ન જડીત છે ટોપી રે.
ધન્ય ધન્ય ગોકુળીયાનો ઘોડો રે, હરિને મસ્તકે મોતીનો તોડો રે.
ધન્ય ધન્ય ગોકુળીયાના મોર રે, પ્રભુજીનો મુગટ બન્યો રંગ ચોર રે.
ધન્ય ધન્ય જમનાજીનાં નીર રે, મારો વાલો પખાળે શરીર રે.
ધન્ય ધન્ય જમનાજીના ઘાટ રે, મારો વાલો વાંચે નિત્ય પાઠ રે.
ધન્ય ધન્ય જમનાજીની રેતિ રે, હરિને ચરણ કમળ રોજ રે'તી રે.
ધન્ય ધન્ય નરસૈંયો દાસ રે, મને રાખો ચરણની પાસ રે.

## પદ ૭૬મું.

ગોકુળ વેલા પધારજો, મથુરા જાવ તો મારા સમ રે લાલ; ગોકુળ વેલા પધારજો. ટેક.
અક્રુર આવ્યા તેડવા, તે તો મારા દુઃખડાનો દેનાર રે લાલ; ગોકુળ.

બળીભદ્ર બેઠા રથમાં, હરિ હળધરનું જુગતે જોડું લાલ; ગોકુળ.
આણી આણી શેરડીએ પ્રભુ મારા, રથ પાછા લાવો લાલ; ગોકુળ.
રાણીરાધા બેઠાં આડાં થઈ, પ્રભુ મ્હારા રુદીયાપર રથ ખેડો લાલ; ગોકુળ.
વા'ણામાં જોતી વાટડી, પીયુ મળશે હમને તજ્યાં લાલ; ગોકુળ.
ગોકુળ મથુરા છે બે ગામડાં, વચમાં જમનાજી ભરપુર રે લાલ; ગોકુળ.
મથુરામાં મામાને મળવા જતાં, વા'લા કેમ રાખ્યું ન હેત લાલ; ગોકુળ.
જીગજીવન મારો જીવાડો, મથુરામાં જાવ તો પ્રાણ નાખું કાઢી લાલ; ગોકુળ.
નરસૈંયાનો સ્વામી શામળો, વા'લે મારે ફરી રમાડયાં ન રાસ લાલ; ગોકુળ.

## પદ ૭૭મું

ચંપો મોર્યો રે વૃંદાવન ચંપો મોર્યો રે. ટેક.
એ ચંપો ઉતારવાને હું ગઇતી, દીએરીઓ રખવાળ,
ચંપો ઉતારી પાછા વાળ્યાં રે, પાયે નેપૂરનો ઝમકાર. વૃંદા૦
એ લીલો હતો ત્યારે લળજતો, સૂકાઈ સલવરો છાર,
વેડનારો વેડી ગયો રે, એ તો ઝુડાઇ ગયો નિર્ધાર. વૃંદા૦
એ વૃંદાવનમાં ચંપો મોર્યો, કરનારો કરતાર,
ભલે મળ્યો મે'તા નરસિંહનો સ્વામી, વાલે ઉતાર્યાં ભવપાર. વૃંદા૦

## પદ ૭૮મું.

રામને વાલો સુગ્રીવ, સીતાને વાલા શ્રી રામ,
ઇશ્વરને વાલાં પાર્વતી, જેમ ગોપીને વાલો કાન;
કોઈ મને કૃષ્ણ બતાવો રે, આલું રે વધામણી,
હઇયા કેરો હાર આપું રે, માથા કેરી દામણી; રે કોઇ.
વા'લો મારો હમણા જોયું, ત્યારે ગયા મુને વાહીને;
પાંપણીઓ ખરી ગઇઓ છે રે, આંસુડાં લોહીને,
ભલે મળ્યો નરસૈંયાનો સ્વામી રે, ગોપીસરવ આનંદ પામી; રે કોઇ.

## પદ ૭૯મું.

માઠડા માણસને નવ ધીરીયે, તેનું કપટ કળ્યું નવ જાયે;
મધુરી વાણી મુખે મોરલા બોલે, વિષ હળાહળ પાયે.

ક્ષણું આગણ ક્ષણું મંદીરમાંહે, દોહલે ઉભા રેણી ગઇ;
આશાલબ્દ મનોરથ કરતા, કુસુમે રચી સેજ સુનીય રહી.

નારી નહોરા કરે, નાથ મન નવ ધરે, પરમ આનંદ શું પ્રેમ વાધ્યો;
નરસૈંનો સ્વામી ભલે મળીઓ, હળોહળ પ્રેમનો ગ્રંથ બાઝયો.

## પદ ૮૦મું.

જાઓ જાઓ રે મીઠા બોલો બોલો, ધૂરતપણું મેં જાણ્યું નાથ;
સેજ રચી રચી પંથ નિહાળું, રંગે રમી આવ્યા શોકને સાથ.

વહાલા કયમ વાત કરોછો, તો તમને શું કહીએ રે;
તનનો તાપ તો જાયે માહરો, સાંઇડું લઇને મલીયે રે.

તહારી પ્રીત વશી મહારા મનમાં, તેણે કરંતા હું આવી રે;
નરસૈંયાચા સ્વામીમાં નિંદાઇને, દે મદન વધાવી રે.

## પદ ૮૧મું.

જુઠડા બોલા જાદવા ધૂરત, હવારે નહિ માનું તમારા બોલડા;
વાચા દઈ તું ગયો રે વાહી, નિરગુણ ગોરીના હો નિહારડા.

જુઠડા માણસને નવ મલીયે, તે તણું કયુ ન મનાગે;
મધુરી વાણી સુખ મોરલા બોલે, પછે હાલાહલ સર્વ પાગે.

નાથ નહોરા કરે, નાર ચંત નવ ધરે, પરમાનંદશું પ્રેમ લાગે;
ભણે નરસૈંયો, ઘણા દિવસનો, આવાગમન તણો રે ફેરો ભાગે.

## પદ ૮૨મું.

રાસ રમણ કરે કામની, ક્રીડા કૃષ્ણને સંગ;
શરદની રેણુ સોહામણી, મચ્યો મેલા રંગ. રાસ૦

સુંદરી સર્વ ટોળે મળી, આવ્યાં જમુનાને તીર;
ઉલટ અંગે સમારીઆં, પહેરયાં નૌતમ ચીર. રાસ૦

ચકાકાર ચતુરા થઈ, ફરતા ફરતી નાર;
મોર મુગટ મસ્તક ધરી, મધ્ય સોહે મુરાર. રાસ૦

કાછી કાછની કામની, ઉર લહેકતા હાર;
પીત પટોલાં બાંધીયાં, સજ્યા શકલ શણગાર. રાસ૦

માનની મલી મંડળ રચ્યો, રમતાં રંગ વિલાસ;
શરદ રેણુ શોહામણી, પૂરણકલા પ્રકાશ. રાસ૦

ઘણાં ઘણાં હંમ હંમ કરે, વાજે ચરણનાં પ્રહાર;
નારદ કરે નાદ નેહશુ, થૈ રહ્યો થૈકાર. રાસ૦

પરસપર શબ્દ શુણે નહી, ગાય નૌતમ ગીત;
રાગ માલવ આલાપીઓ, કરે ગોપીકા પ્રીત. રાસ૦

રમતાં રમતાં રંગશું, વાધ્યો પરમ ઉલાસ;
સ્થંભિ રહ્યો શરદચંદ્રમા, રેણી થઇ ષટ્ માસ. રાસ૦

બ્રહ્માદિક આદિ દેવતા, લીલા જોયે નાથ;
બડભાગી ભામની રમે, કેલી કૃષ્ણને સાથ. રાસ૦

કોટીક કલ્પ વહી ગયા, નાવે મુનીને ધ્યાન;
નરસૈંયાચા સ્વામી પ્રગટીયા, પુરણ શ્રીભગવાન. રાસ૦

## પદ ૮૩મું.

જય જય નટવર વેષા, આરતી ઉતારું જદુવર જગદીશા. જયદેવ જયદેવ.

મોર મુકુટ મસ્તક પર રાજે, કંઠે વનમાળા (૨)
શ્રવણે કુંડળ લળકે, સંગ લીએ વ્રજબાળા. જયદેવ જયદેવ.

નૃત્ય કરે નારાયણ વૃંદાવન, ઘુઘરડી ઘમકે. (૨)
નાચે રાધા માધવ, પાયલ ઠમકે. જયદેવ જયદેવ.

ઘમઘમઘમ ઘુઘરડી ઘમકે, તાળ પખાજ વાજે;(૨)
સુંદર સ્વર અતિ સારો, ઉંચે સ્વર ગાજે. જયદેવ જયદેવ

તાતા થેઈ તાતા થેઇ, શબ્દ થાય આજે;(૨)
નૂપુર ભ્રૂકુટી વિરાજીત, કૌસ્તુભમણિ રાજે. જયદેવ જયદેવ.

ઉંચે સ્વર ગાજે ગિરધારી, ઉંચે સ્વર ગાજે;(૨)
મન મોહનની શોભા, મનમથ બહુ લાજે. જયદેવ જયદેવ.

રાસ રચ્યો વૃંદાવન, જોવાને જઇએ; (૨)
માધવ મુખ નિરખીને, નરસંઈ દીવડિયો લઇયે. જયદેવ જયદેવ.

### પદ ૮૪મું.

દીપકડો લઇશ મા રે ચાંદલિયા, સ્થિર થૈ રહેજે આજ;
વાહલોજી વિલસ્યો હું સાથે, લોપી સઘળી લાજ.
સોંપ્યું અંગ શામળિઆ સાથે, કરવા કેલિવિલાસ;
રખે જોત્ય તું ઝાંખી કરતો, પીયુડે માંડયું હાસ્ય.
અનેક ઉપાય કરી કરી વાહલો, આણ્યો મંદિર માંહે;
નરસૈંયાચો સ્વામી કહું તુજને, રખે ક્ષણું અળગો તું થાયે.

### પદ ૮૫મું

ષોડશ ચહેન સોહે, પગલાંને ખોળે રે;
અજવાળી રાતે ગોપી, જેમ દહાડે ઘોળે રે. ષોડ૦
પ્રેહની વિંધાણી ગોપી, મળી ટોળે ટોળે રે;
કૃષ્ણ હું કૃષ્ણ હું, કૃષ્ણ તન્મય થૈ બોલે રે. ષોડ૦
કોઇ ઉભી વાંસળી વાએ, ગાઈ ગાઈ ડોલે રે;
કો કહે મેં કાળી નાગ નાથ્યો, પર્વતને તોલે રે. ષોડ૦
કોઇ તો દાન મિષેથી, મહીનાં માટ ઢોળે રે;
પ્રેમ પ્રેમ મગ્ન થઇ, રંગ રસ રોળે રે. ષોડ૦
કૃષ્ણ તો છળીને બેઠો, હૃદયાને ઓળે રે;
પ્રગટયો નરસૈંયાનો નાથ, રીઝી ભાવ ભોળે રે. ષોડ૦

### પદ ૮૬મું.

મારો વાહલોજ વગાડે રુડી વાંસલડી, કહોજી કેમ રહીયે;
હું તો ભૂલી પડી વનમાંહે, એકલડા કેમ રહીયે. મારો.
મને ઘરમાં ઘડી ન સોહાય, ઢુંઢું સારી કુંજ ગલી;
મને મળ્યો રે નરસૈંયાનો નાથ, રમાડયા રાસ વળી. મારો.

### પદ ૮૭મું.

પ્રાણનો પ્રાણ તે, આજ મુજને મળ્યો, તેણે કરી મારે રુદે હર્ષ વાધે;
પીયુતણી સેજ તે, કુસુમ સુત્રે રચિ, નવી નવી ભાતનો સંગ સાધે.

નેણે અંજન કરી, નરસૈંયા શ્રીહરિ, પ્રેમશું આવીને સાંઇ લીધું;
અધર ચુંબન કરી, કુચપર કર ધરી, સ્નેહશું શામળે ગુન્હ કીધું.
ધન ધન આજની, રાતડી કૃષ્ણજી, સાથે રમી ગોપી લાજ લોપી;
નરસૈંયાચા સ્વામી, ધન એ વશ આણિયો, શું કરે સાસુડી અધિક કોપી.

### પદ ૮૮મું.

વાંસલડી વાહી મહારે વહાલે, મંદિરમાં ન રહેવાયે રે;
વ્યાકુલ થઇ વહાલાને જોવા, શું કરું ઉપાયે રે. વાસ.
જલ જમુના ભરવા જાઉં, ત્યાં શામલિયો હોયે રે;
વદન નિહાલી હરખું મનમાં, જેમ જીવને સુખ જોયે રે. વાંસ.
શાન કરીને હું સાંચરું, પાતળીયો પાછળ આવે રે;
ભણે નરસૈંયો ભાવે વહાલો, વ્રેહેતાપ સમાવે રે. વાંસ.

### પદ ૮૯મું

જેમ જેમ વહાલો વેણુ વજાડે, તેમ તેમ નાચે નારી રે;
સરવે સાદે ગાયે ગોપી, રીઝવીઓ મોરારી રે. જેમ०
રુમઝુમ રુમઝુમ નેપુર વાજે, વાદે વેણા વાહે રે;
તાલ મેલાવે મહારસ માતી, માનની મોદ ન માયે રે. જેમ०
સન્મુખ થઇને શામળિયો તે, અબળા આગળ નાચે રે;
સુરીનર મુનીજન ધ્યાન ન આવે, બ્રહ્મા એ પદ જાચે રે. જેમ०
તે વ્રજ વનિતા નંદકુંવરશું, એક થઈ અનુભવતાં રે;
ભણે નરસૈંયો સર્વશ સોંપી, ગોવિંદને વશ કરતાં રે. જેમ०

### પદ ૯૦મું.

મહારે વહાલે વેણુ વગાડી, આકુલ વ્યાકુલ થાઉં રે;
મંદિર માંહે મેં ન રહેવાયે, કેમ કરી જોવા જાઉં રે. મહારે०
હું વેંધાણી મધુરી નાદે, અનંગ ઉલટયો અંગે રે;
નેણ ભરી નિરખું શામળીયો, સાંઇડા લીજે સંગે રે. મહારે०
મારું મન મોહ્યું એણે વહાલે, દીઠા વિન ન સોહાયે રે;
ભણે નરસૈંયો ધન તે નારી, રાખ્યો રુદીયા માંહે રે. માહરે०

## પદ ૯૧મું.

મહારા વહાલાજીમાં કુસમચો ભાર નહી રે;
તે કારણ મને કહોને, સજની. ટેક. મ૦

સાત સાગર ને નવ ખંડ પૃથ્વી, મેર શીખર મુખ માંહે;
એટલા સહેત વહાલો ઉરપરિ રાખું, ભ્રમર કમલ સમ હોયે રે. સજની. મ૦

દિવ્ય વસ્ત્ર મેં શીરપર ઓઢયું, તે મને દસ્તુર થાયે રે;
જેટલે મારો વહાલોજી સંગમ આવે, કુચ ઉપર ચિત્ત ચલાવેરે. સજની. મ૦

તાચા ગુણ લક્ષ્મીવર જાણે, જેણે આ સૃષ્ટ નિપાઈ રે;
નરસૈંયાચો સ્વામી ભલે મલીયો, સુખકરો ગોકુલ રાઈ રે. સજની. મ૦

## પદ ૯૨મું.

શામળીયા રાસ રમાડો, જે સુખ હેત લીજે તમ સાથે, ધન ઘડી ધન દહાડો. શા૦
મોરલીને નાદે મોહ ઉપજાવ્યો, આનંદ સિંધુ પમાડો શા૦
નરસૈંયાના સ્વામી કંઠ બાંહે ધરી, અમને પ્રેમ પીછોડી ઓઢાડો. શા૦

## પદ ૯૩મું

શાને કાજે સહુ મળી આવ્યાં, શું છે તમારું કામ રે;
પતિવ્રતાનો નહી રે ધરમ, એ ગોપી જાઓ તમારે ધામ રે.

મોહન કેરાં વચન સુણીને, નીચું જોયું બાલી રે;
મુખ આંગલી ને મન વિમાસે, આ શું કહે વનમાળી રે

ગદગદ કંઠે ગોપી વચન પ્રકાશે, તમે સાંભળો દેવ મોરારી રે;
ભૂધર અમને નહી ભજો તો, તજશું દેહ હમારી રે.

અંતર પ્રીત જોઇને હરિ હસીયા, રુદયા ભીતર ભીડી રે;
પ્રેમ ધરીને નરસૈંયો નિરખે, સરખા સરખી જોડી રે.

## પદ ૯૪મું.

શંકર હસે રે જેહને જોઈ, રાધાવર રમે જોને;
ગોપેશ્વરે ગોકુળની લીલા, દેખાડી મુને રે.

ધન ધન ભાભી તેં વચન પ્રકાસ્યાં, ભેટયો ભૂધરને;
યુવતિ જૂથ મળી જ્યાં રંગે, મોહી રહ્યો ગાને રે.

ચકિત થયાં ત્યાં વનનાં પક્ષી, નાદ સુણી શ્રવણે;
ધન નરસૈંયો ઉભો નીરખે, સદા શિવ શરણે રે.

ગંગાધર ને ગોકુળપતિ વચ્ચે, જે કોઇ આણે ભેદ;
ભણે નરસૈંયો વૈશ્ણવ નહી તે, અધમ તેને કહે વેદ.

## પદ ૯૫મું.

નિર્ગુણગારો નાહોલીયો તે સગુણ થયો; નિર્ગુણગારો૦ ટેક
જનમની કોટાન કોટ લાગે, વહાલો અમશુ અબોલડો રહ્યો રે. નિર્ગુણ૦

આજનો દીન રળીયામણોરે, રંગભેર રમશું રજની રે;
વહાલાને આલિંગન લેશું પછે, તે સુખ કહેશું સજની રે નિર્ગુણ૦

એહજ મનમાં ચિંત્યા હુતી, તે મારે વહાલોજીએ ટાળી રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, નહીં અવતરીએ વલી રે. નિર્ગુણ૦

## પદ ૯૬મું.

આવ્યો આવ્યો રે ઋતુનો રાય અતિ ઉલટ થાય,
ઘડી રે લાખેણી જાય, વેગે પધારો;

હિયર સમાણી ટોળી, પહેરો નવરંગ ચોળી,
કુંકુમ કેસર ઘોળી, ભાજન ભરો.

ચાલોને સાહેલી વહેલી, જોયે કોણ પહોંચે પહેલી,
અબીર ઉછોળી રહી, આ કરે;

હેતે હરિ કંઠે લાગો, મન વાંછિત માગો,
અબીલ ગુલાલ, અતિ ઝુરઝુરે.

આનંદે આવે ગોપી, લાજ મરજાદ લોપી,
કેસુરીયા વસંત પેહરી, મુનિ ચિત્ત હરે;

નરસૈંયાનો સ્વામી રુડો, પેહેરાવે અખંડ ચુડો,
તે જોની સંસાર કુડો, પ્રભુ પ્રેમે ભરે.

આવ્યો આવ્યોરે ઋતુનો રાય૦

## પદ ૯૭મું.

જમુનાને તીરે શામળો, જુવતી જુથ મોઝાર;
મહારસ માંહે મહાલતો, ઉલટ અંગ અપાર.

વહાલો વેણુ વજાડે રે, નાચે નારી સંગ;
ઝાંઝર નેપૂર રણઝણે, તાળી તાલ મૃદંગ.
ગાયે ગીત સોહામણાં, શામા સરવે સાદ;
તારુણી તાન મેલાવેરે, વેણા વાહે નાદ.

અબિલ ગુલાલ ઉછાળે રે, ચુવા ચંદન સાર;
કેશરભરી પીચકારી રે, કરે પરસ્પર માર.
હલધર ગોપ તહાં આવ્યા, કુસુમ લતા લઇ હાથ;
બળવંત બાળી ઉલટી, છોડી સઘળો સાથ.
માર પરસ્પર કીધો રે, ઉલટી વ્રજની નાર;
કોઇ હાર ન માને રે, હરખે નંદકુમાર.

ચુવા ચંદન છાંટે રે, કેશર ઘોળી રંગ;
અબિલ ગુલાલ ઉછાળે રે, વાધ્યો મહારસ રંગ.
જુવતિ જૂથ મહાબળ વાધું રે, નાઠા ગોપ ગોવાળ;
હોહો કરીને ગાયે રે, વાયે તાળી ને તાલ.
ધસમસતી હલધર સાહ્યા રે, કુંકુમ કરદમ લીધાં;
મુખડું માંજીને હસીઆ રે, કાજળ નેણે કીધાં.

મનમાં મોદ ભરાણી રે, ફુલી અંગ ન માયે;
આવોજી વદન નેહાળીએ, કર લઈ દરપણ માંહે.
શશિવદની સોંડી કરી, તારુણી ટોળી માંહે;
નાચે ગાયે ગમતું રે, મહુયરની ધ્રુન થાયે.
પ્રાણજીવનને ઘેરી કરી, બળીઓ બીડયો બાથે;
કેશર ગોળી ઢોળીને, સાહી રહ્યાં બે હાથે.

પીતાંબર પટ લઇને, હાસ્ય કરે સર્વ નાર;
ગમતો ગમતો કરશું રે, શામલા સકલ શણગાર.
નલવટ ટીલી કીધી રે, નેણે કાજળ સાર;
શીષ ફૂલ રાખડી ઝલકે રે, મોતી માંય અપાર.
નાકે વેસર ઘાલતાં, રમતાં નાના ભાવ;
કંકણ ચૂડી ખલકે રે, હાર હેમ જડાવ.

પટોળી અતિ ઓપતી, કુમક ફરકે માંહે;
કુંદુક કુસુમ બે લઇને, મેલ્યાં ચોલી માંહે.

નેપૂર પાયે રણુલણે, કટી મેખલા ઝણુકાર;
લટકે બાહુ લોઢાવેજી, ઝાંઝરને ઝમકાર.

મુખડું જોતાં માતુની, મોહી રહી મનમાંહે;
એક આવી આગળ ધરે, નીરખોજી દર્પણ માંહે.

શામલાનો વેષ શામાને, કીધો અતિ આનંદ;
શોભા કહી નવ જાય રે, જોડે નંદાનંદ.

વાજાં વાજતે ચાલ્યાં રે, જુવતી જીવન સંગ;
આવ્યાં નંદજીને આંગણે, માતાજી ફૂલ્યાં અંગ.

જોડું સુંદર શોભતું રે, ગોપી મંગળ ગાય;
મુક્તા થાળ વધાવીને, મીઠડા કીધા માય.

અંબર ભૂષણ આપ્યાં રે, શામા શોભતાં અંગ;
નિત્ય નિત્ય રમવાને આવજો, મહારા મોહન સંગ.

સર્વસ્વ વારીને વારણે, ચાલી ચતુરા નાર;
નેણા સફળ કરી નરખે રે, નરસૈંયો કૃષ્ણ વિહાર.

## પદ ૯૮મું.

માતા મોહનને મોહનને રે, જઇ ઉચ્છંગે લીધો રે;
અબીલ ગુલાલ મહા રસરંગે, માનની મનોરથ સીઝ્યો રે. માતા૦

ધન્ય ધન્ય કૃષ્ણ, ધન્ય એ ગોપી, ધન ધન જશોદા માય રે;
પૂરણ પ્રીતે તૃપ્ત થઇને, વશ થયા જાદવરાય રે. માતા૦

સુરીનર મુનીવર ભરમે ભૂલા, લીલા ભેદ ન જાણે રે;
નરસૈંયાચા સ્વામિ નિત્યે રસમાં ઝીલે, કૃષ્ણલીલા રસ માણે રે. માતા૦

## પદ ૯૯મું.

હાંરે હાંરે કાંકરડીરે કાંકરડી, મુજ ઉરપર નાંખેરે;
કરશું રાવ જશોદા આગળ, એવડું કોણ સાંખે રે. હાંરે૦

શામાટે શામળિયા વહાલા, અધર સુધારસ પીધો રે;
શામાટે શામળિયા વહાલા, હાર હૈયાનો લીધો રે. હાંરે૦

સાંઘકું દેતાં શામળિયાને, ફાટી નવરંગ ચોળી રે;
નરસૈંયાચા સ્વામી કહું તમને, અમો નથી કાંઈ ભોળી રે. હારે૦

### પદ ૧૦૦મું

લાવ લાવ રે માલણ વેલ મરવો,
મારે પૂજવો છે ગોપીનો નાથ ગરુવો. લાવ. ટેક.

જાઈ જુઇ કેતકી ને કમળ સાર,
લાવ ફુલ ગુલાબ ચાર ગુંથીએ હાર. લાવ.

આવી છે માલણ ભાવ જાણી,
પ્રેમે પૂજવા સમરથ સારંગપાણી. લાવ.

આવી છે માલણ લટકાળી,
મેહેતા નરસૈંયાચો સ્વામી વનમાળી. લાવ.

### પદ ૧૦૧મું.

રજની રમીને રે વહેલા ઘેર આવીઆ રે, બળવંતા બારણીયું મા ઠેલ,
રજની વિહાણી રે, અમો આશા ભર્યાં રે, જાઓ જયાં કીધી હોય રંગની રેલ. રજની.

મંદિરે પધારો રે ઓલી નારને રે, વાહલા મારા અમ ઘેર આવજો કાલ;
ચાંદલીઓને ઉગ્યો રે, હરણી આથમી રે, ત્યાં લગી જોઇ તમારી વાટ. રજની.

નિદ્રા તો આવે રે, સુંદર તારેબારણે રે, વેરણ જાતાં ન જાણી રાત;
નયણાં દીશે રે, અતિ નિદ્રાલવાં રે, રાતી રાતી અધર તણી છે જાત. રજની.

માથાનું મોળાયું રે, તેલે ટબકી રહ્યું રે, પારકી પટોળી પાછી આલ;
અંબર છોડો રે, વિઠ્ઠલ માહરું રે, પરણ્યો આલશે નીત નીત મોટું આલ. રજની.

પંચમ આલાપ્યો રે, પંખીડાં સોર કરે રે, વાહલા મારા પ્રકટ થયો પ્રભાત;
નરસૈંયાનો સ્વામી રે, મંદિર પધારીયા રે, વાહલાજીનો સ્નેહ ઘણો ને થોડી રાત. રજની

### પદ ૧૦૨મું.

ચાલો હરજીને જોવા બેલ બેલ, પટ વસ્રમાં સર્વે તેલ તેલ;
અબીલ ગુલાલની રંગ રેલ રેલ, માનુની તું માનજ મેલ મેલ. ચા૦

ચાલતી ગજની ચાલ ચાલ, લટ છૂટીને આવે ભાલ ભાલ;
એને શ્રવણે ઝબૂકે ઝાલ ઝાલ, ચાલતાં ચળકે ગાલ ગાલ. ચા૦

સખી સાત પાંચ મળી સાથ સાથ, હસી તાળી દે બેઉ હાથ હાથ;
પહેર્યાં પટ ભૂષણુ ઘણી ભાત ભાત, વન પંખી બોલે બહુ જાત જાત. ચા૦
સુંદર જળ ભરિયાં ઠામ ઠામ, શોધતી શ્યામા શ્યામ શ્યામ;
એનું પલક ના મેલું નામ નામ, મળ્યો નરસૈં સ્વામી પૂર્ણકામ કામ. ચા૦

## પદ ૧૦૩મું.

વાહાલા મારા વૃંદાવન રે ચોક કે, વહેલા પધારજો રે લોલ; વા૦
ગોકુળની વ્રજનાર કે, વેગે બોલાવજો રે લોલ. વા૦
અમને રાસ રમ્યાના કોડ કે, નાથ સંગ ખેલડી રે લોલ; વા૦
લેવા મુખડાના મુકરંદ કે, મલી તેવતેવડી રે લોલ. વા૦
રુડો વંસીવટનો ચોક કે, કુંજ શોભા ઘણી રે લોલ; વા૦
રૂડું જમુનાજીનું તીર કે, ત્રટ રળીઆમણું રે લોલ વા૦
મળીઓ વ્રજ વીનતાનો સાથ કે, તાલી દે હાથશું રે લોલ; વા૦
માનની મન્મથ ભીડે બાથ કે, કોમળ હાથશું રે લોલ. વા૦

## પદ ૧૦૪મું.

વ્રેહ તાપ ટલે તો મુજને, શામલિયો સંગ પામું રે;
સકલ શણુગાર કરીને આવું, મારો જીવન જોયે સામું રે વ્રેહ.
સેજ સમારૂં ભાવ ધરીને, પ્રેમલ પુરણુ ભાવું રે;
અળવેશું આલિંગન લીજે, જો વહાલાના મનમાં આવું રે. વ્રેહ.
પ્રેમ ધરીને મહારા પીઉ, હું તો અંતર ટાળું રે;
ભણે નરસૈંયો હેત કરીને, કંઠે બાહુડલી વાળું રે. વ્રેહ

## પદ ૧૦૫મું.

વરિયો મેં કૃષ્ણુ વર વરીયો, બીજો તો હું નવ જાણું રે;
સાસરિયામાં સાદ પડાવું, નણુદીનો ભે ન આણું રે. વરિયો.
ગાજે ઢોલ વગાડતી હીંડું, શામલિયાશું થઉ સાચું રે;
વાંસલડી વાહતો ઘેર આવે, મનડા માંહે રાચું રે. વરિયો.
સણુગટડો ટાળી મેં મહેલ્યો, જેમ જાણું તેમ વિલશું નાથ રે;
નરસૈંયાચો સ્વામી સબલ સ્નેહી, પ્રેમ ધરીને ભીડું બાથ રે. વરિયો.

## પદ ૧૦૬મું.

વ્રજનો વિહારીરે, અમો ઘેર પ્રાહુણલો રે;
હાં રે હું શા શા સજું શણગાર. વ્રજનો.
માંગ સમારું રે, સજની મોતિએ રે;
ચાંદલીઓ માગું રે, મહારાજ. વ્રજનો.
પ્રભુજીની બાંહે રે, બાજુબંધ બેરખા રે;
મારે ગળે રે, ગુંજાનો હાર. વ્રજનો.
પહેરું પટોળી રે, પાએ શેરતી રે;
કંચુકી કસી કરી, અતિસાર. વ્રજનો.
રમઝમ રમઝમ રે, વાગે વિછુવા રે;
ઉપર નેપુરનો, ઝણકાર. વ્રજનો.
જમનાને તીરે રે, હરિ સામા મલ્યા રે;
મસ્તક બેડલીઆનો ભાર. વ્રજનો.
નરસૈંયાનો સ્વામી રે, બાઈ મને ત્યાં મલ્યો રે;
વાહલે મારે પ્રેમે લડાવ્યાં લાડ. વ્રજનો.

## પદ ૧૦૭મું.

સખી તારા નેપુર રે, સુંદર વાગતાં રે, વાગ્યા મહાજમ રાત;
નાનું સરખું નગર રે, સુતેલું જાગીયું રે, જાગ્યું ત્યારે ઝાંઝરનો ઝમકાર. સખી.
વાડીમાં પાક્યો રે, સુંદર આંબલો રે, તેની તે મીઠી મીઠી ઉતરે શાખ;
કામિની વેડાવે રે, આરોગવા રે, મારા હરિને કહું કે ચાખ. સખી.
આંગણીએ રોપાવું રે, સુંદર એલચી રે, ઠામ ઠામ રોપાવું નાગરવેલ;
નરસૈંયાચા સ્વામી રે, બાઇ મને ત્યાં મલ્યો રે, હરિ મારો શોભે ઉરની વેલ સખી.

## પદ ૧૦૮મું.

લોચન એનાં રે, ન તુલે કોઈ આવે, જાણું જઇને મલીયે રે;
નિત નિત એણે મારગ જતાં, નિરખી વિષયી થઇએ રે.
દાણુ મસે આગળ આવીને, વેણુ મધુરી વાહે રે;
મહીની ગોળી ધરણે ઢોળી, માંકલડાંને પાયે રે.

ઉરવર નેહાલી રૂદીયા ભીડી, મેં તો નવ બોલાયે રે;
ભણે નરસૈંયો શામળીયાને, જોયા વિના ન રહેવાયે રે.

### પદ ૧૦૯મું.

લોચન માંહે કાંય કામણ ભરીયું, તે તો હુને શું રે કરીયું;
કેમ કરી મંદિર જાઉં મારી સજની, મારું મન એણે હરીયું રે. લોચન.
રૂદિયા સરસો કેમ કરી ભીડું, હું સર્વાંગે રહી ડૂલી રે;
ચર્ણું ન ચાલે મારગ માંહે, મુખડું જોતાં ભૂલી. લોચન.
આકુળ વ્યાકુળ વેદના વ્યાપી, તે તો મેં ન સેહવાયે રે;
નરસૈંયાચો સ્વામી આવી ભેટે, રૂદિયા ટાઢું થાયે રે. લોચન.

### પદ ૧૧૦મું.

ઉરવર ભીડી રહો રે સજની, રમતાં સંગે રહો રે, સજની. ટેક.
અધુર અમૃતરસ પીતાં પીતાં, વહાલોજી અલગો ન થાય રે;
નયણે નયણાં મેલતા રે, ઉલટયો પ્રેમ ન સમાય રે. સજની
મહારા મનની વાત હુતી તે, મારે વહાલોજીએ જાણી રે;
ભણે નરસૈંગો અંતર ટાળી, સેજડીએ લીધાં તાણી રે, સજની.

### પદ ૧૧૧મું.

સાંભળ બહેની વાતલડી, મીઠામાં અતિ મીઠી રે;
જમુના પાણી હું ગઇતી, તહાં નંદને કુંવરે દીઠી રે.
આગળ આવી ઉભો રહ્યો, હુને ઘાલી પગ માંહે આંટી રે;
મારા વાહલા એમ જોર ન આણો, અમે અબલા તમો માટી રે.
અધુર અમૃતરસ ગ્રહીને દાબી, મારી નવલ પટોલી ફાટી રે;
આલિંગન લીધું અતિ પ્રેમે, કેશર લઈ લઈ છાંટી રે.
જાદવરાય શું સ્નેહ સબલો, પીઠ ધરુ ઉપર નમેલી છાતી રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળ્યો, હુંને આપી હાથે વીંટી રે.

## પદ ૧૧૨મું.

સાંભળ સખી, આજની વાતડી, માજમ રાતડી હું રે જાગી;
મેં જાણ્યું પીઉજી, મંદિરે આવીયા, લઇ આલિંગન કંઠડે લાગી.

મ્હારો જો ઉતારો નેહે, ન દેખું તમને, ટલવલું ને અંગે તાપ લાગે;
દીન જાણી કરી, સેજ આવ્યા હરી, વળતાં વિલસતાં વ્રેહ ભાગે.

અમે અબલા તણી, પ્રીત મનમાં ધરી, રંગ ભરી રમતાં થયું રે વેહણું;
નરસૈંયાચા સ્વામી, ઉરપર લીધો, સાસુ નણંદનું ટાળ્યું રે મેહણું.

## પદ ૧૧૩મું

આવડો શો આસંકો રે, બાઈ તારે શામળિયા સાથે;
કાંઇએક એને અક્ષત મેલ્યા, મંત્ર ભણી માથે રે. બાઇ૦

જમનાજીમાં ઘડુલો ભેળાવે, મસ્તકપર મેલાવે રે;
ઉંચા કરાડા ચઢતાં ઉતરતાં, વાહલો બળ કરી બાંવડી ઝલાવે રે. બાઈ૦

ગાય દોહી ગાગર ભરાવે, ઘર લગી સાથે તેડે રે;
વૃંદાવનને મારગ જાતાં, ક્હાન પડયો બાઈ કેડે રે. બાઇ૦

વાહલો ઘેર આવીને માથું હોરાવે, લાંબી વેણ ગુંથાવે રે;
સેંથામાંહે સિંદૂર ભરાવે, લીલવટ ટીલડી સોહાવે રે. બાઈ૦

એક સમે મારા ખોળા ઉપર, મસ્તક દઇને પોઢે રે;
પહેર્યાનો પીતાંબર મારો, તેનો પાલવ સાહીને ઓઢે રે. બાઈ૦

નાનું સરખું રમકડું કીધું, નાહના નાચ નચાવે રે;
નરસૈંયાનો સ્વામી નાનકડો, વણ તેડયો ઘેર આવે રે. બાઇ૦

## પદ ૧૧૪મું.

આવો હરિ ભલેને રે પધાર્યા, મારા તનડાના તાપ સમાવવા,
તમે સકળ લોક સહજ તાર્યા. આવો૦

પૂજી અર્ચા દંડવત્ કીજે, તારી સેવાનાં ફળ લીજે,
હમથી સીજે તેવાં કામ દીજે. આવો૦

મેહલો મેહલો મરડની વાણી, તમે રાધિકાને કીધી રાણી,
સોલસેંઅષ્ટમેં તે પટરાણી. આવો૦

જોયો જોયો સ્યામજીનો મચકો, એહુ મલીને કીધો લટકા.
ત્યાં તો નરસિંહે ભાગ્યો ભચકો. આવો૰

## પદ ૧૧૫મું.

મ્હારે ઘેર આવે તો હુને મ બોલાવીશ, સાસુડી છે સરડી મ્હારી રે;
જણ જણ આગળ જુઠું બોલે, વાત કહે છે વધારી રે. મ્હારે૰
જેઠ જેઠાણીયે જીવવું બાળ્યું, સાસરડાનું સુખ ટાળ્યું રે;
દેયરીઓ હુંને અણઘટ બોલે, વહુવર એહવાતણ રોળ્યું રે. મ્હારે૰
તિચકારી નણદી પલપલ પૂછે, પેલા કા'નનું શું કાજ રે;
અણ તેડાવે આવે છે અમ ઘેર, નિર્લજને નહિ લાજ રે. મ્હારે૰
ઠામ ઠામથી ઇમ સહુ ઠપકાવે, એકલડી ઓશીયાલી રે;
વહુવર માટે સાંખી રહીએ, વેણ જન જન કુથારી રે. મ્હારે૰
રીસાવ્યાં અમો પીહેરે જાશું, નિર્લજ નાર કહેવાશું રે;
નરસૈંયાચા સ્વામીને કહેશું, જઇ અમરાપુર રહેશું રે. મ્હારે૰

## પદ ૧૧૬મું.

દેઇશ જો આળ તો દેશું ગાળ, કહોની કહાનજી એ ક્યાંની ચાલ;
વણ બોલાવ્યો વણ ચલાવ્યો, ધાઇ ધાઇ ચુંબન દે રે ગાલ.
દહીઆં મહીઆં વેચી નેજી, હું દીઠડે મારગ જાઉં રે;
થાએ અસુરુ ને સુર ચડે માથે, ફુલડાં જિમ કરમાઉં રે.
ઘેર બેઠાં કર કંસને ન આપું. અંગ કહેને નવ દાખું રે.
કરશું રાવ જસોદા આગળ, તમારા કુંવરનું શું દાણમાં દાપું રે;
હું ગુજર સોઘોજાની ગેયડી, મ્હારું નામ ધનાઇ રે.

..........................................................

અમોએ જાત આહીરડા, જહાં ખાઉં ત્યાં લોહું હાથ રે;
નરસૈંયાચા સ્વામી હવે મેલો, જાએ અમારો સહીઅર સાથ રે.

## પદ ૧૧૭મું.

નહિ આપુંરે નંદજીના લાલા રે મહિડાં મારાં રે;
હાં રે તમે વળગો મા વિઠ્ઠલરાય, હમે નહિ તારાં રે. ટેક.
વહાલો મારો ઉભો છે જમના તીર રે, નેણ બાણ માર્યાં રે;
આવી વાગ્યાં છે રુદિયા મોઝાર, તે મને સાલ્યાં રે. નહિ૰

કહાના કાંકરડી ના માર રે, માટ મારી ફુટશે રે;
ફુટે ફુટે નંદજીના લાલ, મહી મારૂં ઢળશે રે. નહિ૦
વહાલે મારે મારી છે અવળી દોટ રે, ઉતારીને લીધાં રે;
લીધાં મહી તે નંદજીના લાલ, ઉતારીને પીધાં રે. નહિં૦
એમ જિત્યા જાદવરાય રે, ગોપીકા હારી રે;
ભલે મળ્યો નરસૈંયાનો નાથ, બાલો બ્રહ્મચારી રે. નહિ૦

## પદ ૧૧૮મું.

ના આવે, ના આવે રે, નાથજી ના આવે;
એને મથુરામાં મળી મોહીની નારરે, ગોકુળ કેમ ભાવે; નાથજી૦
મથુરામાં છે સાલ દુશાળા, ને નાના વિધના વાગા રે;
ગોકુળ મેલી નાસી ગયા, કાળી કામળ ઓઢતા ભાગા; નાથજી૦
આગળ હુતા ગોવાળીયા, ને થયા મથુરાના રાય રે;
કહો બાઈ ગોકુળ કેમ ગમે, એને નિત્ત ઉઠી દોહવી પડે ગાય; નાથજી૦
કંસરાયની દાસી કુબજા, ખુંધી ને વળી ખોડી રે;
કાળો કાહનો કાળી કુબજા, સરખી મલી છે જોડી રે; નાથજી૦
વૃંદાવનની કુંજગલીમાં, હમને રમાડયાં રાસ રે;
નરસૈંયાના સ્વામી હમને, કરી ગયા છે નિરાશ રે; નાથજી૦

## પદ ૧૧૯મું.

સાંધડાં શી પેરે લીજે મારી સજની, એ નાવલીયો નાહનો રે;
એઠો બાળક બોલ ચઢાવે, શી પેરે રાખું છાનો રે. સા૦
વેશ ચઢી વિચિક્ષણુ બોલે, નર નારી નહીં જોડું રે;
વિધાતાએ શું સરજાડયું, કલયુગમાં કજોડું રે. સા૦
આ ભવનું ઊધાર થયું તે તો, લક્ષ્મીવરનું લેણું રે;
નરસૈંયાચો સ્વામી સેવા વણુ, સંસાર સુખ કેમ માણું રે. સા૦

## પદ ૧૨૦મું.

રાતલડી નવ પહોંચે રસીયાને, પ્રેમાને આળસ નાવે રે;
પીચુશું પ્રેમ ઘણો રે બેહેની, મનમથ માન છંડાવે રે. રાત૦

માઝમ રાતે હું પીઉ સાથે, કંઠે વિલાઇ સૂતી રે;
પીયુનો કર કુચ ઉપરે ધરીને, એણીપેર નિશાએ રમતી રે. રાત૦

જાદવરાય મારું કહ્યું નવ માને, પરસ્પર સંગમ પીડે રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, રુદયાશું લૈ ભીડે રે. રાત૦

## પદ ૧૨૧મું

રાધે તું કુંજ ભુવનમાં બિરાજે, રાસવિનોદ કરે તે છાજે; રાધે૦
હરિને ઉર તો મણિનો રે હાર, દષ્ટે નિર્ખ્યો રાધાએ નાથ;
નિરખી મનમાં આણી ભ્રાંત, તજીને રે ચાલ્યાં હરિનો સાથ. રાધે૦
હરિએ મનશું કર્યો રે વિચાર, દૂતી તેડાવી તેણીવાર;
જો રે દૂતી તું મારે મન ભાવે, જઇ રાધાને મનાવી લાવે. રાધે૦
પ્રભુનાં વચન સુણી દૂતી ચાલી, જઈ રાધાની બાંવડલી ઝાલી;
રાધે તમે હરિશું કેમ રીસાયાં, વણુ કહે ઉઠી શું આયાં. રાધે૦
ચાલો સખી મારો લાલ બોલાવે, તુજ વિના ઓર ત્રિયા નહિ ભાવે;
દૂતી પરાક્રમ પીયુના ન તું જાણે, મુજ આગળ તું શું રે વખાણે. રાધે૦
જ્યારે દૂતી હમારે વિના જ્યાં ચાલે, પ્રભુનું મન માને ત્યાં મહાલે;
રાધાનાં વચન સુણિ દૂતી આવી ચાલી, કુંજસદનમાં જ્યાં બેઠા વનમાળી. રાધે૦
પ્રભુ રાધે મનાવ્યું નવ માને, જાણે બેઠા યોગી મુનિ ધ્યાને;
એમ ભણે નરસૈંયાચો સ્વામી, એકવાર જઇ મનાવો શિર નામી. રાધે૦

## પદ ૧૨૨મું.

તું નહિ માણુસા રે, ગોવાળિયા, તું નહિ માણુસા રે;
તું નહિ ગામ ગરાસીયો રે, તું નહિ રાજ કુમારરે; ગોવાળિયા૦
રાક્ષસ માર્યા ઘાત કરી રે, દેવતાને આલ્યાં દાન;
નંદ આહીર વસે વ્રજમાં, તું શાનું માગે છે દાણરે; ગોવાળિયા૦
અમો ગોકુળ કેરી ગોવાલણીરે, ને તું રે મથુરાનો કહાન;
નાત જાતમાં કોણ પત તારી, અમો નહિ આલીએ દાણરે; ગોવાળિયા૦
માસી મારી પય પીતાં રે, મામાનો કાઢયો વંશ;
નરસૈંયાચા સ્વામી સંગ રમતાં, નોહે રાવણ નોહે કંસરે; ગોવાળિયા૦

## પદ ૧૨૩મું.

કાંબળી ઓઢાડો રે કાહાન, મારી સુંદડી ભીંજે;
નહીં કાં મુને રદિયા બીડો, અંગ ઉઘાડું થાય રે; મારી૦
સ્નેહ ધરી શામલીયા વાહલા, રંગભર સાંમ્ડિાં લીજે;
કંઠ ધરીને બાંહેલડી રે, અધુર અમૃત રસ પીજે રે; મારી૦
ઝરમરીઓ આ મેહુલો વરસે, દાદુર જોરે ટહુકે;
નરસૈંયાચા સ્વામી સંગમમાં, મેઘ ને વીજ ઝબુકે રે; મારી૦

## પદ ૧૨૪મું.

એકવાર આખા દીન માંહે વાહલા, તમશુ વાત ન થાય;
કામકાજ મારે ચિત ના આવે, મંદીરમાં ન સોહાય રે; એક૦
જાહેર તમશું પ્રીત બંધાણી, તે કહે તે સોહાયે;
છાનો સ્નેહ તે મીઠો લાગે, પ્રગટ થયે પત જાયે રે; એક૦
એકવાર એકાંતે રમતાં, બાંહેલડી કંઠ સોહાયે;
વાળી વાળીને આલિંગન લીજે, તવ રુદીયા ટાઢું થાયે રે; એક૦
સુંદરીયાચા સ્વભાવ એવા, પીયુજી વિના ન સોહાયે;
નરસૈંયાચા સ્વામીનો સ્નેહ મ જાશો, લાગું તમારે પાયે રે; એક૦

## પદ ૧૨૫મું.

નીત નીત લછીવર લક્ષણ રૂડાં, મોટેરાં થઇએ રે ત્યમ બોલીએ કૂડાં.
માત યશોદા જાણેરે માહારો લાડકો પુત્ર, વાહાલાજીએ ઠામ ઠામ માંડયાં ઘરસૂત્ર.
જેહનું બ્રહ્માદિક ધ્યાન ધરે સુર મુનિ ગાયે, દૃષ્ટે પડી નારય વિના રમી ન જાયે.
શીખ દેતાં દુભાશો માં શામળા કાહાન, નરસૈંયાએ એ નાર્યને દીધું સનમાન.

## પદ ૧૨૬મું.

વહાલાજી તમો રે નહાનડીઆ, અમોારે નહાંનડલાં, સરખે સરખી જોડ મળી;
પહેલું આલિંગન દો મારા વાહલા, પછે અમો દેઇશું લળીલળી.
સુંદરીયાચો સ્વભાવ છે એવો, પીયુને મળવા હિંડે ઘણું;
આલિંગન એણીપેર દો મહારા વહાલા, રખે હમ દેખે હબક જણું.

તમે નહાના; હું હજી નહાની, નણુદી આધાં પાછાં કરે;
સાસુને ઘેર એ લાડકડી વહાલા રે, તે અમ વારી કયમ ઓસરે.
શું કરે સાસુ શું કરે નણુદી, જેહના હૃદેમાં હું રે વસ્યો;
નરસૈંયાચા સ્વામી મુજશું રમતા, સંસારમાં તેને ભેય રે કશો.

### પદ ૧૨૭મું.

પાછલી રાતના પધારિયા નાથજી, ઘુમતે લોચને અંગ ડોલે;
બેહુ પાસા સુંદરી, બાંહે કંઠે ધરી, શોભિત ભવન કો નહી રે તોલે. પા.
હું રે સન્મુખ હુઇ, રીસ મનની ગઇ, ઉભી રહી ચકિત ગતિ પ્રેમ નિરખું;
પ્રભુને રસભરી, સુખદાજ શર્વરી, નાર સૌભાગ્યતા જોઇરે હરખું. પા.
ચોકતણા ચાર, ચરણશું મુકિત ધરી, પ્રભુને પધરાવિયા પલંગ પીઠે;
ભોગ સંજોગથી, અધિક સુખ ભોગવ્યું, એ રે સુરત એણીપેર દીઠે. પા.
ભણે નરસૈંયો નિત નેહ તે નવનવા, જાહારે ગોવિંદ ગુણની સમાધી;
શું જાણે બ્રહ્મા સુર સ્નેહની વારતા, ભર્યા અધિકારની આધિવ્યાધી. પા.

### પદ ૧૨૮મું.

પલંગ પાયે તને કુસુમમાળાવડે, બેહુ કર બાંધ્યો લાજ લોપી;
માહરે મંદિરથકી કોણ મુકાવશે, શું કરશે સહુ શોકય કોપી. પ.
તું વનમાળી કાહાવે, હું કુસુમ વનવેલડી, નીર નિત સીચતો કાં અરોપી;
ભમર જાએ ફુલ, ફુલ મકરંદ વશ, કમળમાં હેત ન રહ્યોરે રોપી. પ.
પ્રીતનો કરનાર પ્રેમના પાત્રશું, તન મન પ્રાણ ત્યાં મેલે સોંપી;
ભણે નરસૈંયો જિમ રીસ ઉતરે, તિમ તું શિખ શાની દે રે ગોપી. પ

### પદ ૧૨૯મું

મેહેલ પીતાંબર, અંબર માહરું, સુરજ ઉગ્યો સુઈ કયમ રહીએ;
અમ ઘર સાસુ નણંદ જાુઠી વસે, કંથ પુછે ત્યારે શું રે કહીએ. મે.
સાવજ શબ્દ કરે અતિ સુંદર, દીપક તેજ તો ક્ષીણ થાએ;
કંઠથી કુસુમના હાર કરમાઇઓ, બાહેર રાગ પંચમ ગાયે. મે.
તું તારે મંદિરે, પ્રેમશું પોઢીઓ, માહરે મંદિરીએ દૂર જાવું;
લોકની લાજ લોપી રે લક્ષ્મીવરા, હું રે વળતી હવે નહીં રે આવું. મે.

ધેન દોહોવી ઘેર રે. વાછરૂ વલવલે મહી રે વલોવવું આજ માહારે;
કંઠથી બાહાર કાઢિ કમલાપતિ, કાલ આવે હવે કોણ તારે. મે.
સુરતસંગ્રામની, શાંતિજ હુઈ, રહી રે ઉજાગરી, શીશ નામી;
નરસૈંયાચો સ્વામી સુખસાગર પોઢિયો, વિરહની વેદના ત્યારે વામી. મે.

## પદ ૧૩૦મું.

કેસર બીના કહાનજી, કસુંબે બીની નાર;
લોચન બીનાં ભાવશું, ઉભાં નંદદ્વાર.
એમાં સુંદર કોને કહીએ વનિતા ને બ્રીજનાથ;
પરખી પરખી ધરો તમને, માણકડાં બેહુ હાથ.
વેગે કુંજે પધારીયા, તો લચકે થઇ ઝગઝોળ;
નરસૈંયાયો સ્વામી ભલે મળિયો, રંગતણા બહુ રોળ.

## પદ ૧૩૧મું.

સફલ રજની હુઇ આજની અભિનવી, પલંગ બેસાડી વાહાલે હાસ્ય કીધું;
કર દર્પણ ધરી, વદન અવિલોકવા, પ્રેમનું ચુંબન ગાલે દીધું. સ.
કુસુમના ટોડર, કંઠ ભૂષણ ધરી, ભુજ ભીડી ભૂધરે રુદિયા સાથે;
સુરતસંગ્રામશું, હું એને જઇ ભીડી, જીત્યો યદુનાથ દ્વય બાહુ બાથે. સ.
મદનના સૈન્યશું, માન માગ્યું ઘણું, જુદ્ધ જીત્યું રણ હાથ આવ્યું;
ચૌદભુવનતણો નાથ મેં વશ કર્યો, અજિત જીત્યાતણું બિરદ કહાવ્યું. સ.
જેમ ગજયુવતિ, માતંગ મદગલીતા, સુંદરી સેજ હરિસિંહ આવ્યો;
નરસૈંયાચો સ્વામી, સુભટ સુરાસુર, કેસરી કા'ન સાહી નચાવ્યો. સ.

## પદ ૧૩૨મું.

પ્રાત હવો પ્રાણપતિ, ઇંદુ ગયો આથમી, કાં રહો બાહુડી કંઠ ઘાલી.
નાથ મુકો બાથમાંથી, મુજને વળગો નહીં, શું કરશો હજુ હાથ ઝાલી. પ્રાત.
આ જુવો અરુણ, પુરવ દસા ઉગિયો, તેજ તારાતણાં ક્ષીણ દીસે;
શબ્દ સોહામણા, સાવજાં ઓચરે, વચ્છ ધેન ઘણું ઘેર હીસે. પ્રાત.

લલિત સ્વર સુંદરી, લલિત આલાપતી, ઘેર ઘેર દધિ મથન ઘોષ થાયે;
ઉઠ આલસ તજી, કાનજી માહરા, સાસુ જસોદા સાદે સાહે. પ્રાત.
કમલ વીકાસીયાં, મધુપ ઉડી ગયા, કુરકુટા બોલે પીયુ પાય લાગું;
સૂર્ય ઉગ્યા સમે, લાજીએ ઘર જતાં, નરસૈંયાચા સ્વામી માન માગું. પ્રાત.

## પદ ૧૩૩મું.

ઝાંઝર ઝમકે, હું ઝબકીને જાગી, જાણું મારા પીયુજીને કંઠડે હું લાગી. ઝાં.
પછી તો લજાણી રે, આલિંગન દેતાં, મારે વહાલેજીએ પૂછ્યું સખિ તુંને વર્ષ કેતાં. ઝાં.
મારાં રે વરસ વહાલા, હું શું રે જાણું, માસ તો થયા છે મુને એકસો બાણું. ઝાં.
ભણે નરસૈંયો, મેં સુખ દીઠું, કાહાને કહ્યું તે મુંને કેવું લાગું મીઠું. ઝાં.

## પદ ૧૩૪મું.

કુંજનો વિહારી રે, અમ ઘેર આવશે રે, શા શા હું સજું રે શણુગાર;
માંગને સમારું રે, પ્રભુ મારું મોતીયે રે, કંઠે સોહીએ એકાવળ હાર. કું૦
શામલડીને ચોળી રે, અંગે સોહીએ ચુંદડી રે, રંગ ભેર રમીશું રે સેજ;
ભાવ કરીને રે, વહાલાજીને ભેટશું રે, આપીશું તે હયડા કેરાં હેજ. કું૦
નિશા ને અજવાળી રે, ચાંદા તારી ચાંદની રે, ચાંદલીયા તું જાજે રે પેલે પાર;
નરસૈંયાનો સ્વામી રે, સખિ મુને ત્યાં મળ્યો રે, વહાલે મારે ઉતાર્યાં ભવપાર. કું૦

## પદ ૧૩૫મું.

ઓધવ કહેજો રે, હરીને એટલું રે, કે અમને તમારો આધાર;
વિખડાં પાઇને રે, વહાલોજી શે નવ ગયા રે, કે દુઃખ દેખાડયાં દીન દયાળ. ઓ.
દુખડાંની દાઝી રે, કે ઓધવ દેહ કેમ વળે રે, કે હરી વિના હોળી હયડા માંહે;
કે વ્રેહતણા ભડકા રે, ઓધવ જો સમે રે, કે બળવંત આવી ઝાલે બાંહે. ઓ.
મહારા મન વિષે રે, હરિની દાસ છું રે, કે ઘણુ તમો સાધો મા નવ સાર;
કે જીવે તેને રે, જોવા આવજો રે, કે મુવા પછી લેજો રે સંભાળ ઓ.
કે સાધુને વળાવી રે, ઓધવ આવીયા રે, મથુરા નગરની મોઝાર;
ગોપીજન નિત્ય રે, નરસૈંના સ્વામીને કહીએ રે, કે નયણે વેહ આંસુડાંની ધાર. ઓ.

## પદ ૧૩૬મું

કુબજાને કહેજો રે, ઓધવ એટલું રે, હરી હીરો આવ્યો તાહરે હાથ;
માન કરીને રે, એહને તું લજાવે રે, કહું છું શીખામણની વાત. કુ૦
પ્રાતે ઉઠીને રે, પ્રથમ પૂછજે રે, જે માગે તે આપજે તતખેવ;
બીજું કાંઇ રે, ભુધરને ભાવે નહીં રે, માહાવાને છે મહિ માખણની ટેવ. કુ૦
રાજને દીપે રે, માળ રુડા પુષ્પની રે, નિત નિત ધરજે નવલાં વેશ;
ઝાઝું ન જગાડીશ રે, જાદવરાયને રે, કોમળ કરમાશે એનો સુવેશ. કુ૦
એહેને તે આધો રે, ઘડી નવ કીજીએ રે, ઘેલી નવ કરીએરે અહંકાર;
શિવ ને વિરંચી રે, મહા મોહ્યા મુનિ રે, જેને નવ જડયો એહેનો પાર. કુ૦
કંસ ઘેર દાસી રે, પેલી કૂબજા રે, સુંદર શામળીઓ ભરથાર;
નરસૈંયાનો સ્વામી રે, સખિ મુને મળ્યો રે, વહાલા મારા આવાગમન નિવાર. કુ૦

## પદ ૧૩૭મું.

સુખડાના સિંધુ રે, સજની વહી ગયા રે, દુઃખના દરિયા આવ્યા પૂર;
મોહન મૂર્તિ જાતાં રે, કાંઇ નવ રહ્યું રે, નયણે વેહે છે સાગર પૂર. સુ૦
વહાલાજીને જાતાં રે, કાંઇ નવ ઉગર્યું રે, હવે તે હાથ ઘસે શું થાય;
વહાલાનો પાલવ રે, ગ્રહી અમો નવ રહ્યાં રે, કહે હવે મારી રોતાં રજની કિમ જાય. સુ૦
પીડ નવ જાણી રે, હે પ્રભૂજીએ રે, કરી ગયો નહાનપણાનો સ્નેહ;
સ્નેહની સાંકળ રે, શામળીયો તોડી ગયો રે, એણે છોગાળે આપ્યો છેહ. સુ૦
ગોપીજન કીધાં રે, ગોવિંદે ઘેહેલડાં રે, કમળાના કંથ પધારો ઘેર;
નરસૈંયાનો સ્વામી રે, સખી મુને જો મલે રે, ટાળે મારો જનમ મરણનો ફેર. સુ૦

## પદ ૧૩૮મું.

સુખડલાંના દહાડા રે રાજ નિત સાંભરે રે, કે રમતાં શામળીયાની સમ;
મોરલીની ટેર રે, સંભળાવતા રે, કહો કેમ કીધા વીસરે રંગ. સુ૦
સુખે મીટ મીટ રે, હરી સુખ હસતું રે, કે તાળી લેતી હાથોહાથ;
હરીને જમાડી રે, અમો જમતાં રે, કરતાં વિંજણો કર લઇ હાથ. સુ૦
પાન બીડી વાળી રે, મેલતાં મૂખમાં રે છબીલોજી છાંટતા તંબોળ;
શરદ સમાણી રે, રજની શોભતી રે, શશિયર સોળ કળાએ રસરોળ. સુ૦

શિવ સનકાદિકને રે, સ્વપ્ને નાવ્યા હરિ રે, તે હરી રમે અમારી સાથ;
એકવાર રમાડે રે, આંખ મીંચામણી રે, આંખડલી નચાવે રે નાથ. સુ૦

કહેવા સરખું રે, કાંઇ કીધું નહીં રે, અમોને વળગાડયાં વૃક્ષની ડાળ;
નરસૈંયાનો સ્વામી રે, સખિ મુને ત્યાં મળ્યો રે, વહાલે મારે ઉતાર્યાં ભવપાર. સુ૦

## પદ ૧૩૯મું.

કઠણ થયા મોહન મથુરાં જઇ, કાગળ નવ લખ્યો કટકો રે–ટેક.
ગોકુળમાં સહુ વાત કરે છે, કાહાન કુબ્જાશું અટકયો રે કઠણ૦
કુબ્જા કાળી ને અંગે કુબડી, શું કરતી હશે લટકા રે. કઠણ૦
ચતુર હોય તે ચિત્તમાં ચેતે, મુરખને શો ચટકો રે, કઠણ૦
નરસૈંયાચા પ્રભુ તમને ન ઘટે, નીચ સાથે શીદ ભટકો રે. કઠણ૦

## પદ ૧૪૦મું.

જમના કાંઠે ઉભો સુંદર શામળો જો;
મીઠી મોરલીમાં મધુરી વેણુ વજાતો જો.

ગોપી જમુનાજી ન્હાવાને નીસરયાં જો;
ન્હાવા નીસરયાં ને અંગનાં આભ્રણ વિસરયાં જો.

ગોપી આકુળ વ્યાકુળ થઇ છે ઉતાવળી જો;
મ્હારા અંગના આભ્રણ કહોની સખી કયાં વળી જો.

વહાલે વનમાં વજાડી. ઝીણી વાંસળી જો;
વાગી વાંસળી ને ફોરી મારી પાંસળી જો.

મેહેતા નરસૈંના સ્વામીને વીનવું જો;
મારી ચુંદડી આપો તો પાયે પડું જો.

## પદ ૧૪૧મું

ગુણની વીધી રે, ગોપ ગાય દોવે;
વીપરીત રવૈએ, કાંઇ રાધા વલોવે.

રાધાજીએ માધવજીનું, મુખડું જોયું;
ગોળીને વરાંસે, મહીડું ધરણી ઢોળ્યું.

ગોકુળ માંહે ગોવિંદ રાજા, રાધિકા રાણી;
દોહતાં દોહતાં ધેન, જાતી ન જાણી.
સોળ સહસ્ત્ર સુંદરી મળી, અચરજ પામી;
ભક્તવત્સળ મળ્યો, નરસૈંનો સ્વામી.

## પદ ૧૪૨મું.

ભલે રે ભગવાન પ્રગટ્યા, અમારે કાજે;
આટલા દહાડા છાંના રહ્યાતા, મુનીવરની લાજે. ભ૦
ગોકુળીયામાં કોટિક નારી, શણુગાર સાજે;
ચાલે રે ગજગતિ ચાલે, પાયે નેપૂર વાજે. ભ૦
અહેવા માનરૂપે રહેવું, તને ન રાજે;
કામરસ ભોગ ભોગવ્યા, નીશાનાં વાજે. ભ૦
નારીરૂપે જુગત મોહે, લીલા સમ વાદે;
નરસૈંયો ભવસાગર ઝીલે, પ્રેમની પાજે. ભ૦

## પદ ૧૪૩મું.

દુરિજન કેરું કાંઇ ન ચાલે, હું મલપતી મહાલું રે;
તન મન મહારું વારી વારી, ઉરવરથી હું નવ ટાળું રે.
સણગટડા હું શાને રાખું, પ્રીત બંધાણી પિયુશું રે;
મહારો પ્રાણજીવન પાતળીયો, આનંદે અનુભવશું રે.
કંઠ વિલાગી કહાનજીશું, વાત રસાળી કરશું રે;
ભણે નરસૈંયો સુખની લેહેરે, ભુજબળ ભીડી રહેશું રે.

## પદ ૧૪૪મું.

લોચન અબળાનાં આધાર, મેં જોઉં વારંવારે રે;
દાણ મશે આવીને વહાલો, ઉરવર મહારું નિહાળે રે.
મહારા મનમાં મોદ ભરાણી, જેમ કહાનજી લઇ કર ઝાલે રે;
હસી હસી ભુજમાં ભીડી મુજને, કંઠે બાહુલડી ધાલે રે
મહીની ગોળી મસ્તકે લઇને, હળવે હળવે જાઉં રે;
નરસૈંયાચા સ્વામી મહા સંગે મળતાં, જોતી તૃપ્ત ન થાઉં રે.

## પદ ૧૪૫મું.

મોહ લાગ્યો હુંને મોહ લાગ્યો, નિરખતાં નંદકુમાર રે;
મહી મશે મારગમાં જાતાં, નંદતણે ઘેર દ્વાર રે.
શી પેરે એહને મળીજે, દોહલો લોક વહેવાર રે;
સાન કરીને સ્નેહ જણાવે, સુંદર નેણુ વિશાળ રે.
કોય લીલાએ કરી અવતરીયો, કોય ન જાણે પાર રે;
નરસૈંયાચા સ્વામી મુખ દીઠે, વિસાર્યાં પતિ પરિવાર રે.

## પદ ૧૪૬મું.

મરકલડો કરીને શું હસો છો, વાત તમારી જાણી રે;
મનમાન્યા પાખેં મારા વહાલા, પ્રીત ન હોય પરાણી રે.
તમો આઘા આઘા આવો છો, જાણો છો જે સાહું રે;
નાના ભાવ કરો અમ દેખીને, વાહ્લી કોહેની ન જાઉં રે.
નીત એણે મારગડે આવું, તે વાહ્લા કહોના ન જાઓ રે;
દાણુ મશે મહારો પાલવ સાહ્યો, છમકલડે તે વાહો રે.
અમો સુંદરી કોયને વશ ન આવું, જો કરો ક્રોડ ઉપાય રે;
નરસૈંયાચા સ્વામીનું મુખ દીઠે, સર્વે દુઃખ વિસરી જાય રે.

## પદ ૧૪૭મું.

અમારે તમશું પ્રીત બંધાણી, દીઠા વના ન સોહાયે રે;
એકવાર આખા દિવસમાં, શે ન આવો ઘેર મહારે રે.
સકળ શણુગાર કરી હું નિહાળું, જાણું જીવન આવે રે;
પ્રેમ ધરીને રુદયાશું ભીડું, શામળીયો ઉર સોહાવે રે.
ગ્રેહ ઘણો મળવાને મોહનશું, પણુ મનમાં જાણી રહીયે રે;
નરસૈંયાચા સ્વામી વહેલા પધારો, આપણુ રજની રમીયે રે.

## પદ ૧૪૮મું.

એક વાર સામું જુવો મહારા વહાલા, તનડાનો તાપ તે જાયે રે;
તહારી નેણે અમી ઠરે મહારા વહાલા, મહારી નવપલ્લવ દેહી થાયે રે.

તહારી કૃપા વિના ક્યાંય સુખ ન હોયે વહાલા, બીજા કોજે કોટ ઉપાયે રે;
સ્વામિની શરણુંગત પાખે મહારા વહાલા, બીજા અનેક દેવ આરાધાયે રે.

દુર્લભ દેહિ માનવી પીછું મહારા વહાલા, વળી અવતાર અરની માંયે રે;
કૃપા કરો તમે નરસૈંયાને મહારા વહાલા, ગુણ તમારા ગાયે રે.

## પદ ૧૪૯મું.

માયલું મન ત્યાં ટલકું સહીયો, ઇંદા કૃષ્ણુજી જોતી રે;
ક્ષણું આંગણે ક્ષણું મંદિર માયલે, કૃષ્ણ કૃષ્ણ ભણુતી રે.

ગાંજે મુંશે ગમે નહીં, શામલિયા શેણુ પાખાં રે;
મંદર માયલે આવા મોહન, માયલે ઉરવર રાખાં રે.

કૃષ્ણુ કૃષ્ણુ કૃષ્ણુ માયલો, મારગડે કીં દીઠડો રે;
ભણે નરસૈંયો વાંસલડી વહાતો, મીઠડા માંહે મીઠડો રે.

## પદ ૧૫૦મું.

ગોવિંદ ગોઠડી કરતાં મીઠડી, મીટડી માંડી જોતા રે;
મરકલડો કરી મોહન માયલું, ચિતડું ચોરીને લેતા રે.

વાલી વાલી ઘોલી ઉપર, વાંસલી વહાતા જોઇ રે;
હૈડા સરસો બીડી રાખ્યો, મુખડે એણે મોહી રે.

તન મન માયલું શામલો સહિયો, આંખડી આગલ રાખાં રે;
ભણે નરસૈંયો ભાવતાં ભોજન, કહાનજી શી કરાવશાં રે.

## પદ ૧૫૧મું.

કાંઈ કરાં હું સહીયર મોહીલી, મોહીલી મારગ જાતાં રે;
અંગોઅંગે વેંધાણી હું, મોહન મીટડી મેલાતાં રે.

ક્ષણુ આંગણે ક્ષણુ મંદર માંહે, પાંજરે પીડા ચાલી રે;
માયલા સુંદરવરને બીડી, કંઠે બાહુડલી વાલી રે.

માયલો મોહન આવે સહીયો, ઉઠી ઉરવર લેશાં રે;
ભણે નરસૈંયો વેદના વામી, સરવશ શામળિયાને દેશાં રે.

## પદ ૧૫૨મું.

માયલે ગાંજે આવની ગોવિંદ, ગોઠડી મીઠડી કરવા રે;
સુંદર રે શામલિયા તાયલું, દુર્લભ દર્શન દેવા રે.

આછી પોળી ધીયે ઝબોળી, સુખડલી દીયાં સારી રે;
જીવના જીવનશીં જોઇને, જાઉં નેણાપર વારી રે.

સરસી સાકર ભેલી મેલાં, સથરુ દહીં રાખ્યાં રે;
બોલડીયો બાપનોરે વીઠલા, વળી વળી વેણે ભાખ્યાં રે.

મનડું મળવા કાજે તલખે, હૈડું માયલું હીશે રે;
એકલડો એ આવ એકાંતે, મનછા શુદ્ધ મલીશે રે.

બોલડીયા બહુનામી તાયલા, રુદેયા માંહે રસીયો રે;
નરસૈંયાચો સ્વામી ભલે મલીયો, વેદ પેદાચો વશીયો રે.

## પદ ૧૫૩મું.

ઘણે ઘણે દહાડે ઘેર પધાર્યા, હવે કરી રહો મન હેઠું રે;
સગુણ શામલિયો સહેજે પામી, તો દોહેલા દંન શે વેઠું રે.

સફલ કીધી ને સમરથ સ્વામી, માયલા અંતરયામી રે;
મંદર માંહે પ્રેમ ધરીને, થિર થૈ રહો બહુનામી રે.

માયલા મનમાંહે ને ચિત માંહે, નોતું તે પરમાનંદ પામી રે;
અણચિંતવાં આવી આલિંગન લીધું, મલ્યો નરસૈંયાચો સ્વામી રે.

## પદ ૧૫૪મું.

શે ન સરજી તાહરા વદનની વાંસલી, જે અધુર અમૃત રસ પાન કરતે. શે ન.

જને કોટાણુકોટ ઇશ્વર ઓલગા, અગન આફલડી દેહ દીધી;
પૂરવ જનમનું સુકૃત્ય શું એહનું, તે તારા મૂખની હામ લીધી. શે ન.

રાઈ રુકમણી લાછ ચંદ્રાવલી, અધિક નારાયણી પેર બોલે;
સોલ સહસ્ર અંતે હરી તાહરે, નહીં કોય વલ્લભ વંસ તોલે. શે ન.

વનતણી વાંસલી કયમ ગમી તમને, જે પૂરવ જન્મની શોક માહરી;
ભણે નરસૈંયો શામલો શ્રીહરી, કૃષ્ણમાં વેણું કામણગારી. શે ન.

## પદ ૧૫૫મું.

આજ મૂહને કાંઇ કાંઇ થાયરે બેહેની, જાણુ જાણુ રદેથી ન મેલું;
રંગભર રમતાં કરું મનગમતાં, અંગોઅંગે ભેલું રે બેહેની. આ૦
કૂર કુકડારે તું કને માનજ માગૂં, મહારો વહાલોજી રસ માંહે રાતો;
નરસૈંયાચા સ્વામી ઉરવરે માહાલે, રખે તું વચણ ઉચરતો રે બેહેની. આ૦

## પદ ૧૫૬મું.

કહાનજીને કો લાવો રે, મારા તનની પીડા તે જાણે રે;
મદન સંતાપે મુને, વહાલો મન ન આણે રે. કહાન.
ચિતડામાં ચટકાવી સહિયો, ત્રણ ધર એને કાલે રે;
વખની વેંધી ગોવાલણી રે, તે વખ વિઠલ વાળે રે. કહાન.
ઓસડીયા મા કરશો સહિયો, ઘણું ઘણેરું થાશે રે;
આણી આણી લહેરડીએ, જીવડલો મારો જાશે રે. કહાન.
સકળ સહિયરો મળીને, સમર્યો અંતરજામી રે;
ભગતવત્સલ મલ્યો રે, નરસૈંયાચો સ્વામી રે. કહાન.

## પદ ૧૫૭મું.

આજ મેં દીઠો દેવ, જમુનાને તીર રે;
ભરતાં ભરતાં ઘડુલે, કોયે ન આવે માંહે નીર રે. આજ.
માય ને બાપ મા વઢશો, ને મા વઢશો માહરા વીર રે;
આજનું મ્હારું મન સવશ નહિ, વિકળ થયું શરીર રે. આજ.
શીર ઉપરથી ખસીયાં, નવરંગા ચીર રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, હેરુ હૈયાનું હીર રે. આજ.

## પદ ૧૫૮મું.

કહાન દેવને કોડામણે ભામણે, મહીડું વલોવી જાણે રે;
ગોળો રવાઇયો ગુણિયલ ગોવિંદો, તરત નેતરું તાણે રે.
બ્રાહ્મણ કોઇ ભગતને ભેલે, મહેલે મહી અજ માણે રે;
જે રસ બ્રહ્માદિકને દુર્લભ, તે અલવે આહીરડાં માણે રે.

મધ વિચાર વધારે વિઠ્ઠલ, માંખણુ અતિ ઘણું આણે રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, જેહને વેદ વખાણે રે.

### પદ ૧૫૯મું.

આંખલડીથી અલગો રે, માહારા વિઠ્ઠલ મુ જાઇશ વલી રે;
મનમાન્યું મહાવાશું મલતાં, તતક્ષણુ લાગી તાળી રે.
અમે ભરવાડાં ભુધરા, ઓઢણુ કંબલ કાળી રે;
મ્હારા જીવના જીવન રે જાદવા, હું ન શકું કાંયે સંભાળી રે.
કામણુગારા કહાનજી, તારા ચર્ણું ઉપર ચિત્ત વાલી રે;
નરસૈંયાચો સ્વામી ભલે મલીયો, ભવસાગર ભે ટાળી રે.

### પદ ૧૬૦મું

આજ મેં નયણે નીરખ્યો નાથ,
અભે કર આપ્યો કરુણા શ્રી, નયણા મ્હોવાં મારા નાથ રે. આજ.
પારવતી તે પતિ શ્રી બોલ્યાં, સુણીએ સ્વામી વાત;
દયા કરો આ સુત જાણી, પ્રગટે ત્રિભોવન નાથ રે. આજ.
શંભુએ શરણાગત રાખી, મુખ કમળ કર વાહો;
માગ માગ શંકર એમ બોલે, મધુર અમૃતરસ પાયો. આજ.
હું માગું છું મહારા સ્વામી, હૃદે તારા રસગુણગાન;
સંકટ તો સાધારણુ થાજે, કરતાં હરિ ગુણુ ગાન. આજ.
વંદ્રાવનમાં મધ્યે મોહનજી, ગોરી કરતી ગાન;
કહે કમળાવર તું માગ નરસૈંયા, પુરી આશ આપું માન રે. આજ.

### પદ ૧૬૧મું

સુંદરી તનમુખ ચંદ્ર અવિલોકવા, સનમુખ શામળે દ્રષ્ટિ કીન્હી;
નયણુ નયણાં મલ્યાં, વિરહાતુર ટળ્યાં, અવલ મોરે નાથે અર્ધાંગ લીધી
કંઠે બાંહે ગ્રહી, સનમુખ ગુણુ ઉચરે, તુમસી મમ જીવન ઇમ નાથ બોલે;
તુમસી શૃંગાર ઉર હાર મમ ભૂષણુ, તુમસી મમ મગન ચિત્તસંગ ડોલે.
પ્રીતપૂરણુ કરી, એમ કહે શ્રીહરી, માન મૃગલોચની વચન માહરૂં;
યદ્યપિ મુખથકી વીસરયો વલ્લભા, હૃદયામાંહે સખી ધ્યાન તહારૂં.

ધન કુલકામિની કૃષ્ણ તેને કહે, જેહેનું ધ્યાન સૂર બ્રહ્મ રટતાં;
નરસૈંયાચો સ્વામી સુખતણો સાગર, એહની સુકૃતને અરજ કરતાં.

### પદ ૧૬૨મું.

નયણ સલુણાનાં રે રતિ રસ ઘેલાં, સોમ સમુદ્ર તરંગે ભેલાં
અધમેલાં અલશાણાં ડોલે, તું ન બોલે પણ એહજ બોલે
માહરી રે લાજ હજી તુને સજની, મેં અર્પું આતમ ગતિ રજની.
નાચે નારસૈંયો એ સુખ જોઇ, બેહુ તાંહાં અવર બીજો ન કોઇ.

### પદ ૧૬૩મું.

માનની માન ન કીજીએ, શામલડી પહેરો શણગાર રે;
વિલસે વનમાં આવીને, સેજડીએ દેવ મુરાર રે.
વળતી વનિતા એમ વદે, દૂતી કહુ સુણ એક વાત રે.
સહિ સમાણી સાંભળો, દુરીજન વાધે ખ્યાત રે.
બ્રહ્માદિક પાવે નહિ, મુનીશ્વર નાવે ધ્યાન રે;
તે તામેશું રંગ રમે, કહે તું તો રૂપનિધાન રે.
મહેલો રે માન મનમાં ધરી, મૂકી રે હૈયાનો રોષ રે;
અધુર સાંપી ભાવશું મળીને, ટાળ્યો હૃદયનો રોષ રે.
પહેર પટોળી પદ્મિની, ચોલીશું ચિત્ત લગાડ રે;
નરસૈંયાચો સ્વામી વિના, તુંને કોણ લડાવે લાડ રે.

### પદ ૧૬૪મું.

નવલ અંબુજશાં નયણ નાગરી, રયણી ઉજાગરી આંખ દીશે;
કાજલ ગેરેલાં ને વેણી શર લટકે, માન તું માનની જો અરીશે.
અધુર ખંડન થયો હાર ઉરપર રહ્યો, અલશાણા થઉં સખી અંગે ડોલે;
શશી વદનશું મદન સકલશો સૂભગ, ભોગવી ભામની મધુર બોલે.
સગુણ સહેજે મલો ચતુર નર શામલો, સરવરી પૂરણ ચંદ્ર રીતે;
નરસૈંયાચા સ્વામીશું મહા સંગ્રામ રમણ, માનવા ધુસરી વચ્ચે ન જીતે.

## પદ ૧૬૫મું.

સાસરીયાં શું કરશે મુને, ગોવિંદશું મન માનું રે;
નણદી સબળે લવતી હીંડે તો, હું શા રાખું છાનું રે.

નિરભે થઇ વાહાલે ઉર લીધો, જે સહુ કહેશે તે સેહશું રે;
પીઉજી મહારો પ્રગટ પધારે, પ્રેમ ધરી વહાલો ભજશું રે.

અંગોઅંગે અમીરસ વાધો, નયણે નયણાં મેલતાં રે;
નરસૈંયાચો સ્વામી અલગા મ થાશો, આ યૌવન રહો રેલતાં રે.

## પદ ૧૬૬મું.

વહાલો વાંસલડી વાહે;
તેમ તેમ અંગે અનંગ જગાવે, કેમ રહું મંદિર માંહે. વહા.

કોણ મીલાવે મારા પીયુને, તેને લાગુ પાયે રે;
તનમન વારી શામળિયાને, ભીડું રુદિયા માંહે રે. વહા.

વાટ જોઉં નિત વહાલા કેરી, સકલ કરી શણગાર રે;
અલગ ગઇ હું આલિંગન લેવા, ખણું આંગણ ખણ વાર રે. વહા.

સર્વસ સાંપું શામળિયાને, શું આવે ઘર માંહે રે;
નરસૈંયાચો સ્વામી મેલાં વણ, વેદના કેમ જાયે રે. વહા.

## પદ ૧૬૭મું.

ઓરો આવ અલબેલડા, સગુણ ગુણ ઘેલડા, લાજ લોપી રુદેમાંહે ચાંપું;
દેવને દુર્લભ, પેર પામે નહિ, પ્રગલ અધર રસ પાન આપું.

નવલશાં રંગરાં, અમલ અમૃત ભર્યાં, તુજ વિના ચતુર નર કોણ ચાખે;
કામ રસ કેલીને, કારશે મુજ વિના, જતનશું જાગવી કોણ રાખે.

ગાલ કોમળરું, કળેવર કમલ તાહરું, અધિક કોમલ વપુ સેજ મહારી;
રંગ રમતાં રખે, અંગ અલગું થતાં, મુક્ષ મોહ્યું પુનર નાહો નારી.

રસિક જન લહે, રસના રસને, અવર કોઇ નવ લહે, વિષય વાહ્યાં;
નરસૈંયાચા સ્વામી, અંતરયામી, સંગમાં વિલસતાં તે જ ડાહ્યાં.

## પદ ૧૬૮મું.

વાંસની વાંસળી, અમ થકી થઇ ભલી, હેતે શું શામળે અધુર રાખી;
જે રસ પ્રેમદા, દુલભ છે સદા, તે રસ દિન નીશ રઢી રે ચાખી.

વાલમા વશ કર્યો, તેણે કાં રે કરે પરો, અધુર અમૃત રસ પાન કરતી;
શોક જોડે થઇ, કેમ રહીયે સેહી, હરનીશ નાહોના શ્રવણ ભરતી.
કોણ તપ કીધલાં, પુણ્ય આવી મળ્યા, તેણે કરી નાથને અસંખ્ય વહાલી;
નીચ ને ઉંચનું, ત્યાં નથી પારખું, પ્રેમ દીઠો તેને રહ્યોરે ઝાલી.
ઘેર લગે કામની, શ્રવણે જોને સુણી, સીદ લીધા તેના પ્રાણ તાણી;
નરસૈંયાચો સ્વામી, શોકને વશ થયો, કામની કૃષ્ણને વશ જાણી.

## પદ ૧૬૯મું.

તું કયાંનો દાણી રે ધગડમલ્લ, તું કયાંનો દાણી રે;
તુંને જાશું મથુરા તાણી રે ધગડમલ્લ, તું કયાંનો દાણી રે. તું.
નહિ તું ગામ ગરાશીયો રે, નહિ તું રાજકુમાર રે;
નંદ આહીર ગોકુળમાં વસે તે તણો પીંડાર રે. તું.
મોટપણું મનમાં અણો, જાણુંછાં એ જાત તારી રે;
રાવણે જેને રાજ કરેશું, કહી ન શકું તુને વારી રે. તું.
જગ્નપુરૂષ તું જાદવારે, મધુરો વાયો વંશ રે;
નરસૈંયાચા સ્વામીની લીલા, જેમ રાવણ તેમ કંસ રે. તું.

## પદ ૧૭૦મું.

મહી વલોવે રે ગોપી, મહી વલોવે રે ગોપી
પરવશ થઇને પ્રેમે ભરાણી, તન મન હરિને સોંપી. ગોપી મ.
ભરજોબન માંહે કામની ઘેલી, નાદે નેપુર વાજે;
વલોણું અતિ વાયે ભરાણું, મેઘ પેરશી રહી ગાજે. ગોપી મ.
હૈયા ઉપર હાર હુલાવે, પાછળ કુમકુ ફરકે.
કામા કૃષ્ણતણે રંગે રાતી, શીશ રાખડલી ઝળકે. ગોપી મ.
કટી માંહે તો ઘુઘરડી ઘમકે ઝાંઝરીયા ઝમઝમકે;
ગાયે ગુણ ગોવિંદતણાં રે, વિંછીડાને ઠમકે. ગોપી મ.
મગન થઇ ગોરસ ભૂલી કૃષ્ણ કૃષ્ણ મુખ બોલે;
શીશફુલ વેણી લટ લટકે, જાણે મણીધર ડોલે. ગોપી મ.

મહી વલોવે માખણું કાઢે, જાણે વહાલો આવે;
માખણુ સરસુ સાકર ભેળું, જેમ જીવનને ભાવે. ગોપી મ.
પ્રેમદાની પ્રીતે નાથ પધાર્યા, વાંસલડી રે વા'તા;
નરસૈંયાચો સ્વામી વનિતા સાથે, મોહે જેને સુરીનર ધાતા. ગોપી મ.

## પદ ૧૭૧મું.

આજ પીઉડો રીસાણો સજની,
મનડું મહારું ઈમ જાય ન રહ્યુંરે;
નાહોલીયો રંગ ભરી ભરી રમ્યો,
આવો રમીએ તાં ઇમ કાંઈ કહ્યુંરે.

એક વચન ઉતું ઉઘાડું, તે મેં કહેતાં કહેવાણું રે;
મેં જાણ્યું પીયુને હસીને હસાવું અવળું થાતું ન જાણું રે.
એક અપરાધ અમારો સજની, જે મેં કહ્યું હોય કાંઇ રે;
તનનો તાપ જાયે જુકતે, હસી હસી દો વહાલા સાંઇ રે.
પીતામ્બરીયાને પાયે લાગું, કૃપા કરો જદુરાઇ રે;
નરસૈંયાચો સ્વામી જેટલે રીઝયા, તેટલે રેણી વિહાઇ રે.

## પદ ૧૭૨મું.

મારે દેહ ધર્યાનું ફળ, એક લ્હાવો દર્શનનો. ટેક.
નંદતણે ઘેર આવું ને જાઉં, નંદ કરે ન કોઇની સેવ રે;
જશોદાજીને કરુંરે વિનતિ, મારે શામળીયાશું સ્નેહ રે. લ્હાવો.
નીત નીત નવલા નેહ ધરું ને, સજું મુજ અંગ શણગાર રે;
પ્રેમતણો ભોગી પાતલીયો, તે તો લટકે આવે બાર' રે. લ્હાવો.
જમના જળ ભરવાને જાઉં, વાહલા ન કરું કોઇનો સંગ રે;
એક વાર પાણી અદકુંરે જાવું, મારે તેમ તેમ અતિ આનંદ રે. લ્હાવો.
ધન્ય વૃંદાવન ધન્ય આ વસવું, ધન્ય અબળાના અંગ રે;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, મારો અવિચળ વાધ્યો રંગ. લ્હાવો.

## પદ ૧૭૩મું.

બોલાવીશમા હું નહિ બોલું, મારા વા'લા વા'લજી વારું વારોવાર;
અમો છું કુલવધુઆં નારી, તમે છો નંદતણા કુમાર. બોલા.

પરપુરુષોસું વાતુંઉ કરંતાં, મારા વીરજી આવે અમને લાજ;
દુરીજન લોકડાં કાંઇ વિચારેલા, એહને એ સાથે શું કાજ. બોલા.

કામ તણે જે સંગ વલુંધ્યા, તે નર મોહોના શૂઠા;
નરસૈંયાચ્યા સ્વામી તમ સરીખડા, ભૂતલમાં કો નવ દીઠા. બોલા.

## પદ ૧૭૪મું.

કુંજનો વિહારી રે, મા મુને સાંભરે રે,
હવે ક્યાં દેખું દીન દયાળ;
મોળીડુંને બાંધે રે, મોહન મલપતો રે,
આંગણીએ વા'તો વિણુ રસાળ. કુંજનો.

મધુવન જાતાં રે, માખણુ મહી વેચવા રે,
માર્ગે આવીને માગતો દાણ;
હાસ્ય વચન રે, વા'લો મારો સાંખતો રે,
ભાખે મીઠડાં વેણુ કરે વખાણ. કુંજનો.

સુખના વિસરામ રે, અમને તો આપતો રે,
નીત નીત ઉત્તમ નવલો રે નેહ;
નરસૈંયાના સ્વામી રે, વિના હું તો વ્યાકુળી રે,
તેણે મારી દુર્બળ થઇ છે રે દેહ. કુંજનો.

## પદ ૧૭૫મું.

મેઉલો ગાજે ને માધવ નાચે, રુમઝુમ વાજે ઘુઘરડી;
આછાં ચીર ચરણાં ને ચોળી, માથે લીલી લોબરડી ટેક.

તાળ પખાજ વજાડે ગોપી, શ્યામ વજાડે વાંસલડી;
દાદુર મોર બપૈયા બોલે, મીઠે સ્વરે બોલે કોયલડી. મેઉલો.

ધન વૃંદાવન ધન જમુના ત્રટ, ધન કૃષ્ણે અવતાર લિયો;
ધન નરસૈંયાની જીભલડીરે, ધન ધન રાગ કાલેરો કહ્યો. મેઉલો.

## પદ ૧૭૬મું.

ગાળ કોઇને નવ દિજે મારા વહાલા, ગાળ કોઇને નવ દીજે;
હું રે ગોરી ને તું રે શામળિયો, આલિંગમે અંગ કાળું થાયે ગાળ.

અમો ઉત્તર શો દીજીએ, અબળા ઘણું બીજીએ, રીજીએ વળી જ્યારે મુખ જોઇએ.
નાથ કહો કયમ કરું, જનનીથી હું ડરું, વરું વર આપને કેઇ સોઇએ.
દુઃખ અબળાતણું, લાગ્યું મનમાં ઘણું, બન્યું દીન રૂપ દયાળ કેરું;
નરસૈંયાનો નાથ જે, બોલ્યો જોડી હાથ તે, સાથ મારો કરો દુઃખ ફેડું.

## પદ ૧૮૨મું.

વાંસલડીને વારો રે વારો, વહાલા વાંસલડીને વારો રે;
ઓછાનો કાંઇ સંગ ન કીજે, એ પાખે તમો સારો રે. વહાલા.
તમારા અધર વિષે છે અમૃત, એમ કાં છુટું રાખ્યું રે;
પોતે પીયે બીજાને પાયે, તો રેલછેલ કરી નાખ્યું રે વહાલા.
પશુ પંખી તરૂવરને પાયે, લાંબી થઇને બેઠી રે;
કોહેલું પાણી જેમ પીએ, ભેંશ ખાબડે પેસી રે. વહાલા.
જાંહાં જોઉં ત્યાં આસને બેઠી, અમને ઠામ ન આપે રે;
નિર્લજપણે સંગી થઇને, માથે છાણાં થાપે રે. વહાલા.
બાપતણી મીરાંત હોએ જો, તે ઉપર મન ચરકે રે;
ધણી રણી દાતાર થઇ છે, હાથ પીયે રે હડકે રે. વહાલા.
એટલે કીધે નવ સરે, અમ ઉર અમલ ચલાવે રે;
મધ્ય નિશાએ મન આકરષી, ઘેર ઘેર વાત છોડાવે રે. વહાલા.

## પદ ૧૮૩મું.

તારી મોરલીએ મન મોહ્યાં રે, ઘેલી થઇ ગિરધરીયા, ટેક.
દોણી વિના હું દોવા રે બેઠી ને સાડી ભીંજી નવ જાણી;
વાછડાંને વરાંસે બેઠા, મેં તો બાળક બાંધ્યાં તાણી રે. ઘેલી થઇ.
સાસુ કહે વહુવરને વંતર વળગ્યું, અખેતરીયા ઉતરાવો;
દીએર કહે ભાભીને બાંધો, એને સાટકડે સમજાવો રે. ઘેલી થઇ.
નણદી કહે હું નિત્ય નિત્ય દેખું, કા'ન કા'ન મુખ બોલે;
પાડોસણ કહે એની પેર હું જાણું, વ્રજ વનિતા વન ડોલે રે. ઘેલી થઈ.
તાવ્યાં ઘી સાકરમાં ભેળ્યાં, ને પ્રેમે ભેળ્યાં પાણી;
નાવલીયાને મેં નેત્ર બાંધ્યો, ઘરનો ધારણ જાણી રે. ઘેલી થઇ.

ધન રે વૃન્દાવન ધન એ લીલા, ધન ગોરસ આ ગોપી;
ધન નરસૈંયા તારી જીભલડીને, આવ્યાં વૃન્દાવન રહ્યાં ઓપી. ઘેલી થઇ.

## પદ ૧૮૪મું.

જેને જેમ્રુ રંગ રે સજની, જેને જેમ્રુ રંગ રે;
હુંને ન ગમે બીજાનો સંગ રે સજની, જેને જેમ્રુ રંગ રે. સજની.
કપુર હોય જોને ઉજવળ રે, વળી વિશેષે સુગંધ રે;
તેનું કારણ મન માન્યાનું, બાંધ્યું મરીયાં સાથે બંધ રે સજની.
નૈણા હોય જેને નિરમળા રે, સરવ દેખાડે વાટ રે;
અંજન વિના ઓપે નહિ રે, નવ ચઢે સોના ઘાટ રે. સજની.
વદ વિખ્યાત જાણે સહુ રે, સાયર ખારા નીર રે;
જેનું કારણ મન માન્યાનું, સરીતા સુકવે શરીર રે. સજની.
ગુણ અવગુણ જાણવા વિના રે, કાંઈ ન જાણે આપ રે;
શંકરદેવે સરવ તજીને, કંઠે આરોપ્યો સાપ રે. સજની.
શામળિયાસુ સ્નેહ હમારે, કદી નવ થાશો ભંગ રે;
નરસૈંયાચા સ્વામીની સંગે રમતાં, નીત નીત નવલા રંગ રે. સજની.

## પદ ૧૮૫મું.

પરિબ્રહ્મ ગોવાલા સંગ રમે, તેને જોવા જોગેશ્વર દેહ દમે. પરિ. ટેક.
વાહલા વૈકુંઠ લોકથી સંચરો, જેને લીલા માનવ દેહ ધરો;
વાહલો ચૌદ લોક ભાંગે ઘડે, માવો માખણ માટે રડવડે. પરિ.
વાહલો અકલીત નવ જાએ કળ્યો, જેને વામનરૂપે બલી છળ્યો;
ત્રિકમજી ત્રણ ડગલાં ભરે, તે તો ઉમર ચઢતાં રડવડે. પરિ.
વાહલો ધરતે ધ્યાનમાં નાવીયો, એવો જનની જસોદાને ધાવીયો;
જેને રૂપ ધરું સચરાચરું, જેણે ગોકુળ ચાર્યાં વાછરું. પરિ.
વાહલો વચન પાળવા અવતર્યો, તે તો શેરીયે શેરીયે સંચર્યો;
નરસૈંયાનો સ્વામી મીઠલો, તે તો વૃંદાવનમાં દીઠલો. પરિ.

## પદ ૧૮૬મું.

રજની સોહાગી વહીરે ગઇ, ભાણ સોહાગી ઉગ્યો રે;
નંદ સોહાગી શામલીયો, કુસુમ કલી લઇ પૂજ્યો રે. રજની.

ગોપ સોહાગી ગણુ ઉભા, વેણુ સોહાગી વાગે રે;
માતા સોહાગી નાદ કરે રે, કુંવર સોહાગી જાગો રે. રજની.

ધેન સોહાગી વત્સ ધવરાવે, સ્નેહ સોહાગી બાંધો રે;
નરસૈંયાચા સ્વામીને મુખ દીઠે, ભવસાગર તો ભાગો રે. રજની.

## પદ ૧૮૭મું.

ધરણી ધરસુ લાગું મારું ધ્યાન રે,
લોક કહેશે ગોપી ઘેલી રે થઇ છે;
માથે છે મહિ કહે છે કાન રે. ધરણી.

વેચતી વેચતી ચાલી નગર મુઝાર રે;
મટુકી માંહે આવી રહ્યા દેવ મોરાર રે. ધરણી.

ચૌદલોક એના મુખમાં સમાય રે;
એવો વૈકુંઠનાથ કેમ મટકીમાં માય રે. ધરણી.

નરસૈંયાચો સ્વામી ભકત આધીન રે;
આપ સરીખડા કીધા આહીર રે. ધરણી.

## પદ ૧૮૮મું.

ક્ષિતિરસ તરૂ શાખાએ પસર્યો, મનસિજ નૈણે વસિયા રે;
હદેભાવ કુચમંડળ પૂર્યો, આવ્યો રતિપતિ રસિયો રે. ક્ષિતિ૦

અતલીબળ વનસ્પતિ નાથે, ઉલટપાલટ કીધું રે;
અખીલ બ્રહ્માંડનું અમૃત લઇ, જુવતી વદને પીધું રે. ક્ષિતિ૦

અદ્દભુત બળ આપ્યું અબળાને, નરવર કાયર અંગે રે;
હસવું વનવેલીને આપ્યું, કોકીલા સ્વર મકરંદે રે. ક્ષિતિ૦

રોગ વિમુખ જન સર્વને આપ્યું, ભોગ ભક્તિ ભગવાને રે;
તાપ તપસાક્રમ જડ તેહેને, નરસૈંયાને ગુણ માને રે. ક્ષિતિ.

## પદ ૧૮૯મું.

ચાલો ચાલો રે આપણ સહુ સાથ, વૃંદાવન જઇએ;
જો કહો તો શામળિયા, વહાલા જનુનીને કહીએ. આપણ.

હું નાનકડો બહુ તમો ગોપી, કહો કઈ પેરે કીજે રે;
રમતાં રમતાં રાત થાએ, માતા મુજને ખીજે રે. આપણ.

કહ્યું અમારૂં માનો રે કાનજી, ગોપી પાયે પડતાં રે;
જીભલડી તુટે મારા વહાલા, રાવ તમારી કરતાં રે. આપણ.

હરખ્યા નાથ હસાવી ગોપી, કંઠ બાહુલડી વાળી રે;
નરસૈંયાચા સ્વામી હોળી રમવા, વન ચાલ્યા વનમાળી રે. આપણ.

## પદ ૧૯૦મું.

બ્રીજવાસી કનૈયાલાલ, મોહન જાવા દે. ટેક.

ગોકુળથી આવી ગોવાળણી, મથુરાથી આવ્યો કાહાન;
મારગમાં ઝગડો મચ્યો, કાહનો માગે દધીનાં દાણ. મોહન.

કોણ રાયનો તું બેટડો, શું છે તારૂં નામ;
નંદરાયના હું બેટડો, કાહાનજી મારું નામ. મોહન.

કોણ રાયની તું બેટડી, શું છે તારૂં નામ;
બ્રખુભાનની હું બેટડી, પ્યારી રાધા મારૂં નામ. મોહન,

ઉત્તરથી આવી બાદલી, વરસી જમુના તીર;
કાનજીનો ભીંજે કામલો, રાણી રાધાનાં ભીંજે ચીર. મોહન.

આજ લગી દાણ આપ્યાં નથી રે, રીત નવી નવ હોય;
જોર જુલમ કરીએ નહિ કાહના, ગોરસ સામું શું જોય. મોહન.

મોર મુગટ શીર પર ધર્યો, મુખ મોરલી ઘનઘોર;
કાનજી મનાવે કામની રે, કંઇ રાસ રમવાના કોડ. મોહન.

ગાય શીખે ને સાંભળે રે, તેનો થાયે વૈકુંઠવાસ;
કરજોડીને વિનવે સદા, ગુણ ગાય નરસૈંયો દાસ. મોહન.

## પદ ૧૯૧મું.

રાતી ચૂડી કરે કામની, રાતા ચરણાં ચુંદડીઆ;
રંગે રાતી કુંકુંમની પીયળ, તે તળે રાતી ટીલડીઆં;

રાતા કણેર ફલીના ટોડર, રાતી ચોળી હૃદે ધરી;
રાતાં તંબોળ ઓપે અતિ અબળા, રાતી સિંદુરે માગ ભરી. રાતી.

કાળી કોરે પેહેરી સાડી કાળો કમખો કસણ કસ્યા;
કાળી દોરી ગોફણુડે ગુંથી, કાળા દાંત મુખ ભમર જસા;
કાળા કાજળ નૈણે સાર્યાં, કાળો ભેખ ધર્યો વિવિધ વળી;
કાળા કૃષ્ણ કાલિંદી તીરે, તાંહાં ત્રિકમને ત્રિયા મળી. કાળી

નીલા નેહે પેહેરણ પેહેર્યાં, નીલા કોલી પાન ઘણા;
નીલી ઝુલ કમળ કર કમખે, નીલાં ટોડાર તુલસી તણાં;
નીલા ગિરિ ગોવરધન તરુવર, નીલું વૃંદાવન વળી;
નીલા પોપટ કરે પદ્મણી, તાંહાં ત્રિકમને ત્રિયા મળી. નીલા.

પીળાં વસ્ત્ર પેહેરણે પેહેર્યાં, પીળાં આભુષણ અંગ ધરી;
પીળાં ચાંપા ચોસર કોટે, પીળી કેશર આડ કરી:
પીળાં અંગ ઓપે અતિ અબળા, પીળી સોને સર્વ વળી;
પીળી આંબા શાખ ગળી રે, તાંહાં ત્રિકમને ત્રિયા મળી. પીળી.

ઉજવળ શ્વેત સાહેલાં પહેર્યાં, ઉજવળ ચોળી ભરત ભરી;
ઉજવળ જાઈ વેલના ટોડર, ઉજવળ સુંદરી તીલક કરી;
ઉજવળ ચંત રાખ્યું હરિચરણે, પુંડરીક વિકુલો હૃદે ધરી;
ઉજવળ ગંગાજીનો પ્રવાહ, ઉજવળ વાણી નરસૈંયા તણી. ઉજવ.

[This last piece is said to describe the five-fold *līlā* in five colours which the poet saw in a divine vision. The whole story is given as follows in the introduction to **નરસિંહ મેહેતા કૃત કાવ્યસંગ્રહ** (Gujarati Press ed):—

ધ્યાનસ્થ નરસિંહને આશીર્વાદ આપી **वरं ब्रूहि । वरं ब्रूहि ।** કહીને નરસિંહને માથે હાથ મૂકી, બીજા હાથ વડે તેનો હાથ પકડી ભોળા શંભુએ તેને ઉઠાડયો. નરસિંહ તો પાર્વતીપતિને જોઇ ગદ્‌ગદિત થઇ ગયો, અને એકમને તેની સ્તુતી કરવા લાગ્યો શંકરે પુનઃ કંઇ વર માગવાને કહ્યું, ત્યારે એણે ઉત્તર દીધો કે, "આપનાં દર્શન પછી મારે માંગવાનું શું રહે છે? આપ સર્વાંતર્યામી પ્રભુ તો છો." આ ઉત્તરથી સંતોષ ન પામતાં વળી એકવાર ભોળાનાથે વર માગવાનું કહ્યું, ત્યારે નરસિંહે માંગી લીધું કે "તમને જે વલ્લભ, હોય જે દુર્લભ, આપો રે પ્રભુજી દયા રે આણી"

(શામળશાહનો વિવાહ). શિવના હૃદયમાં વિષ્ણુ અને વિષ્ણુના હૃદયમાં શિવ બિરાજે છે, એવો ઉમાપતિ અને રમાપતિ વચ્ચે અભેદ છે, એ રહસ્ય એક નરસિંહ સારી રીતે જાણતો હતો, અને જો ભેદ હોય તો તે માત્ર અજ્ઞાની જનોના ઉરમાંજ હોય છે, એ પણ તે સારી રીતે સમજતો હોવાથી, તેણે એક પંથ દો કાજ સાધેલાં જોઇ સદાશિવ તેની આવી મનઃસ્થિતિથી પ્રસન્ન થયા, અને નરસિંહને દિવ્ય દેહ ધારણ કરાવી, ચક્ષુ મીંચાવી, મનોગતિએ તત્ક્ષણ શ્રી દિવ્ય દ્વારિકામા લઇ ગયા. પરમાત્મા શ્રી કૃષ્ણચંદ્રે પોતાના હૃદયસ્થ શંકરને પધારેલા જોઈ આવકાર આપી આસન ઉપર બેસાડયા, અને નરસિંહ સંબંધી પ્રશ્ન પૂછ્યો. શંકરે ઉત્તર આપ્યો કે, "એ આપણો ભકત છે માટે તમારી પાસે રાખો".

આ સમયે રાસનો આરંભ થવાનો હતો, અને રાસેશ્વરી શ્રીરાધા કૃષ્ણને રાસ રમવાને તેડવા આવી હતી. તે નરસિંહને જોઇ ચમકી અને કચવાતા હૃદયે બોલી કે "શિવજી તો નિત્યના પ્રેક્ષક છે તે ઠીક છે, પણ પ્રાકૃત મૃત્યુ લોકનો માનવી આપણી લીલા જોય, એ ઠીક નહિ." રાધિકાનાં આવાં વચન સાંભળી તેની પરીક્ષક શક્તિની ન્યૂનતાને લીધે શ્રીકૃષ્ણચંદ્રને હસવું આવ્યું, અને નરસિંહ મેહેતો પ્રાકૃત નથી પણ દૈવી જીવ છે, આત્મરૂપે તે અને પોતે એકજ છે અને એ કેવો પરમભક્ત છે, તે યથાર્થ દર્શાવવાને માટે એક યુક્તિ રચી. વિચાર કરીને નરસિંહને પૂછ્યું કે "તારે શી જોવાની ઇચ્છા છે" નરસિંહે એમ કહ્યું કે, "આપને પ્રિય હોય તે." કૃષ્ણે કહ્યું કે "આ મશાલ ધરો અને પ્રકાશ પાડી સર્વ લીલાઓ જુવો."

તે પછી શ્રીકૃષ્ણે તેના હાથમાં એક મશાલ અને તેમાં પૂરવાના તેલની કુંભી આપી. દીવેટીઓ નરસિંહ તો એટલા બધા આનંદમાં આવી ગયો કે, અત્યંત પ્રકાશ પાડવાને તે વારંવાર મશાલ ઉપર તેલ નાંખતો, શ્રીકૃષ્ણનું શ્યામસુંદર લલિત ત્રિભંગ સર્વ શણગારોથી આભૂષિત મનોહર સ્વરૂપ અને રાસ ખેલતી ગોપીકાઓ અને અન્ય રાણીઓનું સ્વરૂપ જોવામાંજ તે તલ્લીન થઇ ગયો; અને શ્રીકૃષ્ણે પણ રાસમાં રંગ ઝમાવવા રકત, શ્યામ, નીલ, પીત, અને શ્વેત એવા એવા પાંચ જૂદા જૂદા રંગમાં સમગ્ર રાસક્રીડા તેને બતાવી. આ વખતે નરસિંહ પ્રાકૃત જીવ છે, એવો જે ખોટો ભાવ શ્રીરાધીકાના મનમાં ભરાયો હતો, તે દૂર કરવાને માટે તેના નાકની નથની શ્રીકૃષ્ણે અદશ્ય કરી દીધી, એટલે રાધા નથનીની

શોધમાં પડયાં અને કૃષ્ણને પૂછ્યું કે, "મારી નથની એટલામા નાકમાંથી ક્યાં ગઇ?" કૃષ્ણે કહ્યું કે, "આટલામાંજ હશે, જૂવો, શોધો."

આમ શ્રીકૃષ્ણ અને રાધિકા વચ્ચે વિનોદવચન ચાલતાં હતાં, તેવામાં આખી રાસક્રીડા રક્ત રંગમાં નરસિંહને દેખાવા લાગી. રાધાજીને તેની નથની હજી પણ જડી નહિ, એટલે પુનઃ પૂછ્યું, અને કૃષ્ણે પણ તેનો તેજ ઉત્તર આપ્યો, અને પછી શ્યામે ઘનશ્યામ–ઝાંખા ભૂરા–રંગમાં રાસક્રીડા નરસિંહને બતાવી. આ દિવ્ય દર્શન જોવામાં નરસૈંયો એટલો તો એકતાર થઇ ગયો કે, તે હાથમાં પકડેલી મશાલ ઉપર જરા પણ તેજ ઝાંખું ન પડે, તે માટે અખંડ તેલધારા રેડતોજ ગયો. તેના પરિણામે ચોથાં પીત દર્શન વખતે તે તેલધારાનો રેલો તેના ઉર્ધ્વબાહુ ઉપર આવ્યો, અને અગ્નિજવાળા સ્વાભાવિક ધર્મ પ્રમાણે તેલ પાછળ ચાલતી તેના હસ્તને ભડભડાટ બાળવા લાગી અને અદ્વિતીય પ્રકાશ આપવા લાગી. તે છતાં આનંદમાં આવી ગયેલો નરસિંહ જરા પણ અચકાયા વગર પોતાનો હાથ જાણે કે મશાલનો કાકડોજ છે, એમ ધારીને તે ઉપર સતત એક સરખી તેલધારા રેડતોજ ગયો. આ વખતે શ્વેત દર્શન પૂર્ણ થયું હતું, અને રાધાજી નથની શોધી કાઢી શકયાં નહોતાં. શોધવાની ખટપટમાં પડેલી રાધાની દ્રષ્ટિ એકાએક નવીન પ્રકાશ ઉપર પડી અને તત્કાળ સ્ત્રીહૃદયની સ્વાભાવિક અનુકંપાથી તેણે શ્રીકૃષ્ણને નરસિંહનો હાથ સત્વર ઠારવાની આજીજી કરી, અને નરસિંહ મેહેતા માટે પોતે જે ખોટો અભિપ્રાય બાંધ્યો હતો, તે માટે ક્ષમા માગી તેની અચલ ભક્તિ ઉપર પ્રસન્ન થયાં.

શ્રીકૃષ્ણે તદનંતર ઠપકો આપી શ્રીરાધિકાને કહ્યું કે "નથની તો આ તમારી પાસે છે તેની શોધાશોધ કરવામાં ગુંથાઇ વૃથા રાસક્રીડાની મઝા ગુમાવવાથી શું ફળ મેળવ્યું?" રાધાજી શરમાઇ ગયાં, નથની શા માટે સંતાડી દેવામાં આવી હતી તે મનમાં સમજ્યાં, શ્રીકૃષ્ણની ક્ષમા માંગી, અને નરસિંહને પોતાની પાસે રાખવાની માગણી કરી. કૃષ્ણે તે માન્ય રાખી, નરસૈંયો તેને સોંપ્યો.

His first verses – those which he was singing when he returned home after experiencing this divine vision also describe this event of the disappearance of Rādhā's *Nathani*, The verses are to be understood as spoken by her between each of the coloured visions the poet had.]

## પદ ૧૯૨મું.

નાગર નંદજીના લાલ, રાસ રમતાં રમતાં મારી નથની ખોવાણી; ટેક.
એક એક મોતી માંહે સોના કેરો તાર,
સોળશત ગોપી માંહે કાહના રાખો મારો ભાર, ભાર, ભાર. નાગર.
નથની કાજે હું તો ઢુંડી વૃન્દાવન,
નથની આપોને મારા પ્રાણજીવન, વન, વન. નાગર.
નાનેરી ઘડાવો મારે નાકે ન સોહાય,
મોટેરી ઘડાવો મારા મુખ પર ઝોલ્લાં ખાય, ખાય, ખાય. નાગર.
વૃન્દાવનની કુંજગલનમાં ટૌકા કરે છે મોર,
રાધાજીની નથનીનો શામળિયો છે ચોર, ચોર, ચોર. નાગર.
નથની આપો પ્રભુજી લાગું તમારે પાય,
નરસૈંયાચા સ્વામીપર વારી જાઉં બલિહાર, હાર હાર. નાગર.

## પદ ૧૯૩મું.

[The following exquisite lyric by Narsinha Mehtā has been imitated by Bhālaṇ and by Dāyarām as well. The original of Mehtā has not yet been published in his collected works but has been given by Mr. R. C. Modi in his biography of Bhālaṇ (pp. 119 ff.)]

સાંભળ રે તું સજની મોરી! રજની કેઇ પેરે રમીએજી?
મોહનજીએ મંદિર છાંડયાં—એ દુઃખ કેને કહીએજી? સાંભળ.

સાંભળ સજની વાત કહું એક, પ્રેમની મીઠા મીઠીજી;
સરોવર પાણી અમે ગયાંતાં, નંદને કુંવરે દીઠી. સાંભળ.

પૂંઠેથી હરિ હસતા આવ્યા, પગની ભરાવી આંટીજી;
પાછું ફરીને જોવા લાગી, મુખ તંબોલે છાંટી. સાંભળ.

હવડે વેણુજ ગુંથી હુતી, આવડી કાં વેરાણીજી?
એવડો રસીઓ કોણ મળ્યો, તારી વેણજ નાંખી વેરી? સાચું બોલોની.

ઝાડ તળે જઇ જોવા ઉભી, મસ્તક ભમરો બેઠોજી;
તે ભમરો ઉડાડતાં રે, માહારી ઝાપટે લટ છુટીજી. સાભળ.

હવડે કાજળ સાર્યાં હુતાં, આવડાં ક્યાં રે લોહ્યાંજી ?
એવડો રસીઓ કોણ મળ્યો, તારે નયણે નીર ઢાળ્યાં ? સાચું બો.

વૃંદાવનમાં મારગ જાતાં, ખેસે આંખ ભરાણીજી;
ચોળી-રેળી કાઢતાં માહરાં, કાજલીઆં રોલાયાં. સાંભળ.

આહવી તાહરી કોમળ કાયા, હૈડે હાર હરખી ઉઠયાજી;
એહવો રસીઓ કોણ મળ્યો, તાહરા રૂદયે નહોર દીધા ? સાચું બો.

સુંદર પોપટ આવ્યો હુતો, દીઠો નોતો મેં સાહ્યોજી;
તે પોપટે મુને ડંખજ માર્યો, તે ઉડતાં નહોરજ વાગ્યા. સાંભળ.

કાળી અતલસની ચોળી શીવડાવી, આવળી ક્યાં રોલાણીજી ?
એવો રસીગો કોણ મળ્યો, તાહરી ચોળી ચંચોળાણી ; સાચું બો.

દરજી રે મુઓ ભંગી ચંગી, ચોળી શીવી તંગીજી;
ભર જોબનમાં રે પહેરતાં, ચોળી તડાક દઇને તુટી. સાંભળ.

અવળો ચરણો- પહેર્યો સુંદરી ! જયમ ત્યમ સાડી વીંટીજી ?
એવડી ઉતાવળી શી હુતી, તે વસ્ત્ર પહેર્યાં વાળી ? સાચું બો.

સરખી સૈયરોમાં સાદજ પડીઓ ને ભર નિદ્રામાંથી જાગીજી;
સૈયર કેરે કારણે મેં વસ્તર પહેર્યાં વાળી. સાંભળ.

આવડાં પુષ્પો ક્યાંથી લાવ્યાં ? ક્યાં તમે બહેકી આવ્યાંજી ?
એહવો રસીઓ કોણ મળ્યો, જે ફુલમાં પોઢાડયાં ? સાચું બો

પ્રથમ પોળે પેસતાં રે અમને, સાહામા મળીઆ વનમાળીજી;
ફુલ લઇને માહરે મસ્તક મેહેલ્યું, વાચા તેની પાળી. સાંભળ.
હરિ કાજે હાર ગુંથાવું, ને ઝીણુ વેહ પડાવુંજી;
વનમાળી માહરે ચિત્ત હોય તો, શર્ણે જઇને પહેરાવું. સાંભળ.

જે પુછ્યું તેનો ઉત્તર આપ્યો, ને બોલતાં બંધાણીજી;
સહુ સહીઅરમાં સમોતી થાત્રા, સઘળે વાત વંચાણી. સાંભળ.

ગાય શીખે ને સાંભળે રે, એહવી પ્રેમી જનની વાણીજી;
નરસૈંયાચા સ્વામી ને રે ભજતાં, પાવન થાએ પ્રાણીજી. સાંભળ.

---

## ૭ મોહીની સ્વરૂપ.



### પદ ૧લું.

કવિ—આ જોને કોઇ ઉભી રે, આળસ મોડે
બાંધે બાજુબંધ બેરખા પુંચી, મનડું મોહ્યું છે એને મોઢે; આ જોને.
ઝાંઝર ઝમકે ને વિછુવા ઠમકે રે, હિંડે છે વાંકે અંબોડે; આ જોને.
સોનરણુ ઝ.રીને અતિ રે સમારી રે, માંહી નીર ગંગોદક તોલે; આ જોને.
નરસૈંયાનો પાણી પાવાને કારણ, હરજી પધારયા કોડે; આ જોને.

### પદ ૨જું.

કવિ—ગોરી તારે તાજુડે રે, મોહ્યા મોહ્યા મુનિવર રાયા રે;
રૂપ સ્વરૂપ કળ્યું નવ જાયે, મેં તો જાણી છે ઇશ્વરી માયા રે; ગોરી.
રુમઝુમ રુમઝુમ નેપૂર બાજે, પાવલે તે ચીર અતિ ચાંપે રે;
ઘુંઘટમાં મુખ એણીપેર શોભે, મોટા મુનિજનનાં મન કાંપે રે; ગોરી.
ગોરૂં વદન ને ગળસ્થળ ઝળકે, ઉપર દામણી લળકે રે;
સાળુયાની કોર એણીપેર શોભે, જાણે ગગનમાં વીજળી ચળકે રે; ગોરી.
વશીકરણ વેણુ તમે કયાં રે ગુંથાવી, સુંદરી શણગટ વાળી રે;
આ ચોળી તમે કયાં શીવડાવી, જેને મોહી છે વ્રજની નારી રે; ગોરી.
ચંચળ દ્રષ્ટે ચોદેશ ન્યાળે, માંહી મદનનો ચાળો રે;
નરસૈંયાચો સ્વામી જોવા સરિખડો, કોઇ સુંદરીનું વદન નિહાળો રે; ગોરી.

### પદ ૩જું.

કવિ—હરિ આવ્યા છે નારીના વેશે રે, એને કોઇ જુવો રે;
શિવ બ્રહ્મા જેનું ધ્યાન ધરે છે, તેને જોઇ જોઇ દુઃખડાં ખુવો રે. એને.
બંધવ એનો તતક્ષણ ઉઠયો, આવ્યો મંદિર જાણી રે;
રતનબાઇ ઘણું વ્યાકુળ ફરે છે, તમો લ્યોને મેહેતા જળ પાણી રે. એને.
પરમેશ્વરે પુત્રી કરી જાણી, સભામધ્ય આણી રે;
અંતરધ્યાન થયા અલબેલો, વાત સહુકોએ જાણી રે. એને.

જેજેકાર થયો જગમાંહી, હરખ વાધ્યો છે હઇએ રે;
નરસૈંયાચોસ્વામી ભલે મળીયો, એનાં ચરણ કમળ ચિત્ત લઇએ રે. એને.

પદ ૪થું.

**કવિ**—આ શો ચતુરાનાં ચિત્તનો ચાળો રે, એને કોઇ ન્યાળો રે. ટેક.

બ્રહ્માએ તો નથી ઘડી ભામિની, એ તો આપે બનીને આવી રે;
ત્રણ લોકનું તેજ તારુણી, એ તો છબિ છબિલે બનાવી રે. એને.

ઘડયું ઘરેણું એને રે હાથે, હાથે ભરી છે ચોળી રે;
સાળુડે ભાત નવ નારી કુંજરની, કસુંબાના રંગમાં બોળી રે. એને.

વાસ પુર્યો એણે વૃંદાવનમાં, ગોવરધન થકી આવે રે;
એ નારીની જાત કોઇ જાણે, તેનો ફેરો ફાવે રે. એને.

કહીએછીએ પણ કહ્યું ન માને, એ તો નારી નહિં ગીરધારી રે;
બ્રહ્મા ઇન્દ્ર શેષ શારદા, એના ચરણતણા અધિકારી રે. એને.

અંતર હેત પોતાનું જાણી, એ તો આવે છે અંતરજામી રે;
વ્યભિચાર મૂકી જુવો વિચારી, એ તો નરસૈંઆચો સ્વામી રે. એને.

These four *padas* probably refer to the events narrated in the હારમાળા. When Mehta was entreating his God to give him the garland it is said that his throat became quite parched and not having any of his own people near to give him water he was in great trouble. Krishna taking the shape of a beautiful woman appeared before the assembly with a jar of water to quench the thirst of his devotee and to keep the flow of his devotions uninterrupted. After giving him water the woman disappeared.

# 10 શ્રી કૃષ્ણ જન્મ

પદ ૧લું.

શ્રી ગુરુને પ્રણામ કરીને, વર્ણવું શ્રી જદુરાય;
શ્રી કૃષ્ણની લીલા સાંભળતાં, પાતિક દૂર પલાય.

ઢાળ.

અસુર વાધ્યા ભૂમિપર, સાધુ દુઃખ પામ્યા ઘણું;
અમર લોકે સહુ ટોલે મલીને, સ્મરણ કીધું શામળીયાતણું.
સાહ્ય થાજે શ્યામળા, વ્હારે ચઢજો વૈકુંઠરાય;
કષ્ટ જાણી દેવનું, પ્રભુ અમર પાસે જાય.
અંતરીક્ષ રહીને ઉચરે, હરિ અમર પ્રત્યે બોલ્યા વાણી;
જાઓ ગોકુલમાં અવતરો, અવતાર લેઈશું નિર્વાણી.
ભાર ઉતારી ભૂમિતણો, તમોતણી પુરશું આશ;
અવતાર લેઈશું વસુદેવ ઘેર, રહીશું જશોદા પાસ.
વચન આપી દેવને, હરિ હવા અંતરધ્યાન;
અમર નરસેંગે અવતાર ધર્યો, જહાં ગોકુલ વૃંદાવન,

પદ ૨જું.

મથુરા નગરીનો કંસ રાજા, મહા મોટો રાજન રે;
ભગિની દેવકી વાસુદેવને દીજે, એવો વિચાર કીધો મન રે. મથુરા.
ગર્ગાચાર્ય ત્યાં જોષી તેડાવ્યા, લગ્ન લીધાં નિરધાર રે;
દેશ દેશના ભૂપ તેડાવ્યા, તે મથુરા મધ્યે અપાર રે. મથુરા.
ચૈત્ર શુદી દ્વાદશી સોમવાર, મંગળ વરત્યાં ચાર રે;
ભગિની દેવકીને સાસરે વળાવી, કંસ હરખે અપાર રે. મથુરા,
આકાશ વાણી અગોચર ઉપની, રાજા માનજે નિરધાર રે;
અષ્ટમો ગર્ભ ભગિની કેરો, તુજને કરશે ઠાર રે. મથુરા.

## 2. Bhālan (1434-1514, A. D.) *

Bhālan has long been regarded as a poet of minor note but in many respects he is one of the great poets of the earlier times. A contemporary of Narasinha Mehta, his fame has suffered a considerable eclipse owing to the greatness of the Devotee of Junagadh. In language he is certainly the superior of Mehta, because he was well read in Sanskrit literature and had a keen appreciation of the finer beauties of the ancient " language of the Gods." Probably this very atmosphere of learning investing his works has made him forgotten uptil quite recently.† The main reason is that some of his best works are yet only in manuscript form and are, therefore, unknown except to their possessors. ‡ His most remarkable work is the Gujarati rendering of *Kādambari*, the famous Sanskrit romance. Here he fully shows his great command over the language of the original and his rendering is by no means a slavish translation. He also wrote the famous story of Nala twice, because apparently the first one was lost. § Bhālan also wrote about the ever popular theme of Krishna's life and he also gave a Gujarati version of the दशमस्कन्ध of the *Bhāgavata*. But his devotion was more for Rāma and his later and more mature works deal with his

*See Bhalan by Ramlal Chunilal Modi (Sri Sayāji Sāhityamālā)

† Even Jhaveri in his *Milestones in Gujarati Literature* dismisses him in a few lines.

‡ Out of his fifteen works known to us by name only six have been till now published. See Modi, op. cit., pp 75ff. Modi has quoted from some of the unpublished ones and I have used them in these Selections.

§ This was rediscovered accidentally, (see Modi op. cit., p. 99.)

favourite પ્રભુ રઘુનાથ. His last work is entitled રામબાલ-ચરિત્ર and in some respects it is the finest of his works. In depicting the beauties of childhood and the mother's joy for her offspring the poet has few equals Bhālan is here at his best. In his recent excellent study of the poet Mr. Ramlal Chunilal Modi of Pātan has very well summed up the main characteristics of Bhālan in the following words :—

જો કવિનાં કાવ્યો ઉપરથી તેનાં સ્વભાવ, શીલ, ગુણ, આદિની પરીક્ષા થઇ શકે તેમ હોય તો આપણે ભાલણ સંબંધી કહી શકીએ કે, તે સ્વભાવે ધીર અને મિલનસાર પણ તપી જાય એવો, સાધારણ રીતે નિરભિમાની પણ જ્ઞાન અને કવિત્વનો કંઈક ગર્વ ખરો; ભોળો નહિ પણ ભલા સ્વભાવનો વખતે છેતરાઇ જાય; હૃદયનો ઉદાર; વાત્સલ્ય ભાવથી ભરેલો; કુંણાં હૈયાંનો; જીંદગીનો તડકોછાંયડો જોયલો એવો; પરદુઃખે દુઃખી; સારાસારનો વિવેકી; ગુણજ્ઞ છતાં મહત્વના દોષો તરફ આંખમીંચામણું ન કરે; અનુભવથી ઘડાયલો; મનુષ્ય હૃદયનો જ્ઞાતા; સ્ત્રીહૃદય ( સંવિશેષ માતૃહૃદય ) નો પૂરો પરીક્ષક; રસિક છતાં પણ નીતિનો હીમાયતી; વૈરાગ્ય તરફ અભિરુચિ નહિ, તેમ વિલાસમાં બહુ નિમગ્ન નહિ, વિદ્યાનો વ્યાસંગી; શાસ્ત્રજ્ઞ; કર્મકાંડ પ્રત્યે પ્રીતિવાળો, પણ કર્મઠ નહિ; ભાષાભિમાની અને ધર્માભિમાની; નહિ શઠ, નહિ દંભી, નહિ સ્વાર્થપરાયણ; તોછડો નહિ છતાં પણ કોઈની પરવા રાખે નહિ એવો; સાધારણ રીતે ગંભીર પ્રકૃતિનો પણ પ્રસંગવશાત્ ટીખલી ખરો; વાણીમાં સ્પષ્ટ પણ છટા નહિ, મનનો મેલો નહિ; તેમ મોઢે આવ્યું બકી નાખે એવો કમઅક્કલનો પણ નહિ; એક રંગી અને અટંકી, પણ એકલપેટો અને અતડો નહિ; વિદ્વાનોમાં માગ મુકાવે, પણ કોઇના ઉપર છાપ પડે તેવાં ભવ્ય વ્યક્તિત્વવાળો નહિ; પાછલા વયમાં સાચા દિલનો ભક્તરાજ.

These words of a sound and sympathetic critic are enough to prove that Bhālan has by no means deserved the oblivion under which he has so long suffered.

# 1. શિવ ભીલડી સંવાદ.

પ્રથમે ગણપતિ વરણવું, જેના જશ છે પ્રૌઢ;
સુરરાય સેવે સદા, દેવતા તેત્રીસ ક્રોડ.

વામાંગે ફરસી ધરી, કરે મોદીક આહાર;
લક્ષ લાભ સુત જેહના, શુદ્ધ બુદ્ધ ઘેર નાર.

શિવ સેવતા શોભિયે, ત્રિલોક વિખ્યાત,
માત ભવાની મયા કરો, શ્રીશંભુ મુજ તાત.

શિવ ઉમિયાને તજી કરી, તપ સાધ્યું જૈ વન;
આદ્ય ઈશને અનુભવી, સ્થિર રાખ્યું જૈ મન.

પાંચે ઇંદ્રિ વશ કરી, બેઠા આસન વાળી;
સંપ્રટ નેત્ર શંભુએ કર્યાં, ધ્યાનની લાગી તાળી.

પ્રબળ તપ જે ઈશનું, બ્રહ્મા વેદ વખાણે;
ઇંદ્ર વિરંચી શ્રમ કરી, કારણ કો નવ જાણે.

અગમ ઉત્તમ જે ઈશનું, ઉમયા હુતાં કૈલાસ;
ત્યાં આવ્યા નારદ ઋષિ, ઉમયા કેરી પાસ.

અર્ઘ્યપાદ્ય પૂજા કરી, ઉમયાજી લાગ્યાં પાયે;
દીન જાણી દયા કરી, આવ્યા ઋષિરાયે.

**નારદ**-ખેમ કુશલ ઋષિયે પુછીયું ઉમયા કહાં છે ઈશ;
**પાર્વતી**-ઉમયા કહે શિવ તપ ગયા, ભૂમિ ધરીયુંજી શીશ.

**નારદ**-નારદ કહે ગિરિજા સુણો, તમને ગયાજી વાહી;
જટા મધ્ય ઝીલી જાહ્નવિ, તપ શાનું રે બાઇ.

ભાવે ભજે છે જેહને, તે તો સૌ કો જાણે;
અહો દિવસ ક્રીડા કરે, તું કો દિવસ ન જાણે.

પુણ્ય પવિત્ર જલ ઝાહ્નવી, ગંગા પાતિક ટાળે;
મન માન્યું મહાદેવનું, તે તું સામું શાનું ભાળે.

અતિ મનોહર માનુની, મન મોહ ઉપજાવે;
શંભુ વન ક્રીડા કરે, તે ઘેર શાને આવે.

એક વાર કૈલાસમાં, બેઠા શ્રીત્રિપુરારી;
તવ મેં પૂછ્યું તે સમે, વ્હાલી કવણ છે નારી.

ત્યારે ત્યાં કહ્યું હતું, મુજને વહાલી ગંગ;
સ્પર્શ કરવું નહિ ગમે, પારવતી કેરે અંગ.

એ દ્રષ્ટાંત મળ્યું સહિ, મન જોતાંજી આજ;
દુભણ તું માને રખે, કહું છું તુજના કાજ.

એવું કહી નારદ ગયા, ત્યારે માંડયોજી ખેદ;
સત્ય જોવા મહાદેવનું, ભલો કીધોજી ભેદ.

ભીલડીનો વેશ લેઇ કરી, હું તો જાઉંજી વન;
ધીરજ જોવા જુગદીશની, વીમાસુંજી મન.

એવું કહીને સુંદરી, માંડયો છે શણગાર;
પ્રીત્ય વસા વનફૂલ પહેરી, ગુંજ્યા મણિના હાર,

બાંહે બાજુબંધ બેરખા. શોભિત કંકણ ગાજે;
અણવટ પાયે વીંછુડા, ભલા છંદે વાજે.

શિર ઓળિ સિંદુરે ભર્યું, ભર્યું કાજલ આંખ;
હાય અરિસા કર ધરી, સુની હાલેજી મુખ.

સોવ્રણ ઝાલ પીતલ તણી, કર મુદ્રિકા ઘાલી;
તેજ આણી ત્રણ લોકનું, ચતુરા વનમાં ચાલી.

પાયે નેપુર અતિ શોભતાં, ઘૂઘરડી બહુ ઘમકે;
શંકર પાસે આવતાં, ચાલતી અતિ ઠમકે.

નયણા તણા ચાળા માંહે, જોતી ત્યાં જુગતંબે;
ઇંદ્રપુરીની સુંદરી, મોહી સ્વર્ગે થંભે.

સુરપતિ બ્રહ્મા સાંભળે, ભાળે તેત્રીસ ક્રોડ;
ધન્ય ધન્ય અંત્રીક્ષથી, વાત કરે કર જોડ

નાટારંભ માંડયો રંગશું, ઉમિઆજી આણંદે;
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, સૌ મોહ્યાં અતિ છંદે.

મણિધર મોહ્યો મહિ સ્થળે, રહ્યો મસ્તક ડોલે;
શૂન્ય રે શબ્દ પંખી થયાં, મુખથી નવ બોલે

..

શંભુ પાસે આવીને, વળી પાછી ફરતી;
તાન માન રમા રંગશું, ત્રિપુરારિનું મન હરતી.

મોહિની રૂપે કામિની, દીઠી જેણી વાર;
મુર્છાગત શંભુ હવા, સ્થંભ્યો શ્વાસ તે ઠાર.

આસપાસ ફરી પ્રેમદા, આળખ્યો રાગ મલ્હાર;
કોમળ કર જાણ્યો કામિની, જાગ્યા શ્રીત્રિપુરાર

પાંચે બાણુ ભેદ્યાં તદા, મોહ્યા કામ્યની સારી;
શિવની સંઘાથે છળ કરી, રામા આણી વધ નારી;

**શિવ**--તારે શંભુ કહે સુણુ સુંદરી તું આવિ કવન કાજ;
સફળ કરો મુને પ્રેમદા, ભજો મુજને આજ.

દેવી કે દેવાંગના, ઇંદ્ર કે ઇંદ્રાણી;
રમા કે ઉર્વશી, કહો છો સાચી વાણી.

કોણુ સ્થાનક છે તાહરૂં, કવણુ તુજ ભરથાર;
શિવ વાણી વદી રહ્યા, પછે બોલી તે નાર.

**પાર્વતી**-ભીલ ભરથાર છે માહરો, તે તો શંભુ સમાન;
આદ્ય અંત કો જાણે નહિ, તું તે સાચું જાણ.

મહા બળિઓ તે તહાં છે, કો નહીં સમ તોલે;
તે તણી છઉં કામિની, વિચારીને બોલે

**શિવ**–શંકર મુખ બોલ્યા તદા, જોને વાત વિચારી;
મુજ આગળ બળ ભીલનું, શું વખાણે નારી

અણુગણ્યાં મસ્તક હણ્યાં, જીત્યો મેં ત્રિપુરાર;
અનેક દૈત બીજા હણ્યા, તે તો કર્યા સંહાર.

હું તો બાળીને પ્રલ્યે કરું, કહે તો સહસ્ત્ર વિદારું;
પિનાક તણે ત્રાસે પડે, કહે તો ત્રિશૂળે મારું.

ભીલ મલ ભમતા ફરે, કરે વન ફલાહાર;
રાજ્ય જોગ્ય તું કામિની, છાજે મુજ દ્વાર.

નાહં સ્વર્ગપુરિ બ્રહ્માસને, વૈકુંઠે એક કમળા;
ત્રૈલોકે નથી સુંદરી, તેવી છું તું અબળા.

રવિ શશી જે તપે તેજથી, દીસે ઝાક ઝમાળ;
ભીલ તણી સુણી સુંદરી, ઉઠી મુજને જવાળ.

**પાર્વતી**-અરે વેગળો રહેજે જોગટા, અડકિશ મા મુજને;
પતિવ્રત મુજનું ભાંગશે, સાચું કહું છું તુજને.

તું ઘરડો થૈ લાજે નહિ, મુખ બોલતો એમ;
હું છું કુલવંતી સુંદરી, તો શું બોલુંજી કેમ.

તું તો વૃદ્ધ થૈ તપ આચરે, આવીને આ વન;
પણ સ્ત્રીને દેખી તાહરૂં, સ્થિર નવ રહે મન.

તું બ્રાહ્મચારીશું બોલતાં, મુજને આવે લાજ;
તું તો ફરે વનમાં રહ્યો, મારે ઘેર છે કાજ.

એવું કહીને માનિની, કરે નેત્ર ચાળા અનેક;
તે દેખીને શિવ તણું, મન સાલે છે વિશેખ.

તુચ્છકાર કરીને નીસરી, ભીલડી તે તણી વાર;
અંગ અતિશે મોડતી, ચાલી તે નિરધાર.

પાછળથી જઇ શંભુએ, કર સાહી રાખી નારી;
**શિવ**-ઉભી રહે રે કામ્યની, ક્યાં જાય છે આ વારી.

હું ઇશ તું ઇશ્વરી, મળી સરખી જોડ;
ધન આણી કુબેરનું, પોંચાડું તુજનાં કોડ.

તે માટે સુણ સુંદરી, આપણ જૈયે કૈલાસ;
સેવા કરશે તાહરી, મારે છે બે દાસ.

ભીલનું સુખ શું ભોગવે, જોને મન વિચારી;
સેવક થૈ સેવા કરું, હું આગનાકારી.

સિદ્ધિ સંપત્તિ છે ઘણી, તે તો તારી જાણ;
હું વશ વરતીશ તાહરે, માન મન નિરવાણ.

એક મુક્તામણિ હાર છે, તે તુજને આપું;
ઉમિયાથી અદકી કરૂં, વેગે લૈને થાપું.

પલંગ સુખ છે અતિનવા, ત્યાં બેસી રહેજે;
કામ કાજ જે ઉપજે, આવી મુજને કહેજો.

અહો દિવસ ક્રીડા કરો, મન ગમે તે રંગે;
તેથી સુખ પામીશ ત્યાં, ભીલડાં કેરે સંગે.

આ વનમાં વ્યાઘ્રસંગ છે, વાસ રૂડો નહિ વાસી;
મેરુ તણે મસ્તકે રહીએ, જવું સ્થાનક કાશી.

**પાર્વતી**-ત્યારે ભીલડી વાણી ઓચરી, સાંભળ વ્યભિચારી;
ત્યાં આવીને શું કરું, તાહરે છે એ નારી.

લાભ શો ઘેર સોક બે, વળી આવી કરણી;
શ્વેત થયો નખશિખ લગી, હજુ દિસે છે તરણી.

ગિરિસુતા ગિરિજા સતી, તે તો ધરી અરધાંગ;
વૃંદા વલ્લભ કૃષ્ણને, તેમ તૂજને ગંગ.

**શિવ**-તું કહે તો તેને તજું ક્ષણુંએ ન વિલંબ લાવું;
દેવ સહુ દેખતા, અધરા સમ ખાઉં.

**પાર્વતી**-હું કેમ કહું તેને તજો, જિહ્‌વા શતખંડ થાય;
અબળાને ઉવેખતાં, ભૂમિ રસાતલ જાય.

પરણીને જે પરહરે, તેનુ મોટું પાપ;
નીરગમ નરકે પડે, વિચારોને આપ.

**શિવ**-શંકર કહે રે કામ્યની, સાંભળને કહું મર્મ;
આ જુગમાંહે એવા ઘણા, ક્યાં ગયાં છે કર્મ.

આગે રામે જાનકી, મેલ્યાં વન વિસારી;
શ્રાપીને શલ્યા કરી, ગૌતમને ઘેર નારી.

નૈષધ કેરો ભૂપતિ, તજી દમયંતી વન;
પાપે ન હોય તેહને, જો જો વિમાસી મન.

શિવે તો નારી તજી, હિત માત ને તાત;
તુજ કેરે કારણે, બેને તજું હું સાક્ષાત.

**પાર્વતી**-ઉમયા ગંગને પરહરિ, રહેશો અમ પાસ;
માન અપમાન પામશો, તો થાશે ઉપહાસ.

**શિવ**-કામ બાગી પ્રલયે કરૂં, જુવો વિચારી નારી;
શંકર ખોળા પાથરે, નારી કરે નકારી.

.છે પ્રગટ પાર્વતી થયાં, જાગ્યા છે ત્રિપુરારી;
વસ્ત્ર લઈ આડું ધર્યું. રહ્યાં તે ઘુંઘટ વાળી

ઉમયા હરયાં મહાદેવશું, દેઇ કરમાં તાળી;
શિવ સનમુખ જોઈ રહ્યાં, નયણાં નીચાં ઢાળી.

તપ જાણ્યું ત્રિભુવન ધણી, ચાલોને ઘેર જૈયે;
કામરૂપ જે કામ્યની, કહે તે બોલ સહિએ.

સુર સાહેર પારાશર ઋષિ, શશી સરખો જાણ;
એ વિષયી એવા ઘણા, માર્યા છે મોહબાણ.

દીન વચન ઉમિયાજી કહે, હું તો માગુંજી માન;
ગૃહસ્થ તણાં સુખ ભોગવો, શું જાવુંજી રાન.

તે માટે ઉઠો જૈયે, ચાલો શ્રીકૈલાસ;
ખાન પાન નાના ભોગવો, કરો લીલા વિલાસ.

શંકર એવું સાંભળી, ઉઠીઆ તતખેવ;
પુષ્પવૃષ્ટિ સુરપતિ કરે, અંત્રીક્ષથી દેવ.

ગિરિ કૈલાસે આવિયાં, ઉમિયાજી ને ઈશ;
ગિરિજા કહે છે સ્વામી મહારા, રખે ધરતા રીશ.

શિવ ને શક્તિ એક છે, જુવો મન વિચાર;
એવું સાંભળી શિવ હસ્યા, વરત્યો જેજેકાર.

હર સંવાદ પૂરો થયો, જે શીખે ને ગાય;
સુખ પામે સંસારમાં, અંત્યે વૈકુંઠ જાય.

એકે મને સાંભળે, તેની પ્હોંચે આશ;
ભાલણને પ્રભુ રાખજો, નિત્યે ચરણની પાસ.

## 2. *From* ચંડી આખ્યાન.

[This is based on the सप्तशती in the *Mārkandeya Purana.*]

### (1.) Introductory Salutation.

શૈલસુતા સુત પ્રણમું રે, સિદ્ધિ બુદ્ધિનો ભંડાર;
સિંદુરે ચર્ચિત સદા રે, સોહે સેવંત્રાનો હાર.
હાર સોહે સેવંત્રાનો, ઘંટા ફરસી પાણ;
મોદક પ્રિય ને મૂષક વાહન, દેવ પ્રતિહાર પ્રમાણ.
સર્વ વદિત કાર્ય સિદ્ધ કરે, દુઃખ હરે હરસુત સદા;
સુંઢા દંડ વિશાળ મંડિત, સેવક મન પૂરો મુદા.
બ્રહ્મસુતાને કરૂં વિનતિ, સરસ્વતિ માતા મન ધરો;
અજ્ઞાન અંધકાર હરી, શુભ જ્ઞાન ભાનુ ઉદે કરો.
અલ્પમતિ હું કાંઇ નવ જાણું, આણું અહંબુદ્ધિ કવિ તણી;
દયાનિધિ સિદ્ધિ આપીએ, વાગ્વાણી તું ધણી.
ગુણ ગાવા ઇચ્છું ભગવતીના, જેને જાણે નહિ કો રેષ;
મોટા મુનિજન જેહનો, પાર નહિ પામે લેશ.
મંમાયા છે આદ્યશક્તિ, દેવ સઉ તેના દાસો;
મંમાયાનો મહિમા ગાવું, વિષ્ણુ પૂજે આશો.
બ્રહ્મા રુદ્ર આશ રાખીને, રહે સમીપ તેને;
મંમાયા સંતુષ્ટ થાય ત્યાં, કાર્ય સરે છે સેને.
તેનો મહિમા શો કહું, મુજ મતિ મનમાંહે ભમે;
કાલું ઘેલું બાળક બોલે, તે વચન માતાને ગમે.
અખિલ આઈ તમારો, તે પાર કોઈ પામે નહીં;
આપ આપથી બુદ્ધિમાન, મોટા કવિ સ્તવે સહી.

તોએ હુંય મારી બુદ્ધિમાને, ગાઉં ગુણ આઈ તણા;
જે માર્કંડેય પુરાણમાંહે, સુમેધસ વદ્યા ઘણા.

લઘુ દીર્ઘ તાલ પ્રબંધ માત્રા, શબ્દ છંદ બહુ મર્મ;
ભાષા ભેદ જાણું નહિ જે, નાના પેર કવિ ધર્મ.

ભોળે ભાવે ભક્તિ આણી, આઈના ગુણ મધે રમું;
નિર્વિઘ્ન પણે એ ગ્રંથ રચવા, શૈલસુતા સુત પરણમું.

## (2) Invocation to the Mother.

આઈ વિશ્વેશ્વરી તું જગની ધાત્રી, કરાં સૃષ્ટિ સંહાર રે;
નિદ્રા વિષ્ણુની તુને સ્તવું છું, જેનું અતુલ તેજ અપાર.
આઈ સાર કરી લીજે.

તું સ્વાહા સ્વધા ને વષટ્કાર, તું સ્વર અક્ષર પ્રમાણ રે;
તું સુધાને નિત્ય ત્રિધા, સ્વરાત્મિકા કહીએ વાણ. આઈ.

અર્ધમાત્ર સ્થિતિ સંધ્યા તું, સાવિત્રી સુરમાત રે;
ત્વં પરા ત્વં જગદ્ધરા, ત્વં સર્વ પાળાં વિખ્યાત. આઈ.

અંત સદાએ સાહ તું સૃષ્ટિ, વિસૃષ્ટિ તું અપાર રે;
તું મહાવિદ્યા મંમાયા તું, મહામેધા સ્મૃતિ વ્યાપાર. આઈ.

મહામોહા ભગવતી તું, મહેશ્વરી સંસાર રે;
શ્રેય શક્તિ પ્રકૃતિ રૂપ તું, ગુણ ત્રય વિસ્તાર. આઈ.

કાળ રાત્રિ તું મહારાત્રિ તું, મોહ દારૂણ રાત્રિ રે;
જળ સ્થળ અંતરે સ્થાવર જંગમ, તું વસાં છાં ગાત્રી. આઈ.

તું શ્રી તુંહીં બુદ્ધિ બોધી લક્ષણા, તું ઇશ્વરી લજ્જા તુષ્ટિ રે;
તું શાન્તિ ક્ષાન્તિ ને કાન્તિ રૂપે, તું સદાએ પુષ્ટિ. આઈ.

ખડ્ગ શૂલ ગદા ચક્ર ધરે, શંખ ચાપ ને બાણ રે;
ભુશુંડી પરિઘ્ર નામ આયુધ, સૌમ્યાસૌમ્ય પ્રમાણ. આઈ.

પરાપર થકી અપરંપર, સકળ વસ્તુની શક્તિ રે;
કોઈ પેરે સ્તવિ શકું આઈ, ન જાણું ભક્તિ. આઈ.

જગત સૃજતાને નિદ્રા પમાડયા, તો તારો મહિમા કો જાણે રે;
હું હરિ શિવને દેહ ધરાવ્યા, પછે સ્તુતિ કરી કોણ વખાણે. આઈ.

અસુર બેહુને મોહ પમાડો, જગાડો જગદાધાર રે;
એ પાપી મુને પીડે છે, તેનો કરો સંહાર. આઈ વહારે વધોરે.

## ( 3 ) Single combat between the Goddess and the Demons.

સૈન્ય માર્યું નિરખિયું, ચિક્ષુર સેનાપતિ જેહ;
તે કોપે ચાલ્યો યુદ્ધ કરવા, અંબિકા સંગ તેહ.
ધરી કોપ શર વૃષ્ટિ કરે, જાણે ગિરિધનની ધાર;
દેવીએ તેનાં બાણુ છેદ્યાં, માર્યો સારથી તોખાર.
ધનુષ્ય ભાંજ્યું ધ્વજા છેદી, ભેદિયું શરીર;
ખડ્ગ ખેડુ ધરી ચાલ્યો, વાળો તે વઢવા વીર.
સિંહને મસ્તકે ખડ્ગ માર્યું, દેવીને શર પ્રહાર;
પછે ક્રોધે અરુણ લોચન થઇને, શૂળ લીધું સાર.
દેવી ઉપર મેલિયું, બીજું સામું મેલ્યું માત;
તે શૂળ ભાંજ્યું અસુર મારી, કર્યો પૃથ્વી પાત.
સેનાપતિ હણ્યો સુણ્યો, ચામર નામે દુષ્ટ;
ગજ ચઢીને આવિયો, મૂકે સાંગ પાપિષ્ટ.
હુંકારે તેજહીન કીધો, પડ્યો પૃથ્વી તૂલ;
ક્રોધ ભરી તે દેવી ઉપર, અસુર મેલે શૂળ.
તેહ ચંડીએ છેદિયું, સિંહ ઉતપત્યો તત્કાળ;
ગજ ઉપર ચઢી બેઠો, બાહુ યુદ્ધ કરે ભૂપાળ.
ગજ ઉપરથી ભૂમિ ગરિયો, યુદ્ધ કરે સિંહ સંગ;
કેસરી અંતરિક્ષ ઉતપત્યો, ગ્રહીને તેનું અંગ.
અસુરનું મસ્તક છેદ્યું; ઉદગ્ર જે બળવંત;
શિળાં વૃક્ષ પ્રહારે તેનો, ચંડીએ આણ્યો અંત.
દંત મુષ્ટિ તલે કરીને, મારિયો ત્યાંહ કરાળ;
ઉદ્ધત ગદાએ ચૂર્ણ કીધો, આણ્યો તેનો કાળ.
બાષ્કલ ને ભિંદિપાલે, માર્યા તામ્ર અંધક બાણ;
ઉગ્રાસ્ય ઉગ્રવીર્ય મહાહનુ, હણ્યા તેના પ્રાણ.

ત્રિનેત્ર ત્રિશૂળે ભેદિયા, આણી અંતર રીસ;
લઇ ખડ્ગ બિડાલનું, તન થકું છેદ્યું શીશ.
દુર્ધર દુર્મુખ બાણે માર્યા, સૈન્યનો સુણી નાશ;
મહિષ રૂપે આવિયો, પાડતો ગણને ત્રાસ.
કોને મુખે કોને ક્ષુર પ્રહારે, લાંગુલ ઝપટે જાણ;
વેગ નાદે ભ્રમણ શ્વાસે, પાડે અતિ ભંગાણ.
પાડી સેના ગણતણી, ચાલ્યો સિંહનો કરવા ઘાત;
આવતો જોઈ કરીને, કોપ કીધો માત,
અસુર કોપે શૃંગ ચઢી, પર્વત તોળે પ્રૌઢ;
ઉછાળી નાખે અને, નાદ કરે અતિ ઘોર.
વેગે ભ્રમણે તેહને, વિશીર્ણ પૃથ્વી હોય;
પૂછ હણ્યાથી સમુદ્ર સર્વે, ડૂબાવા લાગ્યા સોય.
શૃંગે હણ્યા ઘનખંડ થયા, મુખ થકો ચાલ્યો શ્વાસ;
અતિ શીર્ણ થયા પર્વત તે, ધડહડી પડે આકાશ.
એણી પેર ત્યાં આવતો તે, દેખીને મંમાય;
ક્રોધ કરી ચંડીએ કીધો, તેના વધતણો ઉપાય.
ભગવતીએ પાશ મેલી, બાંધીઓ તે ભૂપ;
મહિષ દેહ છાંડી કરી, થયો સિંહ સ્વરૂપ.
જેટલે ચંડી શીશ છેદે, થયો પુરુષાકાર;
ખડ્ગ પાણે ધરી રહ્યો, આઈ બાણુના કરે પ્રહાર.
ક્ષણ એકમાં નરદેહ તજીને, થયો ગજ વિકરાળ;
સુંઢે ગ્રહીને સિંહ તાણ્યો, ગાજીઓ તતકાળ.
ખડ્ગ પ્રહારે સુંઢ છેદી, દેવીએ તેણી વાર;
દુષ્ટ મહિષ રૂપે થયો, ત્યારે ધ્રુજીઓ સંસાર;
એટલે માતા કોપિયાં, કરવા વારુણી પાન;
વારે વારે હાસ્ય કીધું, રક્ત લોચન માન.
અસુર શૃંગે ચંડી પર, પર્વત ચઢાવી ઉછાળે;
મદ વીર્ય ઉદ્ધત નાદ કીધો, નાખીને તતકાળે.

તે આદ્યશક્તિએ ચૂર્ણ કીધા, બોલિયાં ત્યાં વાણ;
ત્યાં લગી તું ગાજ પાપી, ક્ષણ માત્ર અજાણ.
જ્યાં લગે હું મદ્ય પીઉં, પછે તુને મારીશ એવ;
તુને માર્યા પછી હવણાં, ગાજશે સહુ દેવ.
વારુણીને હાથ ધરી, પીએ માતા ત્યાંય;
રણ રોળવા જોધને, માતા ચઢે રણમાંય.
પાન કરીને ઉત્પતિયાં, પગે આક્રમ્યો દેહ;
શૂળે કરીને મારીઓ રે, કંઠ માંહે તેહ.
આક્રમતાં તેનાં મુખ થકી, નિસર્યો બળવંત યોદ્ધ;
ખડ્ગ ચર્મ ધરી રહ્યો, કરવા તે કારણ રોધ.
દેવી સંઘાતે જુદ્ધ મંડાણું, ખડ્ગ લઇને ગાત;
શીશ છેદ્યું તેહનું, વેગે કીધો ઘાત.
એણીપેર ત્યાં મહિષાસુર, સહિત સહુ પરિવાર;
ભવાનીએ નિંપાત્યો, આનંદ હુઓ અપાર.
દૈત્ય સૈન્ય હાહાકાર કરતું, ચોદિશ ભાગ્યું જાય;
અમર આનંદ પામિયા ને, શબ્દ જય જય થાય.
મહર્ષિ દેવ સ્તવે ઘણું ને, ગંધર્વ કરે ત્યાં ગાન;
અપ્સરા નાચે પુષ્પવૃષ્ટિ હોય, પુણ્ય વા વાય તે સ્થાન.
દિવાકર ઉજ્વળ થયો, પાવક તેજ પ્રકાશ;
દિશા દશ નિર્મલી થઇ, સુર મુનિ અતિ ઉલ્લાસ.

## (4.) The Gods Praise Devi.

અમર સહુકો સ્તુતિ કરે રે, એકવીશ નામ ત્યાં ઉચ્ચરે રે;
વિસ્તરે છે, **नमस्तस्यै, नमस्तस्यै,** રે.
વિસ્તરે છે **नमस्तस्यै,** શ્લોકે શ્લોકે વચન;
એણીપેર ત્યાં સ્તુતિ કરે છે, દેવતા આનંદ મન.
જે દેવી સર્વભૂતે વસી, વિષ્ણુ માયા કહેવાય;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો મંમાય.

જે દેવી સર્વભૂતે વસી, ચેતનારૂપ બોલાય;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો મંમાય.

જે દેવી સર્વભૂતે વસી, બુદ્ધિ રૂપે વાસ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

જે દેવી સર્વભૂતે વસી, નિદ્રા રૂપે શ્વાસ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

જે દેવી સર્વભૂતે વસી, ક્ષુધા રૂપે નાશ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ

જે દેવી સર્વભૂતે વસી, છાયા રૂપે પાસ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

જે દેવી સર્વભૂતે વસી, શક્તિ રૂપે અવિનાશ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

જે દેવી સર્વભૂતે વસી, તૃષ્ણા રૂપે હાસ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

જે દેવી સર્વભૂતે વસી, ક્ષાંતિ રૂપે અવિનાશ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

જે દેવી સર્વભૂતે વસી, જાતિ રૂપે તાસ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

જે દેવી સર્વભૂતે વસી, લજ્જા રૂપે વિલાસ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

જે દેવી સર્વભૂતે વસી, શાંતિ રૂપે વિકાશ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

જે દેવી સર્વભૂતે વસી, શ્રદ્ધા રૂપે નિવાસ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

જે દેવી સર્વભૂતે વસી, કાંતિ રૂપે ઉજાસ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

જે દેવી સર્વભૂતે વસી, લક્ષ્મી રૂપે સુખરાશ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

જે દેવી સર્વભૂતે વસી, વૃત્તિ રૂપે કર પ્રાસ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

જે દેવી સર્વભૂતે વસી, સ્મૃતિ રૂપે પ્રતિભાસ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

જે દેવી સર્વભૂતે વસી, દયા રૂપે નહિ નાશ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

જે દેવી સર્વભૂતે વસી, તુષ્ટિ રૂપે સંકાશ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

જે દેવી સર્વભૂતે વસી, માતૃ રૂપે સંવાસ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

જે દેવી સર્વભૂતે વસી, ભ્રાંતિ રૂપે મનહાસ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

જે દેવી સર્વભૂતે વસી, વ્યાપ્ત રૂપે અનુપ્રાસ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

જે દેવી સર્વભૂતે વસી, વ્યાપક રૂપે વિશ્વાસ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

જે દેવી સર્વભૂતે વસી, વ્યક્તિ રૂપે ઘટશ્વાસ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

જે દેવી સર્વભૂતે વસી, ધર્મ રૂપે ઉલ્લાસ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

જે દેવી સર્વભૂતે વસી, કર્મ રૂપે ત્રાસ;
તે દેવીને નમો નમો, આઈ નમો નમો પ્રકાશ.

ઇંદ્રિય સકળ તણી અધિષ્ઠાત્રિ, સર્વભૂતમાં ઠામ;
ચિત્તરૂપે રહી ત્યાં વ્યાપી, તેને કરું પ્રણામ.

## (5) The Slaying of Sumbha and the Song of Victory.

નિશુંભ હણિયો જ્યારે દીઠો, શુંભને ચઢિયો ક્રોધ જી;
રહે ઉભી હમણાં મારું કહેતો આવ્યો, યુદ્ધ કરવાને યોદ્ધ જી.

યુદ્ધ અતિ ઘોર ત્યાં થાયે, દેવી અને રાજાનજી;
અભ્ર મધ્યે અમર ચઢી જુએ, વિવિધ બેશી વિમાનજી.

દેવી કહે છે રહેજે ઉભો, હવણાં આણું અંત;
પ્રાક્રમ સઘળું જણાશે, કહાવે મહા બળવંત. જોજે પ્રાક્રમ મારૂં.

શસ્ત્રાસ્ત્ર મૂકે માંહોમાંહે, વરતે હાહાકાર;
જગદંબા આયુદ્ધ સર્વ છેદે, વેગે કરી હુંકાર; શુંભને ત્યાં પછાડે.

તેનું ધનુષ્ય છેદ્યું ચંડીએ, શક્તિ ગ્રહીને ધાય;
ચક્રે કરી સાંગજ છેદી, ખડ્ગ ગ્રહી પળાય, જોજે પાક્રમ મારૂં.

છેદ્યું ખડ્ગ અશ્વને માર્યા, સારથી વીણ હવો રથ;
પાળો મુદ્ગર ગ્રહીને આવ્યો, યુદ્ધ કરવા સમર્થ, શુંભને ત્યાં પછાડે.

મૂક્યું એટલે મુદ્ગર છેદ્યું, તત્ર મુષ્ટિ ઉગામી આવ્યો;
દેવી હૃદેમાં મારે જેટલે, કરતલે મારી ચલાવ્યો. જોજે પ્રાક્રમ મારૂં,

તળ પ્રહારે ફેંક્યો મહી પડયો, ઉડયો તે તત્કાળ;
ચંડીને ગ્રહી ઉત્પતિયો, નભ ગયો ભૂપાળ; શુંભે કીધી ગર્જના.

નિરાધાર ત્યાં યુદ્ધ કરે છે, પરસ્પર મહાઘોર;
પ્રહાર માંહોમાંહે મૂકે, ક્રોધ કરી કઠોર; ચંડીએ પ્રાક્રમ કીધું.

દેવીએ ઉપાડી ભમાવ્યો, નાખ્યો મહી મોઝાર;
ઉઠી મુષ્ટિ ઉગામી ધાયો, કરતો મારો માર; શુંભે કીધી ગર્જના.

આવતો જોઇ અંબાએ, હૃદે શૂળવડે ત્રાડયો;
પ્રાણ રહિત કીધો દાનવ, પૃથ્વી ઉપર પછાડયો, ચંડીએ પ્રાક્રમ કીધું.

પડતાં દ્વીપ સહિત ચળી પૃથ્વી, ધ્રુજ્યા પર્વત પ્રૌઢ;
પછે સ્વસ્થ થઇ સૌ કો હરખ્યા, માર્યો જાણી મૂઢ. ચંડીએ પ્રાક્રમ કીધું.

ઉલ્કાપાત મેઘ શાંતિ પામ્યો, નદી વહે મારગ નીર;
દેવ સહુ અતિ આનંદ પામ્યા, મર્ણ પામ્યો વીર. ચંડીએ પ્રાક્રમ કીધું.

પટહ વજાડે ગંધર્વ ગાયે, નાચે અપ્સરા નાર;
વહે પવન નિર્મળ શાંત પાવક, તપે ઉજ્વળ સૂર્ય અપાર. ચંડીએ પ્રાક્રમ કીધું.

પુષ્પવૃષ્ટિ કરે સુર અંતર, વાજે બહુ વિશાળ;
મુદિત થઇ સહુ એણીપેર બોલે, જય જય જયવાણ. ચંડીએ પ્રાક્રમ કીધું.

દેવીએ અસુર સર્વ માર્યા, હરખ્યાં ઇંદ્રાદિક દેવ;
કાત્યાનીની સ્તુતિ આરંભી, મુદિત વચન તત્ખેવ.
દેવી પ્રસન્ન થઇ હશે આરતી, તું ઇશ્વિરી વિશ્વાધાર;
પૃથ્વી ઉદક સ્વરૂપ તે તારૂં, બીજા રૂપ ધરો સંસાર. જય જય મહાદેવી.
વિદ્યા ક્રિયા સર્વે તું દેવી, તેં પૂર્યાં છે બ્રહ્માંડ;
કેણુ સ્તુતિ કરી શકે તારી, તું ઇશ્વિરી વસે નવ ખંડ. જય.
નારાયણી નમો સ્તુતિ તમને, શ્લોકે શ્લોકે ઇમ કહી વચન;
ઇંદ્ર વન્હિ વાયુ મળીને, કરે ભગવતીનુ સ્તવન. જય.

બુદ્ધિરૂપે સહુને હ્રદે વસ્યાં, સ્વર્ગ મુક્તિ આપો ભગવતી;
કલા કાષ્ટાદિક રૂપે તે તું, સર્વ સુખ પૂર્યાં તેં સતી. જય જય નારાયણી.
સર્વ મંગળમાં મંગળ રૂપ તું, સર્વ અર્થ સાધે શર્ણું;
સૃષ્ટિ સ્થિતિ વિનાશ શક્તિ તું, ગુણાશ્રય ગુણમય આવર્ણું જય.
શરણાંગત દીનને રાખો, આરતિ સહુની કરો તત્કાળ;
હંસે ચઢી બ્રહ્માણી રૂપ તું, કરમાં કુસુમની માળ. જય.
માહેશ્વરી વૃષભે ચઢી તું, ચંદ્ર ત્રિશળ ધરો વ્યાળ;
કૌમારી કર શક્તિ ધરોને, મયૂર કુર્કુટ વૃત્ત વિશાળ. જય.
વૈષ્ણવી શંખ ચક્ર ગદા ને, સારંગ ધનુષ્ય ધારો પાણ;
વારાહિ ધરો દંષ્ટ્રા વસુધા, નારસિંહી નખ મોટા જાણ. જય.
ઐંદ્રિ કરમાં વજ્ર ધરો ને, સહસ્ત્ર નયનાં નાર;
વદન કરાળ દંત અતિ પ્રૌઢા, ચામુંડા ઉર શીરહાર. જય.
શિવદૂતિ મહા ઘોર શબ્દને, લક્ષ્મી લજ્જા વિદ્યા પુષ્ટિ;
ધ્રુવા સ્વધા ને મહારાત્રી તું, મંમાયા આદિ શક્તિ. જય.
સર્વાર્થ પાણિ પાદાંત તું, અક્ષિ મસ્તક શ્રવણ ને ધ્રાણ;
સર્વશક્તિ અમને ભયથકી રાખો, દુર્ગાદેવી તને પ્રણામ. જય.
લોચન સૌમ્ય ત્રણ તે તારાં, જ્વાળ કરાળ અસુર કર્યાં નાશ;
ત્રિશૂળે રાખો આઈ અમને, ભદ્રકાલી નમો પ્રકાશ. જય.
ઘંટાશબ્દે અસુર જે મોહ્યા, તેણે અમારી રક્ષા કરો;
ખડ્ગાદિક આયુદ્ધ રાખો, નમિયે શુંભ દૃષ્ટિ ધરો. જય.

પ્રસન્ન થઇ સવ રોગને ટાળો, પૂરો મન મનોરથ કામ;
તુને જે આશ્રય હોયે, તેને આપે ઉત્તમ ઠામ. જય.

નિકંદન વેરીનું કીધું, ધર્મદ્રેશી હણિયા સહી;
મહાવિદ્યા મંમાયા તું, સર્વ વિશ્વ ભમાડો રહી. જય.

આદ્યશક્તિ, ત્રિભુવનતારક, મંમાયા માક બળવંત;
પાર તારો પામે નહિં, દેવ અસુર અને મુનિજંન. જય.

દાવાનળ વૈરીદળ અહિબળ, તેણે ઠામ કરે તે સાર;
વિશ્વવિદ્યા ભગવતી તું માતા, નામ માત્ર ટાળે સંસાર. જય.

તું સરજ્યાં ધર્યાંને પાળે, સચરાચર તું વિશ્રામ;
શર્ણે આવ્યાને તું ઉગારે, નમ્ર થઇ કીજે છિયે પ્રણામ. જય.

## 3 *From* કૃષ્ણ વિષ્ટિ.

The following few lines full of bitter and fiery words of Draupadi while she complains to Krishna about the helplessness of her five consorts. One can almost see the five Pāndavas standing abashed before the outraged queen. It is from the unpublished poem **કૃષ્ણ વિષ્ટિ**

હરજી, સાંભળો રે દ્રૌપદી બોલે વાણ—
હસ્તિનાપુર તહમો જાઓ છો, વાહાલા વિષ્ટિ કરવા રે;
પિયુડા માહારા કાયર થઇને, બીડે છે ઉગરવા રે. હરજી.

દેશ આપશે, ધન આપશે, પાંચે સુખીઆ થાશે રે;
પણ હૈયે હોળી લાગી છે મારે, તે કહો કેમ હોલવાશે રે. હરજી.

દુઃશાસને ચીર તાણીઆં, ને કર્ણ કઠણ બહુ ભાખે રે;
એ બળતું તે ક્યમ હોલાશે, સઘળા માર્યા પાખે રે. હરજી.

માહારા સમ જો મેળ કરો તહમો, માગું છું દેવ મોરારી રે;
એ કામ જો કરવું હોય તો, મુજને જાજો મારી રે. હરજી.

ક્ષત્રી કોએ કાયર નો હોએ, તે માટે હું માગું રે;
યુધિષ્ઠિર બ્રાહ્મણ થયા એ તો, થડ થયું વાંકું રે. હરજી.

બાપ ભાઇ માહારા બલીઆ છે, તે આગળ થઇને વઢશે રે;
એમ કરતાં જીતશે તો, જશ તહમને ચઢશે રે. હરજી.

જેણે પહેરી કાંચળી, ધનુષ બાણ તે મેહેલી રે;
તેહેની આશા શી કરો, વાત કહું છું રેલી રે. હરજી.

મેળ કરીને તમે આવશો, તો છાંડીશ પ્રાણ રે;
દુર્યોધન જીવે જીવું તો, તહમારા ચર્ણની આણ રે. હરજી.

સભામાં સહુ દેખતાં હું, ગાઢે સાદે રોઇ રે;
વીર કહાવીને પાંચે બેઠા, તેહવારે સામું જોઇ રે. હરજી.

માત તેની વાંઝણી જે, વીરવ્રત ન પાળે રે.
પરણી હોયે નાર તેહનું, દુઃખડું તો નવ ટાળે રે. હરજી.

કેશવજી, હું શું કરૂં પ્રીત પાંચશું માંડી રે;
ઓડૂં જોતાં માહારૂં, સુખે સુએ છે રાંડી રે. હરજી.

વિષ્ટિ કરવા મોકલે છે, શામસુંદર તહમને રે;
એવા જો નિર્બળ હુતા તો, શાંહાંને પરણ્યા મુજને રે. હરજી.

રાજ્યનું કશું છે નહિ, અહમારે કાંઇ કામ રે;
ત્યમ કરજો જ્યમ રાવણનું, કર્યું ભાલણ પ્રભુ શ્રીરામે રે. હરજી.

## 4. *From* મૃગી આખ્યાન.

This charming little poem is based on a story from the Sivapurāna about how a Bhil savage got the reward of the Sivarātri vow, which he kept unwittingly while out hunting on that particular night.

(1.) The true wife.

નારી વિના મિથ્ય અવતાર; સ્ત્રી પાખિ સુનો સંસાર;
નારી વિના સૂનું શ્મશાન; નારી વિના મંદિર ઉદ્યાન;
દોહિલિ દિ આધાર કલત્ર; સ્ત્રી સમો કો નહિ મિત્ર;
વ્યાધિ તણિ વૈદ્ય સુંદરી, અનાથનિ સાથી તે ખરી;
ગૃહકાર્ય નારી પ્રધાન; ધર્મ તણું તાં મૂલ નિદાન;
નારી વિના નર જીવે જેહ, દૈવિ શન્યો તેહનો દેહ;
સ્ત્રી નહિ ત્યાં નહિ અધિકાર; દીઠી મીટિં આવે મહાર.

(2.) The true husband.

કંથ વિના જે કામની, જીવે એકે દીન;
ધિક જીવ્યું તેહનું, બળ્યું તેહનું તન.
અન્ન આપે બાપ ભાઇ, પુત્ર ને પરિવાર;
ભર્તાર કો આપે નહિ, જે અમૃતનો દાતાર.
નારીને બહુ પુત્ર હોએ, ધન ને શૃંગાર;
કંથ પાખે સર્વ સૂનું, વૃથા પણ ઘરબાર.
વસ્ત્ર ભૂષણ રત્ન શય્યા, ગંધ ને પુષ્પહાર;
કામનીને કંથ વિના, નિષ્ફળ સર્વ સાર.
ધન્ય તે તો ભામ્યની, ભરથાર પહેલી મરે;
સિદ્ધ હોય અતિ ધણી, પણ પિયુ વિના શું કરે ?
સુંદર તાં શતપુત્ર, તોહે દુઃખ ન જાય;
દુર્બલ તાં પતિ ભલો, શોભા જેણે થાય.
કૃપણ રોગી અધમ વ્યસની, વૃદ્ધ ક્રોધ સ્વભાવ;
પ્રિયુ સ્ત્રીને સેવતાં, સંસાર સાગર નાવ.

# 5 *From* નલાખ્યાન (પ્રથમનું)

This was the first (and as yet unpublished) version of the famous story. The poet had to re-write it in a hurry and the second version was very much inferior to the first and more carefully written poem

(1.) The Glory and the Fame of Nala.

ચંદ્ર સૂરજ પાખલે કુંડાલુ થાએ છે વરસાતે,
તાંહાં કલ્પનામહા કવિને મને એહેવી આવી વાતે.
નળના તેજ રૂપીઓ સૂરજ, જશ રૂપે શશી દેખી,
બ્રહ્મા સાચું જૂઠું જોઇ, અંતર ગતિ ઉવેખી.
જમ નામું જૂઠું જાણીને વણીક લઇને વાળે;
ત્યમ વિધાતા જૂઠા જાણી રવિ શશાને કુંડાળે.

This is an exceedingly clever and original simile. In the old-fashioned account books the items entered on the wrong side of the ledger are marked by a circle drawn round them. So also having created the Sun and the Moon to be the luminaries of the world and afterwards discovering that the real luminaries were the Glory and the Fame of King Nala, the Creator to point out his mistake surrounded these two—the Sun and the Moon—with the watery halo.

(2.) Damayanti after hearing ths swan's praises of Nala.

હંસ વાણી હ્રદે આણી, પ્રાણ પરવશ થયો ઘણું;
ભૂખ ભાગી પ્રીત લાગી, જાગી તો મન દામણું.
દુઃખ ધરવું સહી અ મરવું, કરવું કાંઈ સુઝે નહિ;
ઇંદુ ખાળે દેહ ગાળે, ટાળે તે સુકે નહિ.

રાહુ દ્વિજપતિ ગ્રસવા માટે, કોડેથી કાળો ટળે;
મુખચંદ્ર ગ્રહેવા માહારૂં, ઊતાવળો આવી મળે.

રાહુનું શિર હરિ છેદ્યું, પુરાણિક કથા કહે;
વિરહિણીનું છેદિયું તે, મર્મમાંહે નવ લહે.

જઠર રહેત રાહુને તો, ઇન્દુ બળતો પાપીઓ;
વિરહિણીને પીડવાને વિધાતાએ આપીઓ.

અગસ્તે જે વારાં ઉદધિ પીધો, શશી શે નવ જડયો?
મંદરાચલ પડયો તે વારાં, પૂરણ કાં ભઇ નવ કર્યો?

પૂછ સખી જઈ ઇંદુને એ વિદ્યા તેં કયાંથી ભણી?
ઉદધિ મહા વડવાનલથી કે શિવગલાના વિષ તણી?

હાર ગ્રહીને કહે કામની, ગુણવંત છે તુને નવ ઘટે;
પરનારના એ પયોધરશું, દંશ કરે છે શા માટે?

ઇન્દુ આવી ઝંઘાને, અડે છે નિર્લજ થઈ,
કલંકી શું કરે નહિ? જે લાજ તો તાહારી ગઈ.

પુષ્પશર એ કામનાં, તે સખી શાને પાથરે?
બાણસેજે પોઢયો તે, શ્રમ કહો કયાંથી કરે?

અંગથી આ ચંદન લુઓ, દેહ માહારાને કસે,
પ્રત્યક્ષ જુઓ પારખુ, ઘણગર બહુ તેણે વસે

## (3) Damayanti's lament on losing Nala

હા! માહારા નાથજી! ક્યાં ગયા રે, હુંને એકલી મેહેલીને વન રે?
વજ્રપેં કઠિણ કયમ થયું રે, વાહાલા તમારૂં મન રે?
નલરા, નલરા, એમ ઓચરે રે.

* * * * *

વાંક કશો પ્રભુ માહારો રે આવી કહો માહારા નાથ રે,
દુઃખસાગરમાં બુડતા રે, કંથજી દીજે હાથ રે. નલરા.

ધર્મરાય તહમો કાહાવિયા રે, તે મિથ્યા કરશો નામ રે,
આવી આલિંગન દીજીએ રે, મારા મનડાના વિશ્રામ રે. નલરા.

ચોરીમાંહે જે કહ્યું રે, એક આપણું ચિત્ત રે,
તે જુદું નવ કીજીએ રે, શું થયું જુજુઉં ચિત રે? નલરા.
મીટ આગળ દેખું નહિ રે, ઉત્તર નાપો આજ રે,
ક્રિયા કાજમાં નાશી રહ્યા રે, મુકને ચાહોછો મહારાજ રે! નલરા.
પ્રાણ ન જાએ પાપીઓ રે, વાંછું નાવે મર્ણ રે,
કંથ તજીને જો ગયા રે, તો જઈએ કોને શર્ણ રે? નલરા.
આ વન ગહન બીહામણું રે, એકલી અબલા દરે રે,
કીધાં પૂરવ ભવતણાં રે, કેમ ન આવે દેહ રે? નલરા.
મુખ સુકાએ માહારૂં રે, જળ પાઓ રાજાન રે;
મેં તો એવા હીણા જાણ્યા નહિ રે, વીરસેનના તન રે! નલરા.
માહારૂં દુઃખ મુને છે નહિ રે, દુઃખ તમારૂં થાય રે,
થાકયા થઇ જહ વારાં બેસશો, કોણ ચાંપશે પાય રે? નલરા.
હું વનફળ આણીને આપતી રે, પિયુ શિતળ નીર રે,
સેવા સ્વામીની કરૂં રે, મન રાખીને ધીર રે. નલરા.
વાઘ સિંહ ને વાનરા રે, બીહાવે બળવંત રે,
ક્રોએ પણ કરતો નથી રે, આણી વેળા અંત રે. નલરા.
(એણીપેરે તે ટળવળે રે, ઢળીઢળી પડે મહીમાંહ રે,
વનવને શોધે કંથને રે, દેખે નહિ તે કયાંય રે). નલરા.
ઇન્દ્ર તજી મેં તું વર્યો રે, તેહેને ચઢીઓ ક્રોધ રે,
વૈરીનાં હૈયાં નવ ઠારીએ રે, તમો બળી છો જોધ રે. નલરા.
માહારો પિતા પાસે નહિ રે, એકલી આણે ઠાર રે
તમ વિના કો પરહરે રે, કઠિણ થઇ ભરથાર રે? નલરા.
આજ્ઞા મેં લોપી નથી રે, કીધો નથી અન્યાય રે;
પાપ જે પૂરણ ભવતણાં રે, તે નીકળ્યાં ન જાય રે. નલરા

કરે કલ્પના અનેક પેરે પૂરણ સર તે જોઈ,
શું ભઇ, અમરે ભર્યું છે અમૃત પૂરણ શશી અવિચોઇ?
દેવે સિંધુ મથન તાં કીધો, અમૃત તાં નીસરીઉં;
શુભ ઈ ઉત્તમ સ્થાનક જોઇ, આંહાં આણીને ભરીઉં;

સિંધુ થકી સર અધિકું દીસે, મિ મન સાથે દીઠું;
જેહનું જળ કંઇ અર્થ ન આવે, આ તો અમૃત મીઠું !

શ્રી હરિ જઇ સાગરે સુએ છે, સહી સર એ નવિ જાણ્યું;
નારાયણ આગળે નારદજી, આંસુએ સર નથી વખાણ્યું.

કુંભી સુતે જળ આચમન કીધું, કોટી વરસ રહ્યા ઠાલા;
અનેક કુંભે ઉલેચતાં રે, ઘટે નહિ સર ચાલ્યા !

# 6 *From* નલાખ્યાન (બીજું.)

## (1) The Svayamvara.

બૃહદશ્વ ઋષિ એમ બોલિયા, સુણો રાય રે;
શુભ લગ્ન મુહૂર્ત, કરી રચનાય રે.

મોકલ્યાં આમંત્રણ જાણ, તેડયા રાય રે;
કામવાસનાવાળા સર્વે, સજ્જ સહુ થાય રે.

દમયંતીને વરવા તણી, છે મન ઇચ્છાય રે;
પુષ્પસારૂ માળા પેરી, મણિ જડિત કુંડળ શોભાય રે.

આમંત્રણ સુણી આવિયા, જ્યાં મંડપની રચનાય રે;
સ્થંભ સુવર્ણના મનોહર, મણિ તોરણ શોભાય રે.

પર્વત કેરા વિવર માંહે, પેસે જિમ વનરાય રે;
મંડપ માંહે પેઠા સર્વે, વરવાને કન્યાય રે.

કન્યા વરવા પેઠા સર્વે, નળને વળી પંચદેવ;
અદ્ભુત શોભા થઈ રહી, દેવ થંભ્યા તત્ખેવ.

વિધ વિધ આસન ગોઠવ્યાં, બાજઠનો નહિ પાર;
તે ઉપર જઇ બેઠા ઘણા, કરે સારાસાર વિચાર.

પરિઘ સરખા પુષ્ટ છે, પંચ ફણાળા મુકટ;
આકૃતિ હસ્તની છે મનોહર, મનમાં ઘણો છે દર્પ.

કેશાગ્ર શોભે શરાગ્ર ત્યાંહી, નાસિકા કીર જાણ;
નેત્ર પંકજ મનોહર ભ્રકુટી, તણાં શા હોય વખાણ.

આકાશમાં નક્ષત્ર શોભે, તેવા શોભે રાય;
દમયંતી ત્યાં સજ થઇ, સભા માંહે જાય.

સ્વરૂપ શોભા અતિ ભલી, તેણે મોહયાં સૌના મન;
જોનાર સહુ મનમાં ધરે, નારી મળે શુભ જીવન.

કાઇક લીયે આખડી, જો મળે દમયંતી નાર;
અખંડ આરાધું શિવને, કરે કંઇક શકિત વિચાર.

કો વિષ્ણુની આરાધના, મન માહે કરે બહુ;
કો કાલિકા અંબા આરાધે, વરવા ઇચ્છા દમયંતી સહુ.

એવી અલૌકિક નારીએ, કર્યો મંડપ પ્રવેશ;
દૃષ્ટિ સંમીલન થઈ, થયો ઘણો ઉજેશ.

તૃપ્તિ થાય ન કોઇને, નર નામધારી જે;
દમયંતીને નિરખતા, ઢળ્યા નૃપતિ પૃથ્વીએ.

દમયંતીએ નિરખિયા, પંચાકૃતિ નળ એક;
વારંવાર અવલોકિયું, નવ રૂપમાં મીનમેખ.

નળરાય ન ઓળખ્યો, નારી પામી દુઃખ;
નળ તણું ચિંતવન કરે, દેવ પમાડો સુખ.

દેવ નળ હું કિમ લહું, એમ કરે તર્ક અપાર;
ચિંતવન કરતી ચતુરા વળી, વળી ગ્રહે ન સાચો સાર.

વૃદ્ધ સાધુ મુનિથકી, સુણ્યાં સુરનરનાં ચિન્હ;
પંચમાં તે નવ જણાયે, નવ જણાયે કોઈ ભિન્ન.

વારંવાર નિશ્વાસ મૂકી, કર્યો ઘણો વિચાર;
શરણ જાવું દેવને ધરી, કર્યો છે નમસ્કાર.

થરથર કંપે કામિની, દીન સ્વરે બોલી બાળ;
હે દેવના સહુ દેવ આવ્યા, દેખાડો નળ ભૂપાળ.

હંસપક્ષીએ જે કહ્યો, હું વરી નળ નિઃસંદેહ;
મન વાણીથી ન અન્ય ઇચ્છું, સત્ય કહો મનિસા જેહ.

સ્વયંવરનું વ્રત લીધું, પામવા નળ ભૂપ;
પૂજન કરી હું દેવ પ્રણમું, પ્રસન્ન થાઓ અનુપ.

વ્રત કેરી પ્રાપ્તિમાં, આપો નળ નરેશ;
નળરાયને હું ઓળખું, એમ કરો સર્વેશ.

સ્વરૂપ ગ્રહો સ્વય સ્વયતણાં, તો થાય મન પ્રસન્ન;
બૃહદશ્વ મુનિ ઉચરે ઇમ, સુણો ધર્મરાજન.

દીનવાણી સુણી દેવ, થયા મન રળિયાત;
શાસ્ત્રમાં જે વિધ કહ્યાં, તે રૂપ ધર્યા સાક્ષાત.

પ્રસ્વેદ નહિ અંગે વસે, નહિ મિષોન્મિષ નેત્ર;
કરમાઇ નહિ માળા ધરી, પ્રફુલ્લિત સુક્ષેત્ર.

નીરજ શરીર નિર્ઝર તણું, પૃથ્વીથી ઉંચા જાણ;
દેવ એવા નરખિયા, કરૂં નળ તણું વિખાણ.

દેહકેરી છાંય પડતી, કરમાયા પુષ્પની માળ;
રજ સંયુક્તે અંગ શોભે, જોઈ હરખી બાળ.

નેત્ર મિષોન્મિષ થતાં, પ્રસ્વેદ કણ મૌક્તિક;
મનહરણ જોયો ભૂપતિ, નળશોભે સહસ્રાક્ષ સૌઉક્તિક.

દેવ ને નળરાય નિરખી, થઇ વરવા સજ;
ઉત્તરીય સાંધ્યું નળ તણું, જેમ વર કરિણીએ વર ગજ.

કંઠમાં વરમાળ અર્પી, સ્વામી કીધો જાણ;
હાહાકાર ત્યાંહિ થયો, વાગ્યાં અન્ય નૃપને બાણ

ઋષિવર આનંદ પામિયા, સાધુ હરખ્યા ત્યાંહી;
સારૂં સારૂં મુખ વદે, ક્ષીરનીર મળિયાં આંહી.

ભીમ નૃપ આનંદ પામિયો, સંજોગ સારો જાણી;
ભાલણ પ્રભુ રઘુનાથના, શું શું કહું વખાણી.

## (2) Epilogue.

ગુણ ગાયે ગુણ ગાયે, નળ કેરા જેહ જાણેજી;
ભાગ્યનિધિ સુખ તેહ ભોગવે, ચાર પદારથ સુખ માણેજી.

શ્રોતા વક્તા ગાય સાંભળે, તે પામે ભવ પારેજી;
ઇચ્છિત અર્થ ને લક્ષ્મી મળશે, નળકથા શુદ્ધ વિચારેજી.

ભાવે કુભાવે સાંભળે, નળરાયનું આખ્યાનજી;
ગર્ભવાસમાં તે નવ આવે, રીઝે શ્રી ભગવાનજી.

સંસારનાં સુખ ભોગ ભોગવે, પુત્ર કલત્રને પામેજી;
પર્વણિએ વા રાત્રી દિવસે, કથા શ્રવણ કરે દુઃખ વામેજી.

કિંચિત બુદ્ધિ જેવી નહિ, મારી મતિ છે મંદજી;
સમુદ્ર માંહે ચંચ ભરી છે, જાણું નહિ પ્રબંધ કે છંદજી.

વાંકાચૂંકા ગોધૂમનો રોટલો, ક્ષુધિતપણું તો જાયજી;
કથામૃતને પીવું પ્રીતે, અમૃત પીતાં કોણ ધરાયજી.

નાગર કાજે શ્રમ દુવેળા, કવિને કરમે લાગ્યોજી;
ધ્રુવાખ્યાન ને નળાખ્યાન બે, પુનરપિ કરી અનુરાગ્યોજી.

ગાંધીને કેવું મરી માટે, મૂર્ખ જાણે નહિ મરીની ખોટજી;
ગુરુકૃપાએ કવિતા સાગરમાં, આવે ગ્રંથરૂપી ભરતી ઓટજી.

કૂડા કરમીને કૂડું હોશે, સુખિયાને હોયે સુખજી;
નળની કથા ગાઇ મનોહર, જાયે દુઃખિયાનાં દુઃખજી.

હય કર જોડી ભાલણ વિનવે, કરે કૃપા સંત મહંતજી;
ભાલણ પ્રભુ રઘુનાથના, નિર્મળ કરે મમ ચિંતજી.

# 7. *From* દશમ સ્કંધ.

## (a) The Child Krishna.

### (૧)

આંગણુડે રમો, મનમોહન! તો મન માને માહારૂ રે.
પ્રાણુપેં મુજને અધિકું વહાલું સુંદર મુખડું તાહારૂં રે.

શરીર મેલું થયું છે, સ્વામી! પડખો તો ન્હવરાવું રે.
દ્રાક્ષ ચરવી ને ચારોળી—કહો તે આપું ખાવું રે.

ક્ષણું એક બેસો તો મનમોહન! ગુંથું તાહારી ચોટી રે;
કેવડેલ ઘાલીને ગુંથું જેમ તે થાએ મોટી રે.

નયણે કાજલ સારી, નિલવટ તિલક કરૂં કેસરનું રે.
એને ઘેર કન્યા છે સુંદર, તે નામ લે છે વરનું રે.

મારા સમ છે, હો, મનમોહન! માંખણ રોટી ખાઓ રે;
ઉપર સાકર દૂધ શીરાવો, જ્યમ તમ મોટા થાઓ રે.

શેલડી તાં અતિશે સુંદર, કહો તો આપું છોલી રે.
દાડમ પાકાં છે અતિ રાતાં, આગલ મેહેલું ફોલી રે.

આઘા પાછા જાઓ જેટલે, હૈડું મારૂં કાંપે રે.
જાણું રખે કો વૃષભ આવે, પ્રાણજીવનને ચાંપે રે.

કહ્યું કરો જો કુંઅર મારા, તો તમને પરણાવું રે.
રાધા સરખી રૂપે રૂડી, વહુવર વહેલી લાવું રે.

તું તો સર્વસ્વ છે રે માહારે; બીજું ન ગમે કાંઈ રે.
ભાલણ પ્રભુ રઘુનન્દન દીજે એકવાર મુજને સાંઈ રે.

### (૨)

મહાવજી પૂછે વાત માતને, મુખ શ્યામ શરીર રે;
રોમાંચિત તમો શું થયાં, નયણે પ્રગટ્યું નીર રે. મહાવજી.

યસોદા એણી પેરે ઉચ્ચરે, મુખડું જોતાં તારું રે;
અતિ આનંદે કરી થયું છે, પુલકિત તન ત્યાં મહારું રે. મહાવજી.

વચન મનોહર સાંભળી, હરજીએ લીધો આડો રે;
એવું સુંદરી જે કહો છો, આઈ મુજને દેખાડો રે. મહાવજી.

જે કો'છો તે તણી કાંતિ તણું, કહ્યું ન જાયે લેખું રે;
હું એમ મનમાં જાણું છું, એકવાર હું દેખું રે. મહાવજી.

વળતી માતા એમ વદે છે, તે તું ક્યમ દેખે તન રે;
મેં તો એવું કીધું છે તેવું, તારે નથી તેવું પુણ્ય રે. મહાવજી.

બોલ સાંભળી જનુનીના, હઇડા માંહે હસિયા રે;
ભાલણ પ્રભુ રઘુનંદન ત્યારે, સામું જોઇ મન વસિયા રે. મહાવજી.

(૩)

માતાને મોહન ધાવે, અતીશે લાગે મીઠું રે;
ચુલે પય ઉભરાવા લાગ્યું, યશોદાએ તે દીઠું રે. માતાને.

અધ ધાવતો મૂક્યો અવની, જનની વેગે ચાલી રે;
આંખે અતિ ખરતાં આંસુ, હરજીએ છેડલે ઝાલી રે. માતાને.

અતિ આકળી થઈ નીસરી, બળ કરી વછોડી રે;
ડંસ લેઇ ગોવિંદે તે વારે, મહીની ગોળી ફોડી રે. માતાને.

પૂર નદીની પેરે ચાલે, હરજી સુખે માખણ ખાય રે;
ઊતારીને આવે જેટલે, તેટલે કૌતુક દીઠું માય રે. માતાને.

બાલક માંકલડાંને ખવરાવે, નાચે પ્રેમે મુદિત થાય રે;
જનનીને આવતી જાણી, ભયભીત થઈ નાસી જાય રે. માતાને.

કામિની કર માંહે લઇ, ચીમટા પુંઠે થાય રે;
સાસ ભરાયે ભાલણ પ્રભુ, લીલા બ્રહ્માદિક ગાય રે. માતાને.

(૪)

નાસીને જાશો કેટલે રે, હવડાં સહાશું કહાન;
હૈડું દાઝે છે મારું રે, ઘણું કર્યું છે જાન. નાસીને.

કરમાં લઇ કામડી રે, કુંવર પૂંઠે ધાય;
રીસ લોચને રાતડાં રે, યશોદાને સાસ ભરાય. નાસીને.

મુખડુ માખણ ખરડ્યું રે, ખરડયા છે બે હાથ;
નારીને નયણે નીર ઝરે રે, ચૌદ ભુવનનો નાથ. નાસીને.

જોવા આવી ગોવાલણી રે, ઘર ઘરની બહુ નાર;
ગોળી ફોડી ગોવિંદજી રે, મહીડું વહે છે અપાર. નાસીને.

અંતરીક્ષ અમર તે આવિયા રે, ચઢી દેવ વિમાન;
કૌતક જોવા કૃષ્ણજીનું રે, લક્ષ્મીપતિ ભગવાન. નાસીને.

આંગણે ફેરવે માતને રે, સુત તે કહે વચંન;
મને સાહી શકે નહીં રે, જો શ્રમ કરે મહામુન્ય. નાસીને

સ્વાસ ભરાઈ યશોમતી રે, હાથ ન આવે તંન;
હાસ્ય કરે સર્વે ગોવાલણી રે, દુઃખે દાઝી મંન. નાસીને.

માંખણ મારું લુંટીયું રે, પોતાને નવ ભાવ્યું;
વહેંચી આપ્યું બાળને રે, માંકલડાંને ખવરાવ્યું. નાસીને.

દહાડી કહેતી ગોવાલણી રે, માનતી નહિ હું તેહ;
આજ પ્રત્યક્ષ દેખિયું રે, ભાંગ્યો મનનો સંદેહ નાસીને.

નાનડીયું એક મહારે રે, સહુનું મારે કાજ;
શિખામણ દઉં અતિ ઘણી રે, જો કર આવે આજ. નાસીને.

થાકી જાણી માતને રે, બેઠા સુંદર શ્યામ;
જશોદાએ આવી બાંધિયા રે; ભાલણ પ્રભુજી રામ. નાસીને.

(૫)

જશોદાજી છોડો સુંદર શ્યામને હો, કઠણ દામણું ખુંચે કોમળ અંગ હો;
નયણે હો આંસુ બહુ ઝરે હો, દેખી અતિ દાઝે મારું મંન હો. જશોદા.

દોહિલે કુંવર આવ્યો લાડિકો હો, તે ઉપર એવડી ન કીજે રીસ હો;
સુંદીર છે બાલિક અતિ ઘણું હો, એવા બીજા નથી દશ વીશ હો. જશોદા.

વહાલો છે એ આખા ગામને હો, કહો કેટલું કીધું છે એણે જાન હો;
અમો સર્વ મળીને આપીએ હો, જે વણુસાડ્યું હોય શ્યામ હો. જશોદા.

એના પગ પૂંઠે તમો પામિયાં હો, ક્યાં તમારે એવડી હુતી ઓથ્ય હો;
નવનિધ આવી છે એણે કરી હો, પૂજો શેં નહિ એના પાય હો. જશોદા.

એવડી રીસ કરીએ નહિ હો, દયા ન આવે દેખી સુંદર બાળ હો;
અમને દુઃખ લાગે છે ઘણું હો, રોતો દેખી મહાવજી શ્રીગોપાળ હો. જશોદા.

એને નામે બંધન છુટીએ ભવતણાં હો, તે લેઇ બાંધ્યો ઉખળ સાથ હો;
આંખડી ચોળે છે આપણા કરે હરિ હો, ભાલણ પ્રભુ રઘુનાથ હો. જશોદા.

(૬)

આવો રે ભાઇ કૌતક જોવા, જન્મ કોટીનાં પાતિક ખોવા. આવો રે.
નંદજીનો કુંવર નાનડિયો, ઉખલ બાંધી ઉર પર ચડિયો. આવો રે.
ચોરપણું એનું લેખાણું, દોહોણીએ કીધું કાણું. આવો રે.
શીકું હાલે તેમ મુખ ડોલે, ઉપમા શી ત્રિભુવન તોલે. આવો રે.
જેને ઘેર નવ લખ દૂઝે, તેને એવી મતિ સૂઝે. આવો રે.
મુખડાં ઉપર છાંટા દીસે, નીરખતાં મારૂં મનડું હીસે. આવો રે.
આવ્યા જાણશે તો પીતો રહેશે, તો ત્યાં મારૂં હૈડું હીસે. આવો રે.
માતા કને તો કાંઇ ન માગે, આપણા જનનું મીઠું લાગે. આવો રે.
જેનો મહિમા વેદ ગાયે, ભાલણ જન પીતો ન ધરાયે. આવો રે.

(૭)

બાલમુકુંદને નીરખીએજી, આનંદ અંગ ન માયજી;
આવે રે આવ ઉતાવળી, કોણે પીલ્યો તારો પાય. લીલા નૌતમ છે.

રૂગે રીખે આંગણે રે, કરમાંહે નવનીતજી;
પ્રાગવટને પાંદડે પોઢે, દીસે તેણી રીત્ય. લીલા.

મસ્તક મુગટ મણી જ્યોતરે, જાણીએ ઉગ્યો ભાણજી;
પાછળ કચ લટકંતો રે, કૌસ્તુભને છે વાન. લીલા.

સુંદર વદન સોહામણું રે, નાનડીયા શા દંતજી;
જાણે કમલમાંહે પ્રગટે રે, ફુલકલા વિકસંત. લીલા.

કટી કહર તે લટકંતો રે, કૌસ્તુભને આકારજી;
મુખમુદ્રા સોહામણી રે, જાણીએ ગંગા વાર. લીલા.

હાથે સાંકળાં હીરે જડયાં રે, પહોંચી સોહ્યે પાણ્યજી;
કાંઈ કાલુંસું બોલતો રે, અમૃત મુખથે જાણ્ય. લીલા.

કટી કંકણુ મેખલા રે, ચરણે ઘુઘરી નાદજી;
શ્યામલડાના શબ્દ સાંભળી રે, ઉપજે અતિ આહ્લાદ. લીલા.

ચાલ દેખી આપણી રે, ચાળા કરે અનેકજી;
રીઝે રમતો મનસું રે, સામો જોઇ વિવેક. લીલા.

પુછડું સાહી વચ્છનું રે, ઉભો થાય બાળજી;
જાણે ત્યારે કુંજતો રે, મૂકી બેસે તત્કાલ. લીલા.

જેની માયાએ મોહ્યા રે, બ્રહ્મા હરી મોરારજી;
ખેલે નંદને આંગણે રે, પુણ્યતણો નહીં પાર. લીલા.

ધન તે માતા જસોમતી રે, બેસે હરી ઉચ્છંગજી;
ચુંબન કરે મોહન મુખનું રે, રોમાંચિત થઇ અંગ. લીલા.

દે આલિંગન પ્રેમસું રે, હૈડું ટાઢું થાયજી;
શાં તપ કીધાં કામિની રે, થઇ સુંદરશ્યામની માય. લીલા.

ઘરનાં કારજ વીસર્યાં રે, જોતાં એનું રૂપજી;
એવો કો દીઠો નહિ રે, જાણે ચૌદ ભૂવનનો ભૂપ. લીલા.

ક્ષણું અળગાં થઇએ નહિ રે, જોતા દિન ને રાતજી;
સુધા તૃષા લાગે નહિ રે, કરતાં એની વાત. લીલા.

જાણું લઇએ ભામણા રે, ઉપર ઉતારું દેહજી;
ભવ ભવ વાંચ્છું એહવું રે, ચઢતો વાઢે નેહ. લીલા.

સુર નર મુનિ જુઓ આકાશથી રે, લીલા કળી ન જાણુજી;
મનમાં જાણી રામને ભાલણ, જન ગુણ પ્રભુના ધાય. લીલા.

(૮)

આવ આતા હું દુધ પાઉં, પારણે પોઢો નંદનંદન હરખે હાલરું ગાઉં. ટેક.

માખણ ચોર કહે આવી, શ્યામ સુંદીર હું ઝાંખી થાઉં. આવ.
નવ લખ ધેનુ દુઝે મહારે, લોકમાંહી રહો કેમ સમાઉં. આવ.
ઓળંભે આવે સર્વે આહીર, તે આગળ શ્યામ સમ ખાઉં. આવ.
ભાલણ પ્રભુ રઘુનાથ રમાધર, પ્રાણજીવનને હું વારણે જાઉં. આવ.

(૯)

સખી હું શું કરું રે, ઘડીએ ન રહે ઘેર રે;
બ્રહ્માદિક જાણે નહિ રે, મારા પુત્રતણી તો પેર રે. સખી.
કહાન કહાન કરતી હીંડું રે, ઘેર ઘેર હીંડું જોતી રે;
કહાં ગયો મારો નાનડીઓ રે, જેને નાકે નિર્મળ મોતી રે. સખી.
જાણું કોની દૃષ્ટી લાગશે રે, રૂપ જોઇને રૂડું રે;
ગાલે કરું કાજળનું ટબકું રે, મનમાં આવે કુડું રે. સખી.
ભુખ્યો છે નથી શીરાવ્યો રે, માખણ ભક્ષ નથી કીધું રે;
ઘણું હું તો ટળવળી રે, પણ એક ટાંક ન પીધું રે. સખી.
રખે ગયો હોય એકલો રે, જમુનાની તીરે શ્યામળીઓ રે;
કહે સખી તું ક્યાંથી આવી રે, મારો પ્રાણજીવન મળીઓ રે. સખી.
જાણું કો ઉપાડી જાશે રે, જેમ પૂતના આવી આગે રે;
દેખાડે તેને હું આપું રે, જે કાંઇ મારી પાસે માગે રે. સખી.
ઘેર ઘેર બાલક છે ઘણાં રે, બીજો કો નહિ એવો રે;
આલીગાળો દેખાડો રે, મારા શ્યામસુંદીર વર જેવો રે. સખી.
જળ વિના જેમ માછલી રે, તેમ હું ટળવળતી રે;
સામું જુએ સુંદરી રે, ઉત્તર નાપે વળતી રે. સખી.
ઓળંબે ભાગી થઇ રે, વશ નાવે વનમાળી રે;
કો કહે મારું ચોરી ખાધું રે, હું થઇ રહું ઓશીઆળી રે. સખી.
ખીજવવાને કોણે રાખ્યો રે, એને લઇને છાનો રે;
હૈડું મારૂં દાઝે છે રે, બાઇ તે તો મોઢે માનો રે. સખી.
માંકડાં વહાલાં છે એને રે, હીંડે છે પરવરીઓ રે;
શું દશરથ નંદન જાણીઓ રે, ભાલણ પ્રભુ અવતરીઓ રે. સખી.

(૧૦)

જુઓરે જશોદા પુત્ર તમારો, કૌતુક કીધું રે;
દાણ મિષે કરી વનમાં રાખી, મહીડું મારૂં પીધું રે. જુઓ.
કહો રે બાઇ શું કીજે, વારે નહિ ત્યાં કોએ રે;
ઘર માંહી લઇ જાઉ વનમાળી, દીસે સચરાચર એ રે. જુઓ.

ક્ષણું એક માંહી બાળક થઇ છૂટે, ક્ષણું એકમાં અધિકારી રે;
જે દહાડાને નયણે નિરખ્યો, ગૃહ કારજથી વારી રે. જુઓ.

કયારે જાણું કર ગ્રહી બાંધું, મુખ દીઠે મોહ લાગે રે;
ત્યારે જાણું જે ભાગ્ય મહારૂં જે નંદકુંવર મહી માગે રે. જુઓ.

નાઠા પુંઠે કાને નવ લાભે, દેવ મળી જો પેખે રે;
ભાલણ પ્રભુની અદ્‌ભુત લીલા, કો પાસે નવ દેખે રે. જુઓ.

(૧૧)

ઉદ્ધવ કહેજો ઉદ્ધવ કહેજો, દેવકીને એક વાત રે;
પુત્ર તણા સુખ અમો ભોગવ્યાં, હવે તમે થાઓ માત રે.

ખોળે બેસારી મેં ધવરાવ્યો, હસતું વદન મેં દીઠું રે;
એ સુખ તો તમો નથી પામવું, અમૃતપેં અતી મીઠું રે.

કરે કરી નવનીત માગતો, પ્રેમે કરતો લાડ રે;
એ સુખ તો તમો નથી દેખવું, જો હીમે ગાળો હાડ રે.

* * * * *

આંખ આંજતી ને તીલક કરતી, વાહાલો જાતો નાશી રે;
એ સુખ તો તમો નથી દેખવું, જો કરવત મૂકો કાશી રે.

* * * * *

ગોળી જે વારે ઓલંભે આવતી, જૂઠું રોતો રે;
તે કૌતક બ્રહ્માદિક આવી, વીસ્મય પામી જોતા રે.

(૧૨)

કપટે આવી કામિની, સજી સર્વ શૃંગારજી;
બાળકને ભોળાવવા ઇચ્છે, ધર્યું રૂપ આપાર. હરિને નવ જાણું.

આવી તે પ્રેરેલી કંસે, કાળ તણો જે કાળજી;
હણતી હીંડે જયાં ત્યાં સઘળે, ઘર ઘર નાનાં બાળ. હરિને.

છૂટી લટ કુચ પર સોહંતી, ચાલતી અતિ લટકેજી;
વ્રજ જન કેરાં ચિત્ત ચોરતી, અંગ મરોડે મટકે. હરિને.

વેણી માંહે માલતી ઘાલી, ગજેન્દ્ર ગતિની ચાલજી;
કર કંકણ સોહે મુદ્રિકા, નથની ઝાક ઝમાળ. હરિને.

પ્રૌઢે અંગે સાડી પહેરી, કટી કિંકણી ઝણકારજી;
સુંદરી મલપતી ચાલે ચાલે, ડગમગ ભૂપર ભાર. હરિને.

મંદ હાસ્ય ને મુખ મરકલડે, ચંચળ નયન નિહાળેજી;
પાગે વીંછીયાં રણઝણે, ચહો દીશ મીટડી ઘાલે. હરિને.

ઉર સ્તન તે વિષે ભર્યાં, મલપંતી તે આવીજી;
વિસ્મે પામી ગોપીકા, કોણે નવ બોલાવી. હરિને.

વ્રજ વિનતાએ ચિંતવ્યું, નારાયણને જોવાજી;
લક્ષ્મી ચાલી આવે છે, વિરહ વેદના ખોવા. હરિને.

સુંદરી સહુ સામું જુએ, તે આવી નંદને ઘેરજી;
યશોદાજી વિસ્મે થયાં, ન લહી એહની પેર. હરિને.

પારણા માંહે પોઢીઆ, સ્વામી જુગજીવનજી;
મળવાને આવી જાણી, મીચ્યાં ત્યાં લોચન. હરિને.

પાવક ભસ્મે ઢાંકિયો, ત્યમ ગોપવ્યું તેજજી;
શ્યામાએ શ્યામજી તેડયા, અંતર અવળું મુખ હેજ. હરિને.

પડીઆરે જેમ ખડ્ગ ઢાંક્યું, ત્યમ બોલે મધુરી વાણીજી;
માતા તેને વારે નહિ, ઉત્તમ સ્ત્રી કો જાણી. હરિને.

જયમ જાણી દોરડી, સુતો લે ભૂજંગજી;
તેમ તેણીએ કાળ આપણો, લીધો ત્યાં ઉચ્છંગ. હરિને.

કહે એ નાનકીઓ નિરખતાં, અતિશે લાગે મીઠોજી;
મેં તો કોટિક બાલક નિરખ્યાં, પણ એવો નથી દીઠો. હરિને

દુર્મતિ રતન વિષથી ભરિયાં, મુખમાં મેલે નારજી;
એક કર ભીડીને ધાવે, પીએ પ્રાણ મુરાર. હરિને.

મૂકો મૂકો મહાવજી, કરતી અતિ આક્રંદજી;
ચરણ પાણ ચહોદીશ નાખે, શબ્દ ગાત્ર મતિ મંદ. હરિને.

આંખ ફાટી રઇ કેશ મોકળા, વિકલ થયાં સહુ ગાત્રજી;
જીવ ગયો પડી તે પૃથ્વી, પોઢી પર્વત માત્ર. હરિને.

ગાય વાછરુ ચૂરણ કીધાં, પડતાં તેનો દેહજી;
શબ્દ દેશ સઘળી વળી, ગ્રહ તારા ગણ જેહ. હરિને.

શબ્દ સાંભળી તેહનો, આવ્યો સઘળો સાથજી;
ઉર ઉપર રમતા દીઠા, ભાલણ પ્રભુ રઘુનાથ. હરિને.

(૧૩)

આવ રે આવ ઉતાવળી, હરિ જોવાને જઇએ રે;
મન ત્યાં પ્રેમે ભેળાને, પછે નિર્લજ્જ થઇએ રે.

નંદતણો જે નાનડીઓ, મારે હૈયે વસીઓ રે;
તે કોની નિન્દા નહિ કરે, જોયાનો છે રસીઓ રે.

અમીએ ભરી એની આંખડી, અતિ છે અણીઆળી રે;
અધર જોઇએ એના રાતડા, જાણીએ પરવાળી રે.

સામું તે જુઓ સુંદરી, વહાલે તે મીટડી માંડી રે;
ચાંચ જાણે પોપટતણી, એની નાકની દાંડી રે.

એને મસ્તક મોળિયું રે, તે છે કમળને વાન રે;
પહેરી છે તે ઝુલડી, મોતી ઝળકે કાન રે.

મન તે માહરૂં મોહ્યું, મોરલીને નાદે રે;
કાળી ધોળી બોલાવતા, હરિ શરૂએ સાદે રે.

એને આછી લોંબડી રે, કોટે મોતી માલ રે;
એક જિહ્વા શું કહું, એના અંગની ચાલ રે.

એવો તે નર નવ સાંભળ્યો, નથી નયણે દીઠો રે;
સનકાદિક સેવા કરે, એહનો રસ મીઠો રે.

સામું જોઇ નીરખતાં, લાગે અતિ મીઠો રે;
ઘરકાજને શું કરું, એ સંસાર જુઠો રે.

લોક ભયે હું બીહું નહિ, મારું ચિત્ત તે બાંધ્યું રે;
માણસ જન્મ પામી ભલે એવું, રત્ન અમુલિક લાધ્યું રે.

કૃષ્ણજીની સંગત કરતાં, ગર્ભવાસથી ટળીએ રે;
ભાલણ પ્રભુ રઘુનાથસું, અંતરગત મળીએ રે.

(૧૪)

નંદકુંવરનું મુખડું, જોતાં ફિમે નિંદ્રાઉં;
નયન કમળનું અમૃત, પીતાં પૂરણુ કેમ થાઉં. નંદ.

વૃન્દાવનથી આવતાં, જાણું હું સાથે જાઉં;
પ્રેમે કરી વહાલો પીએ, તો દૂધ દહીં પાઉં. નંદ.

ક્યારે વાંસળી પ્રેમે વાસે, ઘેર બેઠી ધ્યાઉં;
શ્રવણે શબ્દ સાંભળું, જ્યારે ઉઠી જાઉં નંદ.

સાસુ નણદી દીયર પૂછે, તો ઉત્તર પાઉં;
કહ્યું ન માને જો તે મારું, તો જૂઠા સમ ખાઉં. નંદ.

એનો હશવાનો મરકડલો, સંભારી ધાઉં;
દુરીજન આડે દેખી ન શકે, તો અતિ અવરાઉં. નંદ.

એની હું થઇ દાસ, વિણુ મૂલે વેચાઉં;
ભાલણુ પ્રભુ રઘુનાથ તણા હું, શા શા ગુણુ ગાઉં. નંદ.

(૧૫)

નાનાં મોટાં વાછરુ રે, ચારવાને હરિ જાય;
લુણુ ઉતારે યશોમતિ રે, ભામણાં લે છે માય. નાનાં.

મુસ્તક નવરંગ મોળીયું રે, કેડ પર પીળું પટકૂલ;
ઉદણુ આદર લોંબડી રે, વેદ વૃક્ષનું મૂલ. નાનાં.

પાગે વાગે ઘુઘરી રે, જાણે હસ્તીનો નાદ;
પનહીક થાક્યાં નીચે હેરણુ, મંદ ગતિ આહ્લાદ. નાનાં.

પહોંચી પટરંગ પાટણી રે, રંગીત પટકા હાથ;
કેડે ખોસી છે વાંસળી રે, ચૌદ લોકનો નાથ. નાનાં.

એવે ને આવી ગોવાલણી રે, ઘરઘરથી બહુ નાર;
આવો નયને નીરખીએ રે, જન્મ સફલ અવતાર. નાનાં.

કોએક કુસુમે વધાવતી રે, કોએક વધાવે લાજ;
કોએક મોતીડે માતુની રે, વધાવે મહારાજ નાનાં.

મળિયાં તેવડ તેવડે રે, રંગે રમતાં રીત;
ઘરથી ભાતથી જે ગ્રહ્યા રે,વાત કરતાં અતિ પ્રીત. નાનાં.

આગે અગાસુર આવીઓ રે, તેનો કીધો નાશ;
બાલક વચ્છ ઉગારિયાં રે, તેજ કીધું પ્રકાશ. નાનાં.

કાલંદીએ આવીઆં રે, નીર પાયું વચ્છ;
બેઠાં કુદડી ફરતાં બાલ રે, ચરતાં મૂકયાં વચ્છ. નાનાં.

અન્યો અન્યે આણિયાં રે, અન્નતણાં ત્યાં પાત્ર;
મધ્યે માધવ બેઠડા રે, સુંદીર શ્યામળ ગાત્ર. નાનાં

હરજી દેખાડે ડોળીઆ રે, આ મીઠું દધી ભાત;
ચાખી ચખાવી મિત્રને રે, મોહન પ્રેમે આપે પાત્ર. નાનાં

એક કહે હરજી ચાખો મારૂં રે, આ કેવું છે કહાન;
બોટયું પ્રાશે આહિરનું રે, જે પુરુષોત્તમ ભગવાન. નાનાં.

બ્રહ્માજી જોવા આવિઆ રે, વિસ્મે પામ્યા મન;
પારખું જોવાને કારણે રે, હર્યાં વાછરૂ વન. નાનાં.

બહાર શોધવાને નિસર્યા રે, પોતે દીન દયાલ;
કરમાં લીધી કામળી રે, બેઠાં મૂકયાં બાલ. નાનાં.

વિધિએ સાથી સર્વે હર્યા રે, રાખીઆ માયા માંહે;
હરજીએ આવી નીરખિયું, રે, મિત્ર ન દીઠા ત્યાંહે. નાનાં.

મોહને મન વિમાસિયું રે, જાણી અજની પેર;
સાથી સર્વે હરાવિઆ રે, કેમ જાઉં એકલો ઘેર. નાનાં.

બાલક વચ્છ રૂપે થયા રે, પોતે શ્રીગોવિન્દ;
ઘેર ઘેર પ્રીત અતિ ઘણી રે, ગૌ ગોપ આનંદ. નાનાં.

ચતુરાનન ચાલી આવીઓ રે, વર્ષ થયું જ્યાં એક;
રંગે રંગ ત્યાં નીરખીઆં રે, આવે નહિ વિવેક. નાનાં.

જાણે તે શું આવિયાં રે, પુનરપિ જોવા જાય;
હરિની માયાએ મોહીઆ રે, લીલા જોઇ વિસ્મે થાય. નાનાં.

બ્રહ્માજીને દેખાડિયું રે, શ્વેત ચતુર્ભુજ રૂપ;
ભાંગ્યો ભર્મ તે મનતણો રે, અંતર જાણ્યું ભૂપ. નાનાં.

પગે લાગીને સ્તુતિ કરે રે, ઓળખ્યા નહિ મેં સ્વામ;
એ અપરાધ ક્ષમા કરો રે, ભાલણ પ્રભુ શ્રીરામ. નાનાં.

(૪)

**ગોપીકાનાં કૃષ્ણ પ્રત્યે વચન:**

જશોદાના જીવન મારે ઘેર આવો, જે માગો તે આપું;
ઇચ્છા જે જે હોયે તમને, હરી આગળ થાપું. જશોદા.

જે દીઠે મોહ વણુસાડે, તેહેને ઘેર ન જઇએ;
લોક દેખતાં રાવ કરે, તેણી વાતે હળુવાં થઇયે. જશોદા.

પ્રીતતણું પાણીએ મીઠું, સ્નેહ વિનાં શું દુધ;
નયણા માંહી નેહ જણાવે, વચન કહુંછું શુધ. જશોદા.

મન ઓળખે નહિ જે મુરખ, માન વિના શું મળવું;
મોહે મીઠું ને મનમાં મેલાં, તેથી અળગાં ટળવું. જશોદા.

મેં તો તમને સર્વે સોંપ્યું, તજી લોકની લાજ;
ભાલણ પ્રભુ રઘુનાથ કહુંછું, સત્યારથ જે આજ. જશોદા.

(૫)

કાંબલી મે'લો કાનજી રે, શું માગો છો નાથ;
મહીડું મથુરામાંહે વેચવું રે, જાય છે સહીઅર સાથ. કાંબ.

આણી વાટે કોઇએક આવશે રે, ફોકટ દેશે આળ;
કરશે નામ તે નંદનું રે, સાંભળશે ભૂપાળ. કાંબ.

જન્મ તમારાથી અતિ ઘણી રે, મોટમ વાં[illegible] જેહ;
થોડે કાજે સાંભળશી રે, નિર્ગમશો [illegible] તેહ. કાંબ.

એવડી આળ ન કીજીએ રે, સુનું નથી આ વન;
લોક વહેવાર તે રાખવો રે, દોહિલું છે દુર્જન. કાંબ

કહો તો મેલું માટલી રે, ડાલી જાઉં ઘેર;
યશોદાજી આગળ કહું રે, જુઓ પુત્રની પેર. કાંબ.

મોટો મહિમા છે નંદનો રે, તેની રાખું લાજ;
કોડી એક આપું નહિ રે, તે નિશ્ચે જાણજે આજ. કાંબ.

રાખો સઘળી ગોવાલણી રે, સહુ કને લ્યો દાણ,
અથવા જાવા દો મુને રે, કંસરાયની આણ. કાંબ.

સાંભળશે તો અહીં આવશે રે, તાત મારો વૃખભાન;
નંદજીની જોડનો જેહ છે રે, વારુ દેશે માન. કાંબ.

લક્ષણ ચતુરાનાં એ નહિ રે, જે માર્ગ કરતી આળ;
વ્રજપતિ તાત તમારડો રે, તેને લાગશે ગાળ. કાંબ.

શાને રાખો છો એકલી રે, હું તે વાલી નહિ નાર;
પરાણે પ્રીત ન ઉપજે રે, મારે માથે છે ભરથાર. કાંબ.

મન તો પોતાનું રાખીએ રે, નાલ કરે જમ નીર;
કાને નિર્લજ ન કીજીએ રે, સુંદર શ્યામ શરીર. કાંબ.

ધણીઆતાંને નવ બોલાવીએ રે, ઠગતો જોઇએ ઠાર;
કુલ મરજાદા તે રાખીએ રે, ભેદ તણો વેહેવાર કાંબ.

શીખો સુંદર શ્યામજી રે, ચતુરાઇની રીત;
કામી કો કરે નહિ રે, પંચ દેખતાં પ્રીત. કાંબ.

મોહન મળવું તે ભલું રે, જે બેઉનું માને મન;
કેમ ન માને તે માનું રે, જેનું ચિત્ત ન હોએ ભિન્ન. કાંબ.

પ્રેમ તે ઝાલ્યો રહે નહિ રે, નદીતણું જેમ પૂર;
હવાં જાવા દ્યો મુને રે, થાય છે મુને અસૂર. કાંબ.

(૬)

વૃન્દાવનની વાટે, હરજી ઉભા છે ઘાટે;
માથે મહીની ગોળી, આવી ગોપિકાની ટોળી.

ટોળી આવી ગોપિકાની, મુખ્ય રાધા સુંદરી;
નંદ નંદન હાસ્ય કરતા, જ્યેષ્ટિકા આગળ ધરી.

કમલ લોચન કહે વાણી, અબળા તું આવી ભલી;
અવરનું મહી પીધું છે, પણ તું રહી એકલી.

ઘણી થાઇશ ઘાવુડી, મેં જાણી તારી ચાતુરી;
આજ પય તારું પીયું તો, પ્રતિજ્ઞા મારી ખરી

મન તલપે મારૂં તું, આણે મારગ નવ આવતી;
આદર ને ઉપદેશ દઇને, નવે પંથ ચલાવતી.

દાણ માંગે તું મારૂં, ઘણા દીન થયા હઠ ચડી;
આજ સર્વે જાણશે, જે એકલી ખાવી પડી.

રસ રાખી પ્રીછવાં તો, સખી કો જાણે નહીં;
મનતો માને માહરૂં, તુંને જાવા દેઉં સહી.

ચતુર હોય તે એક ચિત્તે, બાંધી મુઠી એક ભરે;
ભાલણ પ્રભુ રઘુનાથજી, એમ પ્રીત રીતે ઉચ્ચરે.

(૭)

નારી નયણુ નચાવે, અંતર ભય નવ આવે;
મરમે કહે મૃગ નયની, પ્રેમે વદે પિક વયણી.

પિક વયણે પ્રેમે વદે, વેગળો રહે ગોવાળીઆ;
કંસ સરખાને દાણ ન આપું, અમો નહિ તે બાળિઆં.

જાણું છું તું જેહ વાંચ્છા, વાત તારી મેં લહી;
વડાઈ શી કરો છો, પોતાની જીભ્યાએ કહી.

ગાય ચારે નંદની, તુંને દાણી કોણે કર્યો;
ચોરીને દહીં દૂધ પીતાં, પરાણે તું ઉછર્યો.

માગવું તો માનસું રે, ગર્વ ઘેલો આણવો;
અલુઆઇ શી કરો છો, કંસ રાજા જાણવો.

તમો ચતુરાઈ કરો છો સખી, જુએ ત્યાં અતિ ઘણી;
તમારાથી એક વિદ્યા, આજ હું અધિકી ભણી.

બીહવો તે બીજાને જે, ભોળી હોયે ભામિની;
તું થકી હું અધિક છું રે, કુટિલ વિદ્યા કામિની.

બીહે તે તો બળે આપે, મારે બીક છે કશી;
ભાલણ પ્રભુ રઘુનાથને કહે, પ્રીત રીતે મન વસી.

(૮)

હરજી કહે એમ વાણી, જેવી છે તેવી જાણી;
વચન કહું છું છેલ્લું, વિણ લીધે નહિ મેલું.

લીધા વિણ મેલું નહિ, આપ તારો આવશે;
કોણ છે જે બળ કરીને, મુજ આગળ મુકાવશે.

દૂધ દહીં નવનીત ઉત્તમ, ગોપિકા આપે બહુ;
આરોગે ગોવાળિયા તે, ગોકુળમાં જાણે સહુ.

પિયુ તારો શું કરશે, લાગતું લેઉં અહીં;
પાસે પુછો પ્રેમદાને, આપ્યા વિણુ જાએ નહીં.
ઘણા દિન થયા ભાગી જાતી, આજ મુજ મીટે પડી;
સઘળા દિનનું વાળી લેઉં, જત્ન કરતાં જો જડી.
શ્રમ શું મુજ ફોક થાશે, દિવસ પ્રત્યે જે કરું;
આણી વાટે ઉતરો તો, મન આવે તે હરું.
રાવ કરી જઇ કંસ આગળ, શું કરશે તે મુને;
સહી કરીને જાણુ જોજે, જાવા નહિ દઉં તુને.
સંતોષસુ તમો થોડું, આપી જાઓ રીત્યસું;
ભાલણ પ્રભુ રઘુનાથજી, કહે કાર્ય મહારે પ્રીતસું.

(૯)

બીજી સખી કહે લાગો, આપો ને ચરણે લાગો;
કાઇ બોલ પ્રભુનો થાગો, થોડું ઘણું કાંઇ આપો.
થોડુસું રસ કરી આપો, નંદકુંવર લાડિકો;
કેટલું એક કહાન પાસો, ભરી મહિ લ્યો વાડિકો.
માતા રીસ નહિ કરે, અમો શાખ દઇને થાપશું;
એમ કહેતાં કોપશે તો, અમો બમણું આપશું.
હઠ કરે છે કૃષ્ણજી તો, વચન એનું પાળીએ;
શ્યામ સુંદીર પ્રાણ માંગે, તોહે બોલ ન વાળીએ.
રાધા કહે હું તે નહિ જે, હઠ ચઢે આપું રતી;
સોડ ભલાઇ શી કરો છો, પ્યારી થાવા સતી.
મારા બાપને ઘેર ઘણા જાચક, આવી પય પીએ સદા;
કરગરીને કૃષ્ણ માગે તો, હું પય આપું મુદા.
બીહે તે તો બળે આપે, મારે બીક છે કશી;
વિનય કરીને પ્રારથે તો, દૂધ દહીં પાઉ હસી.
પ્રીતે કોટિક કામ થાયે, મન જો માને ખરું;
ભાલણ પ્રભુ રઘુનાથસું, એક ચિતે અનુસરું.

(૧૦)

ભેદ સખી કહે ભાંગો, યાચક થઈ હરિ માંગો;
તો એ આપશે નારી, હઠે ભરી ભરાણી ભારી.

હઠ ભરાણી ભામિનિ એ, આંટી આવી નવ ટળે;
બીજાંની ને એહની કહો, વાત સરખી કયમ મળે,
વૃખભાન કુંવરી લાડકી, એ રૂપ યૌવન ભરી;
માન એનું રાખીએ, કૃષ્ણજી માગો કરગરી.
શ્યામ સુંદર હસ્યા ત્યારે, વચન શ્યામાના સુણી;
કેશવજીએ કર જોડીઆ, ને પ્રીત વાધી અતિ ઘણી.
આજ્ઞાકારી હું તહારો તું, જયમ રાખે ત્યમ રહું;
જાચવાનું શું ગજાું, મન માને તે હું કરૂં.
યાચક જાણો તાહરો, સંદેહ સઘળો મેં હર્યો.
સ્નેહ સાચો જાણજો, અવતાર આણે અવતર્યો.
સ્નેહ જાણી પ્રેમ આણી, પાણીએ પાયું ઘણું;
મનનું જલ માનુની તે, દૂધથી અધિકું લહ્યું.
એણીપેર થયા એક રસે, ચિત્ત બેહુ અનુભવ્યું;
ભાલણ પ્રભુ રઘુનાથસું, જયમ રત્ન કુંદનસું મળ્યું.

(૧૧)

સજની ત્યાંહાં મુને લઇ ચાલ, જયાં જગજીવન નંદજીનો લાલ;
વહાલો વેણુ વાય રસાળ, ત્યાં હું જઇ રહું રે.
હરિ વિણુ આતૂર મારું અંગ, કહીએ દેખીશ રૂપ ત્રિભંગ;
મૂને સામળીઆનો સંગ, રહી શકું નહિ રે.
હરી વિના આતૂર ચંદ્ર ચકોર, જેમ ચકવીને હરનિશ ભોર;
તેમ મૂને વહાલા નંદકિશોર, હરિ વિણુ હું મુઇ રે.
જો હું દેખું દેવ મોરારી, તો હરિને રાખું હૈડાપર વારી;
વારું તન મનથી ઓવારી, અળગિ રહું નહિ રે.
પ્રભુ મને શાને શાહી હાથ, હવે કાં વિસારો નાથ;
પ્રેમે તેડો મૂને સાથ, ક્ષણુ જુગ થઇ રહી રે.

સખી મેં હવે મેલ્યું માન, કો દેખાડે મૂને ક્હાન;
એટલું દીજે જીવનદાન, તો તું સાચી સહી રે.

દૂતી કહે સુંદીરશ્યામ, પ્રેમદાને અંગ ઉપન્યો કામ;
પ્રભુ વંદ્રાવન છે આમ, ત્યાંહાં રાધા ગઇ રે.

હરી ત્યાંહાં રંગે રમીયા રાસ, પ્રેમદાના મનની પહોંતી આશ;
ગુણ ગાય ભાલણદાસ, પણ ન શકે કહી રે.

(૧૨)

શ્રાવણ આવ્યો જો રે સજની, શું કીજે નવ જાએ રજની;
શ્યામ સુંદીર તો ન આવ્યા રે બાઇ, લંપટ સાથે શી રે સગાઇ.

તેહેને ત્યાં તો ઘણીએ મળશે, હૈડું અમારું વિરહે બળશે;
બપૈયો પીયુ પીયુ પોકારે, મનમથ પાંચે બાણે મારે.

વીજલડી તણો ચમકારો, મહારા મનડાને અંગારો;
કોઇ નહિ જે એને વારે, કાય મારી અમૃત ઠારે.

મોર બોલે છે બહુ એ પાપી, સઘળે મળીને હુંને સંતાપી;
વેલ કેવડા જાઈ જૂઇ, ફૂલતણી ગંધે હું મૂઇ.

સઘળાં વહાલાં તો લાગે, રમાણુય રમતાં ત્યાં આગે;
વંદ્રાવનમાંહિ હરી સાથે, ફૂલ વીણીએ વળગી હાથે.

હરજી હાર ગુંથી પહેરાવે, તો મુજ મોર નાચતો ભાવે;
ફેરાં લાગે કાયા કાંપે, સુંદીર વર હૃદયાશું ચાંપે.

વિરહિણીને બાળે તે વળતું, ઊલ્હાતું નવ દીસે બળતું;
વરસાવો વહાલો ત્યાં તેને, વશ હોવે મન માને જેને.

ક્હો છો જે નંદસુતને લાવો, મહારા હ્રદેનો તાપ સમાવો;
અથવા મારા ચિત્તને વાળો, પીતાંમ્બર શું પ્રીતજ ટાળો.

તેણે કરી હું ઘણું વિગુતી, એ કો દિન સુખે નવ સુતી;
એ વિરહે મરવું તો વારું, આશા જુઠી આવ્યા સારું.

ત્યાં તો ચાલી નવ જવાયે, એવાં નિર્લજ કયેમ થવાયે;
ભાલણ પ્રભુ રાખે કે ન રાખે, જેને ચાલતું સર્વે પાખે.

(૧૩)

**ગોપી વચનઃ—**

વાંસલડી વાઇને એણે ભોળવ્યાં રે, તેડી મુને વંદ્રાવન મોઝાર હો;
નયનના ચાળા કીધા મુને અતિ ઘણા રે, મનડું મારું ન રહ્યું તેણે ઠાર હો. વાંસ.

વાંસલડી ચતુરાઇ દેખીને હું તો ઘેલી થઇ રે, વશ થતાં ક્ષણુ ન લાગી વાર હો;
તન મન સજની એને સોંપિયું રે, પટંતરો કાંઇ રહ્યો નહિ લગાર હો. વાંસ.

સતીપણું રહે જાણું એના રૂપમાં રે, ન જાણીહે તે કાંઇ થયો વિકાર હો;
લજ્જા તે કુલતણી કહીં ગઇ રે, પાપ પૂણ્યનો વિસારો વિચાર હો. વાંસ.

જાણું જે મેં આજ યુગ જીતીયું રે, મીત્ર થયો મારે નંદકુમાર હો;
એહવારે બીજા કોએ નહિ રે, ન જાણીએ કો મનમથનો અવતાર હો. વાંસ.

હરખ હૈડામાંહે માતો નથી રે, ઉલટીને કાંઇ આવે છે બહાર હો;
છાની તે વાત ત્યાં મનતણી રે, તે તું આગળ કહી મેં વિસ્તાર હો. વાંસ.

હરજી મારે વશ હશે સર્વદા રે, માનુષ દેહનું ફળ પામી સંસાર હો.
જનનો વહાલો એ મળ્યો છે રે, ભાલણુ પ્રભુ જે વૈદેહી ભરથાર હો. વાંસ.

(૧૪)

મોરલી વાય છે વૃન્દાવનમાં શ્રીગોપાળ, મોરલી સાંભળવા જઇએ.

ગૌ તૃણ ચરતી રહી, સાંભળે માંડી કાન;
આકાશે ચાલે નહિ, થંભી રહ્યાં વૈમાન. મોરલી.

મૃગલાં મીટ માંડી રહ્યાં, વૃક્ષ તણાં ન હાલે પાન;
મોરલી રાગ રંગે સાંભળીને, યોગેશ્વર મૂકયા ધ્યાન. મોરલી.

ગુણીજન લઇ શકે નહીં, અનેક રાગ રંગ તાન;
મોરલી રંભા મેનકા ઉર્વશી, વિધાતાએ મૂકયાં માન. મોરલી.

યમુના જળ હાલે નહિ, સૂર્ય રહ્યો સ્થિર સ્થાન;
મોરલી સુણતાં મોહી રહ્યાં, સાંભળી સુંદીર ગાન. મોરલી.

અંબર તે સુર નારીનાં છૂટે, અતિ વિકલ દેહ;
મોરલીએ મણિધર ફેણુ માંડી, ન હાલે ચાલે જેહ. મોરલી.

મેં તો રહ્યું જાય નહિ, કામ બાણુના વાગ્યા પ્રહાર;
મન તો ચોર્યું મહાવજીએ, વિસરીયાં ધન વ્યાપાર. મોરલી.

નયણે જઇને નિરખીઓ, સાંભળીઓ સુંદીર સાદ;
નટવરજીનું લટકું દેખી, મૂકી કુલ મરજાદ. મોરલી.

લોક લાજ મેં પરહરી, સોંપ્યું રે શરીર;
મોરલી પરવશ થયો આતમા, રાખ્યો તે ન રહે ધીર. મોરલી.

એ મારે હૈડે વસ્યો, રહ્યો દિન ને રાત;
ભાલણ પ્રભુ રઘુનાથજી, અંતરગત મળીઓ સાથ. મોરલી.

(૧૫)

**સખી વચન:-**

ઘેલી થઇ તું કામિની, તું શા માટે રીસાવીજી;
ઘર સજ્જનની લજ્જા લોપી, જે ને કાજે આવી—હઠ નવ કીજેજી. ટેક.

ચતુરપણું ભલું તાહારૂં, જેણે નંદકુંવર વશ કીધોજી;
લહાવો મનુષ્યા દેહતણો, તે સઘળો તેં લીધો. હઠ.

ધણી વશ છે એહને, પણ એ વશ નહિ કોયજી;
તે તારે ચરણે લાગે છે, અંતર આણી નેહ. હઠ.

એ શું રુસણડાં કરી પછિ, ગોઠડિ કોણશું કરશોજી;
હૈડું વિરહે દાઝે છે, ઝૂરી ઝૂરીને મરશે. હઠ.

એવો બીજો કો નથી, જે તાપ તનનો હરશેજી;
તુંને રીસાવી જાણીને પેલાં, દુરીજનનાં મન ઠરશે. હઠ.

માને તો થોડું ભલું, ને ઘણું કીધે સુખ જાયજી;
એ વિના આનંદ ઉપજે, એહવો નથી ઉપાવ. હઠ

સાચું કહું છું સુંદરી, અતિ તાણે તો ત્રૂટેજી;
હાર તણી જે ગાંઠડી, તે છેદી નવ છૂટે. હઠ.

સામું જોઇ કાં શું કરશો, નયનતણા તો ચાળાજી;
તેશું મન માન્યું નહિ, જેની કોટે માળા હઠ

વહાલાશું વઢીએ નહિ, સાચી એ ચતુરાઇજી;
જેને તન મન સોંપ્યું, તેસું શી ઠગાઇ. હઠ.

ચાર દહાડા યૌવનના, તે કાલ વહીને જાશેજી;
હસવું રમવું નહિ ગમે, જરા જ્યારે થાશે. હઠ.

તે કાયા શું કીજીએ, હરજીથી રહે અળગીજી;
નિમિષ માત્ર નહિ મેલીએ, જે પ્રીતિ ધરથી વળગી. ૯૯.

જેને વશ સંસાર સઘળો, તે તું જ આગળ જાચેજી;
વેદ વાણીએ જે રીઝે નહિ, તે તારી ગાળે રાચે. ૯૯.

સ્વપ્ન માંહી પામે નહિ, શુકજી સરખો જોગીજી;
તે તારી પ્રીતે થાય છે, આણે જન્મે ભોગી. ૯૯.

પૂર્વજન્મ પ્રતાપથી, પુન્ય કરીને પામીજી;
ભાલણ પ્રભુ રઘુનાથ એવો, કેમ થયો છે કામી. ૯૯.

(૧૬)

**સખી વચન:**

સામું જો રે સુંદરી વીજળી ઝબુકે, મેઘ અંધારી આવીઉં હલુએ ખુકે.
રીસાવ્યા રહિએ નહિ વહાલાશું ઘહિલી, શાને કીધી એવડી પ્રીતજ પહેલી.
રીસાવીએ નહિ પપૈઓ ગાજી પોકારે, માન કરે જે મિત્ર શું તે આને વારે.
ઘણા દિવસનાં રુષણાં શ્રાવણમાં ભાજે, હૈડું ફાટે વિરહણી જ્યારે ઘન ગાજે.
મનમથ વીંધી માનુની કેવડાને કાંટે, આણે દાડે કેમ ચાલશે વહાલા શું આંટે.
મોર કરે ટહૂકડા મેઘ કહે છે ગાજી, પરાણે જંપ પીયુને મળે માનુની મદમાતી.
કદાચ પરાણે વિસરે મન વારી રાખે, એક ઘડી ચાલે નહિ મન માતા પાખે.
કહ્યું માન રે કામિની જાય છે રજનિ, ગયો અવસર આવે નહિ સુખનો તો સાજનિ.
સેજ રચી છે ફુલની ત્યાં સુંદર શ્યામે, તારે કાજે઼ ઓ કામિની ભાલણ પ્રભુ રામે.

(૧૭)

**કૃષ્ણપ્રત્યે રાધા વચન:**

મારા સમ જો માધવ જો જો, મુજને હાથ અરાડો રે;
જેવા છો તેવા ઓળખ્યા, કોરુટ ભોમે પાડો રે.

વહાલા વેગળા રહો, આળ ન કીજે આજ; વહાલા. ટેક.

પહેલે હું ભોળી થઇ, વચને હું વહવાણી રે;
જે જે મીઠા બોલ કહ્યા તે, સાચી માની વાણી રે. વહાલા.

અળગા રહી ને કરો વાતડી, અળગાં રહી સાંભળીએ રે;
પટંતરાની પ્રીત છે હવે, નયણે નયણાં મળીએ રે. વહાલા.

સમ દઈને અતિ ઘણા સખી મૂજને લાવી રે;
સુંદીર વેર એમ જાણજે, મુખડું જોવા આવી રે. વહાલા.
કાંઇ વાંક અમારો છે નહિ, બોલ અમારો દાખો રે;
હું માગું છું મુજ સાથે, મીટ સગાઇ રાખો રે. વહાલા.
અનુકુલ હતા તે શઠ થયા, મેં વાત તમારી જાણી રે;
ભાલણ પ્રભુ રઘુનાથજી, એશું દેહડી પલટાણી રે.. વહાલા.

(૧૮)*

કહે રે મુને. કામિની, તું ક્યાંહાં સાસ ભરાણીજી;
પરશેવા એમ ક્યાંહ વળ્યો, તારી ભમર બેહુ ભીંજાણી, સાચું બોલોજી.
રાધા કહે ભૂલી પડી, વાટ મેં નવ જાણીજી;
વનમાં બહેની એકલી, અતિસે ત્યાં ઊંગાણી, સાંભળ સજનીજી.
આજ વેણી ગુંથી હુતી તે, છુટી કેમ વિખરાણીજી;
ઉતાવળ એવડી કેહે શી, જુડી નવ બંધાણી. સાચું.
ભમરો આવીને બેઠો, ઉરાડતાં શીર છુટયુંજી;
જતન કરીને બાંધતાં, વચેથી નાકું ત્રુટયુંજી. સાંભળ.
અતલસની ચોળી નવી સીવડાવી, સહીઅરે વખાણીજી;
તે ચોળીની કસ કયાં તૂટી, આવડી કયાં ચોળાણી. સાચું.
મહારું હૈયું આવ્યું દુઃખવા, વાય કરીને કાંપ્યુંજી;
પીડ ટાળવાને મેં ચોળ્યું, કરે કરીને ચાંપ્યું. સાંભળ.
ફુલ આવડાં કહાંથકાં, મારગ કોણે આપ્યાંજી;
એવો રસીઓ કોણ મળ્યો, જેણે પ્રીત સહીત કરી થાપ્યાં. સાચું.
વાડીથી ઘેર આવતાં, મુહને મળીઓ ત્યાં વનમાલીજી;
સમ દેઇ તેણે આપ્યાં, વાચા તેની પાળી. સાંભળ.
મુખ તંબોલ દીસે ઘણો, લાગ્યો છે લોચનજી;
સુખ સરખું અતિ ભાસે છે, દીધું છે ચુંબન. સાચું.

* Compare the same theme treated by Narasimha Mehta (pp.--ff. above). See Modi, *Bhālan*, pp. 119 ff. This is the best known of Bhālan's songs. A similar song is also written by Dayārām.

નીસરતાં માતાએ મુજને, બીડી લઇ ખત્રાણીજી;
તંબોલ લઇને આંખ ચાંપ્યો, ખરખર વાતે આવી. સાંભળ.
હાર હૈયે ઉઠયો છે, કોમળ તારું તનજી;
જાણીએ છીએ જે વહાલો મળીઓ, દીધું છે આલિંગન. સાચું.
સ્ફટીક મણિની માળા હુતી, દીઠી તે મેં લીધીજી;
શીતળ જાણી હૃદયા ચાંપી, તત્ક્ષણ નાખી દીધી. સાંભળ.
અધર ડંક આ કયાં બેઠા છે, શરીરે નખ લાગ્યાંજી;
તરુણી તારા તનમાં, કામ બાણુ શાં વાગ્યાં. સાચું.
પોપટ અતિસે મીઠું બોલતો, દીઠો ને મેં ઝાલ્યોજી;
અધર ડંક નખ દેઇ વછુટયો, તત્ક્ષણુ નાશી ચાલ્યો. સાંભળ.
કસ્તુરી એ કયાંહાં અડી, પરિમળ અતિ ગંધાયેજી;
મેં કહીંએ દીઠો નથી, એનો આવે વાય. સાચું.
શલાએ મૃગ બેઠો હશે, હું તાંહાં જઇને બેઠીજી;
પ્રસ્વેદ થકી તે વાસના, મારા તનમાં પેઠી. સાંભળ.
ચરણો અવળો કિમ પહેરયો છે, જીમ તીમ વીંટી ફાલીજી;
સ્વસ્થ થઇને સુંદરી, વસ્ત્ર પહેરે વાલી. સાચું
સાદ સહીઅરે કર્યો, ઉતાવળી અત્ય કરીજી;
જીમ તીમ વીંટી નીસરી, હવે પહેરશું ફેરી. સાંભળ.
પાછળ શામાટે પડીને, ગઇ તું હુતી વહેલીજી;
સાથ અમારો મહેલીને, ગઇ હુતી ત્યાં પહેલી. સાચું.
વનમાંહે ભુલી પડી, બેઠી એક ઠારજી;
જાણું પકડી પાડશું તમને, તેણે લાગી વાર. સાંભળ.
શ્યામ સુંદીર તમને મળ્યો, એવી દીસે સજાયજી;
ઉત્તર જે તું આપાછાં, જાણો તુજ ચતુરાઇ. સાચું.
જેણી વાટે હરિ હોયે, તેણી વાટે નહિ જાવુંજી;
આજ જો હરિ દીઠા હોય તો, કહો તેના સમ ખાઉં. સાંભળ.
સમ તો તેને સુખડી, જે ચાલે વ્યભીચારજી;
સાચું તે કયાંહાંથી બોલે, જેને મળીઓ યાર. સાચું.

જે જેવું હોય તે તેવું જાણે, મારે નહિ કાંઇ છાનુંજી;
પોતાનું જુઠું કરો તે, પરંતુ સાચું માનું. સાંભળ.
એ કામ ત્યાંહાં એહવું છે જે, કોઇએ ન બોલે સાચુંજી;
હૈડાં માંહે જાણું છું, પણ તહારે બોલે રાચું. સાચું.
નેમ મહારે એવો છે જે, પર પુરુષ ભાઇ બાપજી;
ભાલણ પ્રભુ રઘુનાથજીને, નામે જાયે પાપ. સાંભળ.

(૧૯)

કહો રે મુને કામિની, તું કયાંહાં શીખી ચતુરાઇજી;
આહીરડાં માંહે ઉછરી, તું ગોપતણી છે જાઇ; સાચું બોલોજી.
કવિ ગોકુળમાં કો નથી, તો કોણે તુને ભણાવીજી;
કામશાસ્ત્રની કળા એવડી, તુજમાં કહાંથી આવી. સાચું.
રાજહંસ દીઠા નથી, તો ચાલ્ય કહેની લીધીજી;
બ્યંગ બોલવુ આવડું, એ મત્ય કોણે દીધી. સાચું
હાવભાવ કયાંથી પ્રીછ્યા છે, આંખડલીના ચાળાજી;
કામી નરને બાંધવા, હીરતણા જાણે ગાળા. સાચું.
ઉત્કંઠા મનમાં ધરીને, ધરવું અતિ અભીમાનજી;
સંકેતે ચાલીને જાવું, અને પ્રીછવી સાન સાચું.
વહાલા વેરી જાળવવાને, મરમે ઉત્તર દેવોજી;
સમો જોઇને સરખો, વેષ પાલટી રહેવો. સાચું.
સહુશું મીઠું બોલવું, ને રાખવું સૌનું મનજી;
જુઠાં તે સાચાથી રૂડાં, કાંહાં શિખ્યા વચન. સાચું.
સુરત ભેદની ભાવના, તે કોણ કનેથી આણીજી;
થોડી વયમાં કયાંથી શિખી, વાંકી મીઠી વાણી. સાચું.
લોક વેદના પરીવારની, મર્યાદા કેમ લોપાણીજી;
બુધ્ધિ ભલી બાઇ તહારી, જે કહે છે મુખનું પાણી. સાચું.
જેણે વહાલો વશ કીધો, ચિત્તડું તેણે હરિયુંજી;
જે વિધ મુજને શીખવો, જે તેં કામણ કરિયું. સાચું.

સઘળી એ શ્યામા રહી ને, નંદકુંવર તાહરોજી;
વચન કહીને ટાળીએ, સંદેહ મનનો મહારો. સાચું.

હાસ્ય કરીને કહે મૃગનયની, સત્ય વચન હું ભાખું;
તું મન માની માહરે તો, ગોપ્ય કાંઇ નવ રાખું; સાંભળ સુંદરીજી.

તેં પ્રેમ કરીને પ્રીછિયું તો, વાત કરું તમ સારુંજી;
અંતર બેઠો શીખવે છે, મનમથ જે અપ્યારું. સાંભળ.

યૌવન ને પગની ચંચળતા, લઇ મહેલી લોચનજી;
કટી કીધી અતિ પાતળી, ઉર કર્યા અતિ ઘન. સાંભળ.

એ બેહુ જણે મળીને, શીખામણ દીધી મુજનેજી;
લજ્જા એણે લોપાવી, સત્ય કહું છું તુજને. સાંભળ.

વય પલટાણી જેટલે, મેં દીઠા સુંદીર શ્યામજી;
ત્યારે મેં મનમાં જાણ્યું, જેવારે પ્રગટયો કામ. સાંભળ.

મર્યાદા તેહની કીધી, તે તેણે લોપાવીજી;
લોક વેદ સહુએ હવા સર્યા, એ વાત મન ભાવી. સાંભળ.

સર્વસ્વ જેહને સોંપીએ, તે વશ મન થાએજી;
આત્મા સ્મરપણ ઉકરો, બીજે નથી ઉપાયે. સાંભળ.

હું એહની થઇ રહીછું, જાણીએ કો વેચાણીજી;
ફરી આડો થાએ નહિ, જેહમાં પડીયું પાણી. સાંભળ.

આણે ભવે એ મહારે, બીજો નથી કો સ્વામીજી;
મન ગમે તેહવા થાઓ, ભાલણ પ્રભુ શિરનામી. સાંભળ.

(૨૦)

ઘર થકી વહાલી કરું વાત પેલા દિનનીજી;
જેણે પ્રકારે હું થઇ, દાસી જગજીવનની;
સુખ પામી ઘણું નંદકુંવરને સાથ. ટેક.

ભુલી વંદ્રાવનમાં ગઇ, જયાંહાં એકલા કુંજવિહારીજી;
સુંદીર વરે સમ ખાઇને, મટકી મુજ ઉતારી. સુખ.

નંદજીના સમ જો તમ સાથે, કાંઇ કરું આલિજી;
દુધ દહીં તહારું નહીં પીઉં, એ સંદેહ મનથી ટાળી. સુખ.

વિનય કરીને બેસારી, માહરા હૈડા માંહે પેઠાજી;
ઊંધા પગ ધાલીને આગળ, પ્રીત કરીને બેઠા. સુખ.

કર ઝાલીને વળતી મુજને, માયામાંહે પાડીજી;
આ અતિ કોમળ આંગળી, કહી ટાચકા વજાડી. સુખ.

શું વખાણું સુંદરી, પહોંચો ગોરો તહારોજી;
ત્રાજુડાં ન પડાવશો, ભાવ મનનો મહારો. સુખ.

એક ચુંબકી એક ગાલે છે, એણે બેહુ સરસેજી;
જે કો નયણે નિરખશે, તે પાસા માંહે પડશે. સુખ.

મેલી પગની આંગળી, પછે ચરણે ઘાલ્યો હાથજી;
મેં તવ પાણુ સાહીઆ, તમો અમારે નાથ. સુખ.

પગ રંગુ હું પદમનીજો, ખોડ ખાલા ગારજી;
પછે તહમો પધારજો, ક્ષણું નહિ લાગે વાર. સુખ.

એહવું કહીને ચરણ તલાંશે, મુખ સામું નીહાળેજી;
જાણીએ કોએ દેવતા, તે નયન નીમેષ ન વાલે. સુખ.

હાર જુએ ને ઉર ઉઘાડે, ગલગલીઆં કરે પ્રીતેજી;
ગાલે ત્યાં ચુંબન કરે, રમતિ તણી રસરીતે. સુખ.

વેસરનું મોતી જોવાને, હાથ ફેરવે ગાલેજી;
વાટ જોઇ મેં અતિ ઘણી, કામિની તારી કાલે. સુખ.

સાસુ જોઅંતાં માહરી, ચોળીતણી કસ તૂટીજી;
કાયા ત્યાંહાં વિવ્હળ થઇ, કટિથી ફાલી છૂટી. સુખ.

રોમાંચિત ત્યાં હું થઇને, ધ્રુજે મહારો દેહજી;
વળી વળી કહે શા માટે, મુજ શું આણો નેહ. સુખ.

સાચું કહું છું સુંદરી, આણો મન વિશ્વાસજી;
મોટીમતા મેં પરહરી, હું છું તહારો દાસ. સુખ.

મેં કર્યું તે તમો કરીને, વેર શું હવે વાળોજી;
એ અપરાધ ક્ષમા કરો, જે મેં કીધો ચાળો. સુખ.

ખિસતાં ખિસતાં ફુલતણી, સેજા ઉપર બેસારીજી;
મુખ માંહે બીડી મેહેલી, લવંગ એલચી સારી. સુખ.

ચાવતાં અધર ડસી, કાયા મ્હારી કંપેજી;
ના ના મા મા રહો અળગા, કહેતા હૃદયા સાથે ચંપે. સુખ.

પછે વાત હું શી કહું, મેં લાજે નવ કહેવાયજી;
ભાલણ પ્રભુ રઘુનાથજીને, તત્ક્ષણ સોંપી કાય. સુખ.

(૨૧)

મથુરામાં એક આહીરડી, મહી વેચવા આવીજી;
દેવકીએ તે નયણે દીઠી, પ્રેમ કરી બોલાવી;
આવો ગોવાળણી, દુધ દહી આજ આલો ગોવાલણી. ટેક.

મટકી ઉતારી માથથી, આપ્યું ત્યાં આસનજી;
કુશળ પુછવા કુંવરનું તેમને કહે વચંન. આવો.

નંદરાયજી શું કરે છે, તેહને શું સંતાનજી;
કહેવાં છે તેનાં કામિની, સુખતણું નીધાન. આવો.

સંતતિ વિણ જીવવું કશું, મનુષ્યનો અવતારજી;
અમ સરખું કોને ન હશો, વેરીડાને સંસાર. આવો.

વ્રજમાં રીદ્ધિ કેવી છે, કેવા સુખીઆ લોકજી;
જાણે ને જીવે નહિ તેનો, ક્ષણું ક્ષણું શો શોક. આવો.

વળતી સનમુખ થઇને શ્યામા, અમૃત વાણી બોલીજી;
નંદજીને એક કુંવર છે, એનો ચૌદ ભુવન નહિ તોલી–
સાંભળો માતા દેવકી.

ગોરાને શું કીજીએ, વર એ છે સામળીઓજી;
બ્રહ્મા હર ઇંદ્રાદિક આવે તોયે ન જાએ કળીઓ. સાંભ.

બહુ સોહે અમૃત ભરી, આંખડલી અણીઆળીજી;
કીકી અતિ જોતાં હસે, અધરજશ પરવારી. સાંભ.

નહાનો પણ પ્રાક્રમે મોટો, જેણે દમીઓ કાલીજી;
ગોવરધન ગિરી અંગુલિ ધરે, ઇંદ્રતણો ભય ટાલી. સાંભ.

જશોદાજી હુલામણે, તેનું નામ કહે છે કહાનજી;
કૃષ્ણ દામોદર કો કહે કેશવ, ગિરધર કો ભગવાન. સાંભ.

વૃંદાવન માંહે રહે તે, લે છે મહીનું દાણજી;
હા ના તેને કોણ કહે જે, સોંપ્યાં તન મન પ્રાણ. સાંભ.

કંસ લોએ બીહે નહિ, જદપી છે તે બાળજી;
મોટમ જોતાં મનતણી, જાણીએ કાળનો કાળ. સાંભ.
વનમાંહે વાંસલડી વાએ, અમૃતપે અતિ મીઠીજી;
એહને વશ આવે નહિ તેવી, સતી કો ન દીઠી. સાંભ.
નર એવો કો હવો નથી, નથી ત્રીલોકની માયેજી;
જેણે એને દીઠો નહિ, તેનાં નયણાં એળે જાયે. સાંભ.
ધીક એ મધુપુરના વારી, જેનું મુખ નવ નિહાળેજી;
કરુણાનિધ કટાક્ષ કરીને, ભવન પાતિક ટાળે. સાંભ.
ગુણનો પાર આવે નહિ તો, કેટલુંએક વખાણુંજી;
ક્ષણું એક અળગાં થઇએ નહિ, હું એવું મનમાં જાણું. સાંભ.
વાત સાંભળી સુતતણી, નયણે તે ચાલ્યાં નીરજી;
આહીરડી તે એમ કહી; થઇ રોમાંચિત શરીર. આવો ગોવાલણી.
ધન તે માત જશોમતી, જેણીએ ધવરાવ્યોજી;
પુણ્ય પોતે વ્રજવાતીનું, જ્યાંહાં એ રમવા આવ્યો. આવો.
વાત રહેવા દો એ તણી, કંસરાય સાંભળશેજી;
વેર એ શું આણે છે, તે હૈડાં માંહે બળશે. આવો.
શું આપું બાઈ તુને, કહી મનોહર વાતજી;
જેહને એવો દીકરો, તે ધન માત ને તાત. આવો.
જા બાઇ તું મંદીર તારે, ધન્ય જીવ્યું જે જોશોજી;
કોટી જન્મનાં કીધાં કલ્મષ, દરશન કરતાં ધોશો. આવો.
મારે એવું પુણ્ય કહાંથી, જે હું તેને દેખુંજી;
મન મનોરથ અતિ ઘણાં, કરતાં નાવે લેખું. આવો.
સંતોષી શ્યામા વળી, ચાલી નીજ વ્યાપારજી;
જાતાં વળતાં આવજો, પુનરપી આણે ઠાર. આવો.
માતા આનંદ પામીઆ, સાંભળતાં ગુણગાનજી;
ભાલણ જન એ જાનકીને, કથા કહી હનુમાન. આવો.

(૨૨)

રાત દિવસ હું ટળવળું, પણ સ્વપ્નમાંહે નવ દેખુંજી.
એક જીહવાએ શું કહું, તે દુઃખ તણું તાં લેખું ?

આંગણુડે ઉભી રહું; જાણું આણી વાટે આવેજી.
નયન કટાક્ષે નીહાળતાં તનનો તાપ સમાવેજી.
મોહન મુખના મરકલડા સંભારી સંભારૂંજી;
જોવા જીવ તપે ઘણું, પણ સ્વજન રાખે વારી.

* * * *

ગૌ દોહતાં એમ જાણું, આ દૂધ હરિને પાઉંજી.
વળી વિમાસણુ એમ કરૂં, કયમ દુર્જન માંહે સમાઉં ?

* * * *

લાજે કહી શકું નહિ, એનડી તુજને કાંઇજી;
એક વાર જાણું ઓચિંતાં, સુંદર વર દે સાંઇ.
મનમાં ઇચ્છા અતિ ઘણી, કહું નહિ પ્રકાશીજી;
વિધાતાએ શે નવ સરજી, નન્દના ઘરની દાસી.
આશા કીજે અતિ ઘણી, પણુ દૈવતણે વશ પ્રાણીજી;
એવું વાહાલું કો નથી, જે હરીને આપે આણી.

(c) The departure of Krishna from Vraj

(૧)

આજ મારે ઘેર આવો રે, મારા લાડકડા કુંઅર !
તાત કહી બોલાવો રે, શામળીઆ સુંદર !
આતા ! એમ ન કીજીએ હો ! મારા લાડકડા કુંઅર !
તુ વિના કઇ પેર રહીએ હો ! શામળીઆ સુંદર !

* * * *

ટાળી વ્રજનાં ઝુંપડાં, મંડાવું રે અવાસ;
સાત ભૂમિનાં માળીઆં, જાણીએ શું કૈલાસ !
તારા સમ જો મોકલું, કહીએ ચારવા ગાય;
ગૌ દોહવાનું નહિ કહે, તુજને તારી માય.

હળધર રહે તો અહિં રહે, તમે મ દેશો છેહ;
તમ સાથે છે અતિ ઘણો, વ્રજ વાસીને નેહ.

*    *    *    *

માત પિતા કયમ ટળે, જેથી ઉપન્યું અંગ?
ફાટે પણ ફીટે નહિ, ચોલ તણો જયમ રંગ.
હું ઘર જાઇશ એકલો, મરશે તારી માય;
હું એ પણ જીવું નહિ, તું વિણ ઘડીએ ન જાય.
જો દયા મન આવે નહિ, તો મારો હાથે શ્યામ!
કંસ જેણી પેર મારીઓ, તેમ વ્રજનો ફેડો ઠામ.

*    *    *    *

કાલાવાલા શું કરૂં, જો નહિ કારમી પ્રીતિ?
ભાલણ પ્રભુ રઘુનાથજી! જાણો દશરથ રાયની રીતિ.

(૨)

મીઠડા માવજી રે, મારે મંદિર આવો;
પ્રેમે પીરસું પરમાનન્દ, કૂર ને દૂધ શીરાવો.
મથુરા રિદ્ધિ પામ્યા ધણી, વાધ્યું છે અતિ તેજ રે;
સહી જાણજો મારા સરખું, કો નહિ આણે હેજ રે.
ધવરાવીને હૈડે ચાંપતી, તેમ દેવકી નહિ ચાંપે રે;
રોમાંચિત મારી દેહડી થાતી, તેમ તેની નહિ કાંપે રે.
માતા નહિ થાવું તમારી, ધાવ કહીને જાણો રે;
મેં બાંધ્યો જે માખણ માટે, તેણે રોષ ભગાણો રે.
કાલિંદી માંહે તમ ઉપર, જે હું નવ ઝંપાતી રે;
જાણું તેં વાત સંભારી, રીસ મનમાંહે આવી રે.
તેં દીધો તેમ કો દે નહિ, પ્રીત કરીને છેહ રે;
ભાલણ પ્રભુ રઘુનાથ, સંભારો એક ઘડીનો નેહ રે.

(૩)

**કૃષ્ણ વચન:**

ગોકુળિયે પધારો રે મારા નંદજી રે, જસોદાજી જોશે વાટ રે;
ટળવળશે મારી માવડી રે, દુઃખ ધરશે મુજ માટ રે. ગોકુળિ.

કોમળ તે હૈડું તેહનું રે, જાણીએ તે નવનીત રે;
ક્ષણ વાર હે સહે નહિ રે, ઘરથી વાધી પ્રીત રે. ગોકુ.

મુગટ તે મયુર પુચ્છનો રે, આપ્યો છે આઇજીને હાથ રે;
રૂડી પેરે રાખજો રે, જેમ નીરધનને આથ રે. ગોકુ.
કણ્ઠે મેં પરોવિયો રે, ગુંજા કેરો હાર રે;
યત્ને તે જાળવજો ઘણું રે, વાંસલડી તે પ્રાણાધાર રે. ગોકુ.

લાખી રંગની ઓઢણી રે, ચોલડી તે લલીત શું અંગ રે;
તેને મોંખીક રખે લાગતા રે, કોમળ લાગે અંગ રે. ગોકુ.

કમળ વરણું મોળિયું રે, તે હું બાંધતો શિશ રે;
સાથે તે લાવ્યો નથી રે, જાણ્યું જે કરશો રીસ રે. ગોકુ.

શીકૂં સ્વહસ્તે મેં ગુંથીયું રે, પાટતણું પચરંગ રે;
તેહ રખે વળી વિણસતું રે, લીધું નહિ મેં સંગ રે. ગોકુ.

વાંસુલી જે વારે જડી રે, સુંદીર મારૂં શૃંગ રે;
રખે હરે તે ગોવાળીયારે, વાળી છે તાન તુરંગ રે. ગોકુ.

ગાય ચારીને મેં સાચવી રે, રખે તે દુબળી થાય રે;
દુધ જેનું મુને ભાવતું રે, પ્રેમે તે પાતી મારી માય રે. ગોકુ.

આઇજીને કહેજો એટલું રે, તમ કને મારા પ્રાણ રે;
એવું કો વહાલું નથી રે, સાચી કહું છું વાણ રે. ગોકુ.

મ્હારે અહીં રહેવું નથી રે, વહાલું વૃંદાવન રે;
ચાર દહાડા રહી આવશું રે, સહુનું મનાવી મન રે. ગોકુ.
વેગે હવે તમે સંચોરો રે, લ્યોને સઘળો સાથ રે;
તમથી હું અળગો નથી રે, કહે ભાલણ પ્રભુ રઘુનાથ રે. ગોકુ.

(૪)

**નંદ વચન:-**

શા માટે નથી આવતા રે, કાંઇ કાઢો અમારો વાંકજી;
રહેશો તો અમારૂં શું ચાલશે, તમ પ્રત્યે અમો રાંક.

મારા જીવન લાડકા. ટેક.

મેં તમને ક્યારે કહ્યું, ચારવા જાઓ ગાયજી;
રમવાની ખાંતે જાતા, ઘણુંએ વારતી માય. મારા જી.

શીકૂં સ્વે ઉપાડવા, ઘણુંએ કરતો રીસજી;
પોતાની ઇચ્છાએ ઉપાડયું, ચઢ્યું અમારે શીશ. મારા જી.

ઓલંભા બહુ લાવતા, હું કદીએ ન ધરતો રીસજી;
તો ધોખો શાને વસો, એ સઘળો મનથી ટાળીશ. મારા જી.

પ્રાણજીવન છું માહરો, શું કહું વારોવારજી;
આંધળાને જેમ લાકડી, તેમ તુજ મુજ આધાર. મારા જી.

વાંક એટલો તેહતણો, જેણીએ બાંધ્યા તનજી;
તેને ઓસીકલ કીજીએ, જનુની જાણી મન. મારા જી.

માત પિતાને કારણે, વેચાણો રોહીદાસજી;
ધરમાંગદે મસ્તક સોંપ્યું રામ ગયા વનવાસ. મારા જી.

ભીષ્મ વ્રત ગાંગેવ પાળ્યું, તાત તણે ત્યાં કાજજી;
પુરુએ જરા ગ્રહી, પોતાનું યૌવન કીધું ત્યાજ. મારા જી.

જો તમો આવો નહીં તો, અમો જાશું કાશીજી;
ગા ગૃહો સર્વે પરહરી, ને થઇ રહિશું સન્યાશી. મારા જી.

પુન્ય ત્યાંહાં જઇ એવું કરશું, પુનરપી આહિં અવતારજી;
માતા પિતા અમો તું અજ કુંવર, વિરહ નહીં લગાર. મારા જી.

કરવું મોહે કામ કહું એ, મર્ણ દૈવને હાથજી;
દશરથની પેરે પ્રાણ ન જાએ, ભાલણ પ્રભુ રઘુનાથ. મારા જી.

(૫)

ગોપ વચનઃ—

હાં હરી સે ન કરો સવાઈ;
આવવાને શું નથી હીંડતા, ગોકુળીએ કેમ ભાઇ. ટેક.

વાટ જોતાં હશે વનવાસી, તેપે જસોદા માડી;
દરશન તમારું જગજીવન, સર્વ જનને સુખ દાડી. હાં હરી.

વાંસલડી વજાડી વનમાં, રાગ રંગ રસ ગાઇ;
મન હરી લીધાં મનમોહન, કામાક્ષર બજાય. હાં હરી.

અમો જાણું છઉં ઘણું, જોડી એહુ કર નાથ;
કુડ કપટ તમારું કો નવ પ્રીછે, કીજે પ્રભુ ભલાઇ. હાં હરી.

ભલે કંસ માર્યો થયા મોટા, અપરિ વિભૂત તે પાઇ;
તોએ નંદકુંવર એમ ન ઘટે, વહાલાશું વેડાઇ. હાં હરી.

ગૌ ગોવાળ ગોગણી, સાથે શી કરી સગાઇ;
ભાલણ પ્રભુ રઘુનાથ, ન કીજે મળતાંશું ઠગાઇ. હાં હરી.

(૬)

**નંદ વચનઃ-**

હાંરે મારા ગોવિંદા, તું ગોપીનો પ્રાણ;
તુંજ વિના કિમ જીવશે, તેહને મન પડ્યું ભંગાણ. હાંરે.

કાળી ધોળી કાબરી રે, દોહીને પીજીએ દૂધ;
માતા ખીજી શું કરે રે, ઘેર ન કહીએ સુધ. હાંરે.

કંસ ભલે તમો મારીઓ રે, વર્તો જય જયકાર;
જરાસંધ અહીં આવશે, થાશે યુદ્ધ અપાર. હાંરે.
આવો આપણ ચાલીએ, રમીએ વૃંદાવન;
વાંસલડી વજાડીએ રે, મોહ્યાં સહુનાં મન. હાંરે.

કંસરાય તમો મારીઓ રે, ટાળ્યું સર્વનું દુઃખ;
વસુદેવજી છોડાવીઆ રે, દેવકીને દીધું સુખ. હાંરે.

કમળ કેરે પાંદડે રે, જમીએ દહીં ને ભાત;
અહીં કેમ શું બેસી રહ્યા રે, વાટડી જુએ માત. હાંરે.

તું તો જીવન મ્હારો રે, દેહડીનો આધાર;
એક ઘડી નવ જીવીએ રે, તું વિના લગાર. હાંરે.

વાટ જુએ જસોમતી રે, ગોકુલની સર્વ નાર;
જળ વિના જેમ માછલી રે, ટળવળે વારંવાર. હાંરે.

અહીં આપણું શું છે રે, એ પીયારું ગામ;
વૃંદાવનમાંહી રમીએ રે, ભાલણ પ્રભુ શ્રીરામ. હાંરે.

(૭)

યશોદા વચનઃ-

યદ્યપી મેં ધવરાવિયો, દેવકી તમારી માત રે;
નંદજી તે નિશ્ચે નહીં, વસુદેવ તમારો તાત રે.
વહાલા આવો રે કુંવર કોડામણા રે, વેગે વેહેલાં આવો રે. ટેક.

મારા કુંવર આવો, જોને ગોકુલ ગામ રે;
જહાં તમો ક્રીડા કરી, તે શુના દીસે ઠામ રે. વહાલા.

મેં તો એમ જાણ્યું, નહીં રે, લીલા ધરશો લોક રે;
સાંણે સુખ દીધું ઘણું રે, જાગી તો થયું ફોક રે. વહાલા.

તારા શા ગુણ સંભારીએ રે, ગણતાં નાવે પાર રે;
અવગુણ શાશા અમો કર્યા રે, તે કહીએ પ્રાણાધાર રે. વહાલા.

જાણું છું મેં બાંધીઓ, તેનો રાખ્યો રોષ રે;
જો કીધું હાથે આપણે, તો કશો દૈવનો દોષ રે. વહાલા.

ગુણ અવગુણ ન વિચારીએ રે, જેમની ધરી પ્રીત રે;
ભાલણ પ્રભુ શું કરું, તમો જાણો છો સર્વ રીત રે. વહાલા.

(૮)

એકવાર આવો આણે આંગણે રે, રમવાને જાદવરાય રે;
મુખડું જોવા મહાવ રે, નહીં થાઉં તારી માય રે. એક.

ધાવ કહીને ખોલાવજો રે, મીઠાં કહીએ વચન રે;
તારા સમ છે ત્રીકમા રે, નહીં દુભાવું મન રે. એક.

નંદકુંવર કો નહીં કહે રે, કહે તેને દેજો ગાળી રે;
પીતામ્બર પગલાં કરો રે, લાડ તે મારૂં પાળી રે. એક.

મન ગમે તે આરોગજો રે, દામોદર દહી ભાત રે;
એક ઘડી બેસી કરો રે, ત્યાંના સુખની વાત રે. એક.

ટળવળે છે ત્યાં ગોળણી રે, આવી દો દરશન રે;
સરવસ જેણીએ સોંપિયું રે, જાણી મારો તન રે. એક.

વાંક તમારો છે નહીં રે, નવનીધ પામ્યા રાજ રે;
દુરબલ સાથે ગોઠડી રે, કયમ ગમે ત્યાં આજ રે. એક.

પિયારો જાણ્યો નહીં રે, ટાંણે નાવ્યો હાથિ રે;
માયા બંધાણી ઘણી રે, ધવરાવે તુજ સાથિ રે. એક.

મૃગયા મિષે પધારજ્જો રે, સહજે આણે ઠામ રે;
અળખામણું એમ કાં થયું રે, વહાલું ગોકુલ ગામ રે. એક.

વૃંદાવન વિસારિયું કે, સાંભરે ન સુંદીર શ્યામ રે;
એવી પેરે છેહ ન દીજે, ભાલણ પ્રભુ શ્રીરામ રે. એક.

# 8 *From* રામલીલા.

The childhood of Rāma.

(૧)

થયા મંગળ તેજ પ્રકાશ, એ રૂપ કુણ કળે;
અવનિકારણ શ્રી અવિનાશી, મહારૂપ કુણ કળે.

કિરીટ મુકુટ શિર સાર, એ. શોભે દિનકરનો ઝળકાર, મહા.
શોભે મૃગમદ તિલક લલાટ, એ. સુદ અષ્ટમી સોમનો ઘાટ, મહા.
શોભે અંબુજ નેણ વિશાળ, એ. ભરી ભૃકુટી તે ધનુષ્ય આકાર, મહા.
મકરાકૃત કુંડળ લલકે કાન, એ. અંગ ઇંદુ હળદરવાન, મહા.
શોભે લાલ પ્રવાળી અધૂર, એ. હાસ્ય વદનમાં અમૃત પૂર, મહા.
નાસિકા શુદ્ધ શુકની ચંચ, એ. ઝળકે હીરાકણીશા દંત, મહા.
ભૃગુલાંચ્છન કૌસ્તુભ હાર, એ. ઉર હાર સહીત શણગાર, મહા.
શુદ્ધ શંખ સરીખી કોટ, એ. જાણીએ અધર્મ ઉપર દોટ, મહા.
પેટ પોયણી કેસરી લંક, એ. કસ્યાં પીતાંબર પીળે રંગ, મહા.
જંઘા કોમળ કદળી પાય, એ. જેમાં મુનિઓનાં મન લલચાય, મહા.
કર આનંદકંકણ પાણ, એ. શંખ ચક્ર ગદા અંબુજ જાણ, મહા.
ચરણે ચિન્હ પડયું સંજુગત, એ. ધજા ચર્મ ને પદ્મ અંકુશ, મહા.
માતા દેખી થયા દિગ્મૂઢ, એ. જવ ઓળખ્યા ગરૂડારૂઢ, મહા.
પ્રભુ ભાગીએ મનની ભ્રાંત, એ. રઘુલાલ ખેલવાની ખાંત, મહા.
તત્ક્ષણ થયા પ્રભુ લઘુરૂપ, એ. ધણી ભાલણના સુરભૂપ, મહા.

(૨)

કરે સ્તુતિ કૌશલ્યા માત, આગે તપ તપ્યાં વિખ્યાત;
જે પૂરણ પ્રેમ અખંડ, સચરાચર સકળ બ્રહ્માંડ. પ્રભુ નમું નમું.
જે ભૂમિતણા ભૂપાળ, કેમ માનું હું નાનું બાળ;
તારી માયાએ ભૂલે બ્રહ્માય, ગુણ નેતિ નેતિ કરી ગાય. પ્રભુ.

શિવ સનકાદિક ધ્યાનમાં ધ્યાય, જેની માયામાં સહુ ભૂલાય;
મુને અચરજ અદકું થાય, મુખડું જોઇ મનડું હરખાય. પ્રભુ.
વિશ્વંભર તને શું ધવાડું જગકર્તાને શું રે રમાડું;
માતા ભ્રમાકાર થઇ જયારે, મેલી વૈષ્ણવી માયા ત્યારે. પ્રભુ.

* * * *

ઉઆ ઉંઆ સુણતાં જાગી, ઘણી ભાલણની ભ્રાંતિ ભાગી; પ્રભુ.

(૩)

રાજા દોને વધાઇ, પ્રભુ પ્રગટ્યા છે ઘરમાંઈ. ટેક.
તતક્ષણ ત્રંબાળું વાગ્યાં, ઘડિયાળા ઘણુઘણુાય;
ચરણ ચોપે ચતુરા, કર મોતી થાળે વધાય. રાજા.
ધીનકિત ધીનકિત મૃદંગ બાજે, ગુણકા કરતી ગાન;
કનકપાત્રમાં ઘૃત ભરીને, આપ્યાં ભૂમિદાન. રાજા.
કુંકુમકેરા પૂર્યા સાથિયા, આંગણે કેળના થંભ;
તરીઆ તોરણ બાંધ્યાં બારણે, થઇ રહ્યો નાટારંભ. રાજા.
નવપલ્લવ ફળી રહી પૃથ્વી, દિનકર તેજ અપાર;
સુત સનકાદિક ઓર બ્રહ્માદિક, વેદ વદે મુખ ચાર. રાજા.
પવન પાવક અતિ ઉજવળ, દિનકર તેજ અપાર;
સુર કારણ સારૂ અવતરિયા, હરવા ભૂમિ ભાર. રાજા.
જાણુા જોષી જુગતે તેડ્યા, જન્માક્ષર જોવરાય;
પળમાં પરાક્રમ એવું ભાસે, તતક્ષણ ત્રિભુવનરાય. રાજા.
ભૂપતિ કે'છે જુઓ વળી, નિરમો એવું નામ;
રોમ રોમ વ્યાપી રહ્યો છે, મહારા જીવલોચન રામ. રાજા.
દેછે આદર વેંચે સાકર, શણગાર્યાં સહુ બાળ;
નગરનિવાસી જોવા આવ્યાં, નાનાં મોટાં વૃદ્ધ બાળ. રાજા.
રૈયત સહુકો જોવા આવે, દશરથજીને દ્વાર;
એ સુત બાળક સબ જુગ પાળક, ભાલણ ભય હરનાર. રાજા.

(૪)

હેલી હીંડો હીંડો મારા લાડકડા લઘુ વેશ, રૂડા રામને તેડે. ટેક.

કાળો છે પણ કળ્યો ન જાય, નૌતમ નવલે રંગ;
નીલમણિશો શોભે છે રાઘવ, કૌશલ્યા ઓછંગ. હેલી

બંદીજન બારણીએ બોલે, જાચક જે જે વાણ;
લૂણ ઉતારે માવડી, ત્યાં દશરથ દે છે દાન. હેલી.

મહીમંડળના મુનિ સૌ આવ્યા, પ્રભુને નામે પાગ;
રાયે તો તપ પૂરણ કીધાં, આખી અવધનું ભાગ્ય. હેલી.

મુખડું જોતામાં મોહ પામે, મનડું ગળ્યું અમારૂં;
સર્વે કળાએ શોભે શ્રીવર, કોટિ કામ ઓવારૂં. હેલી.

માનનીઓ મોતીએ વધાવે, સજીને શણગાર;
ભાલણ પ્રભુ રઘુનાથ મહારો, મુક્તિનો દાતાર. હેલી.

(૫)

એવા દશરથના બાળ, લાલ પારણે ઝૂલે;
શ્યામસ્વરૂપ દેખીને, મહારૂં અંગડુ ફૂલે. એવા

મૈયા ઢળકતી ઢળકતી, તાણે દોરી;
રહ્યા સુત સનકાદિક, કર જોડી. એવા.

હવે મૈયા હાલરૂં ગાશે, ને મનમાંથી હસે;
વળી શેષને શારદા, ગ્રહેવા ધસે. એવા.

મૈયા હાલો હાલો, મુખે હાલ કહે;
વળી શ્રુતિ ને વેદ, જેને કંઠે રહે. એવા.

અડપડિયાળી આંખડી, મીંચીને ઉઘાડે;
બાળક બહાર કાઢીને, મૈયા પોઢાડે. એવા.

ખાંતે ધાવે ખેલણી, વળી પડી રહે મૂકે;
એવા રમતા રામ નામ, શામ ના ચૂકે. એવા.

ઝડપ નાખેજ રમતે તો, પાયેવતી તોડે;
કહે ભાલણ રામજી મહારો, જન્મના બંધ છોડે. એવા.

(૬)

રામ રંગે રીખે એવા કૌશલ્યા કુંવર, લાલા રંગે રીખે. ટેક.
છબ છબ કરતા છેડા પલળે, પાયે ચાલે ચતુર;
ચાર મળીને ઉધાડા દોડે, રંગે દશરથ કુંવર. રામ.
કર ગ્રહીને લાવે કૌશલ્યા, પરસાળે મેલે;
ગોત્રજ માનો ઘૃતદીવડો, તે મુઠીમાં ઘાલે. રામ.
સુમિત્રા તો લાવે શેરડી, બાળકને આપે;
કટકા તો કોરણું ફેંકે, પાળી લઇ ચાવે. રામ.
ઘુઘરા ઘસે ને ખડખડ હસે, ત્યારે બોધ કરે માતા;
બાલપણાને બલિહારી, જાય શંકર વિધાતા. રામ.
ઘુઘરા ધમકે અાત ઘણા ચમકે, ને ઉતાવળા ચાલે;
પગતણી જે કોમળ આંગળીઓ, ચણીઆરે ઘાલે. રામ.
અતિ આકુળિત થઇને રે મૈયા, બારણીએ બેસે;
રાયતણા મરતાના મેગળ, તેના વચ્ચે જઇ પેસે. રામ.
અતિ અડપલા કુંવર આપણા, કહો દિન કેમ જાશે;
ભાલણ પ્રભુને પકડી, બાંધ્યા પ્રેમને પાશે. રામ.

(૭)

દેવ ડગલાં ભરે, પ્રભુ પગલાં ભરે. ટેક.
ડગમગ કરતાં પગલાં ભરતાં, ઉતાવળા ચાલે રાજકુમાર,
લથડતા સિંહાસન ઝાલે, બીતા અપરમપાર. દેવ.
સિંહાસન મૂકાવે રાજા, છૂટા મૂકાવે હાથ;
થરથર ધ્રૂજે કાંઇ નવ સુઝે, ઝાલી રહે કોઉ સાથ. દેવ.
આદાણુયે વળી ઉભા થાયે, ઉલાળે અલંકાર;
સદાએ અર્ધાંગે કમળા, શો કરશે શણગાર. દેવ.
મનમાન્યા મરતાના ચાલે, જેમ માહલે માતંગ;
ભાલણ પ્રભુ રઘુનાથ મારો, સદાએ રહે સતસંગ. દેવ.

(૮)

રામ બાળા બોલો, બોલોને અછલાલ, રઘુ બાળા બોલો. ટેક.
કર જોડીને કહે કૌશલ્યા માત, કોઇ બોલાવો રામ એકવાર.
કહેતા સારૂં સૌનાં કામ. રામ બાળા બોલો.

ચતુરા એક ચકલું લઇ આવી, મુખમાં પડાવ્યો નાદ;
આદિતવારે કર્યો ટુચકો, જેમ બોલે રઘુનાથ. રામ બાળા બોલો

હસતે મુખે કરે હુંકારા, લખારા અપાર;
શિશુપણું સંપૂરણ ભાસે, આદ્યપુરૂષ અવતાર. રામ બાળા બોલો.

જ્ઞાનદષ્ટિથી ગુરૂ નમે છે, ઉત્તર અળગો આલે;
વિરંચિ તારો વડો દીકરો, આ શા મંડયા ખ્યાલે. રામ બાળા બોલો.

પળમાં બ્રહ્માંડ ભાંગો સરજો, વાણી ન પહોંચે વેદ;
અગમને તારી ગમ નહિ, તો કુણે કળાએ ભેદ. રામ બાળા બોલો.

વશિષ્ઠ સામું વેગે જોતાં, મુખેથી કહ્યું માત;
ભાલણ પ્રભુ રઘુનાથ મારો, મુક્તિનો છે દાત. રામ બાળા બોલો.

(૯)

નાચો નાચો નિર્મળ નામ, રામ લાલા ટેક.

શીશ ઘુઘરીઆળા ઘૂમતા કેશ ફરકે; નાથ નાચે ને દુષ્ટનાં મન થડકે. નાચો.
કાને મકરાકૃત કુંડળ ઝળકે; રામ નાચે ને દુશ્મનનાં મન ભડકે. નાચો.
કંઠે કૌસ્તુભમણિ માણુક અનંત; ઘૂઘરીઆળી ગોફણીને કરડે તીણે દંત. નાચો.
ઉરલગુ ભૃગુ લાંચ્છનમાળા; નાચો થેઇ થેઇ જગતપ્રતિપાળા. નાચો.
પ્રભુ ઢળી પડે ને બેઠા થાય; મૈયા ચુંબન કરી ચાંપે પાય. નાચો.
પાયે રૂમઝુમ નેપુર વાજે; કટિકંદોરે મેખળાના ઘોર ગાજે. નાચો.
ચાલો સખી જોવા જઇયે; ભાલણપ્રભુને ચાંપું હઇયે. નાચો.

(૧૦)

મૈયા લાલને શણગારે, ચાલો જોવા જઇએ. ટેક.
શીશ સાંકડે રાખીને, ધાલે માથે ચાક;
ઘુઘરીઆળી ગોફણી ને માથે મોતી લાગ. મૈયા

કાને મકરાકૃત કુંડળકેરી જોડ;
નાકે બુલાખ ને મુખમાં તંબોળ. મૈયા.
મૈયા મુખડું ધોઇને કરે કેસરની આડ;
વળી નેત્ર સમારીને કરે ટબકડું ગાલ. મૈયા.
બાંહે બાજુબંધ બેરખામાં સોનાની સાંકળ;
વીંટીએ જડિયા હીરા જેમ તારામંડળ. મૈયા.
કટિ ત્રોટી કંદોરે ઘૂઘરીના ઘોર;
ફેરી પેરી ઝાંઝરી ને પાની રાતી ચોળ. મૈયા.
રાજનીતિના રમકડાં એ માગે ધનુષ્ય ચાપ;
ભાલણના પ્રભુ તારી ગહન ગતિ અમાપ. મૈયા.

(૧૧)

બાઇ કોઈ બતાવે રામ લાલા. ટેક.
મેં તો કેડેથી ઉતાર્યો, કશું કામ પડ્યું;
મારી નજર ચૂકી ને રૂડું રતન રડ્યું. બાઇ.
હાં હાં ઊઠો અનુચર જુઓ પાણી પીજો પછી;
બાઇ બ્રહ્માંડે ભરાણો એને ખમા ખચીત. બાઇ.
મુનિ વશિષ્ઠ વેદમાંથી કરે મન વિચાર;
બાઈ રોમ રોમ એ રામ રમે સકળ સંસાર; બાઇ.
હાં હાં ઉઠો અનુચર જુઓ જઇ ચારે દેશ;
બાઇ રામ તારો શોધે વળી શેષ ને મહેશ; બાઇ.
રાજા રાતા તાતા થાયે, ને કરે સરજૂમાં શોધ;
ભાલણપ્રભુ રઘુનાથ ભરાણા, કૌશલ્યાની ગોદ. બાઇ.

(૧૨)

મૈયા બાવરી થઇ રે, મૈયા બાવરી થઇ;
પ્રભુને લૂગડે લપેટયા, લાલ દીઠા નહિ રે, મૈયા.

હેલી ગોદમાં ઘાલીને, હીંડે બા'ર માનો;
એવો ચંચળ ચકોર, રહ્યો કેમ છાનો. મૈયા.

હેલી આશ્ચર્ય એવું, તે શું કહેવું તુંને;
આવો ચંચળ ચકોર, બાળ વરશે કોને મૈયા.

પરબ્રહ્મ પરાક્રમ, નથી જાણ્યું થોડું;
એવું સરજ્યું હશે, વિરંચીએ વિશ્વમાં સીડું. મૈયા

શિવસનકાદિક ઇમિચવે, જે બ્યાપ્યો ચૌદે લોક;
વળી કેશ આવે નેત્રમાં, તો ઉંથ્યા કરે કોક. મૈયા

હેલી શાં તપ કીધાં માતાએ, આ ઓછંગે મહાલે;
ભાલણપ્રભુ રઘુનાથ, માતાનો પાલવ ઝાલે. મૈયા.

(૧૩)

પ્રીતે પાડે કૌશલ્યાજી શોર, રઘુબા મારો ક્યાં રે રમે;
મારો કોમળ બાળ કિશોર, રઘુબા મારો ક્યાં રે રમે.

નથી લાડકડો લક્ષ્મણ સંગ, રઘુબા. આનંદમાં ઉઘાડે અંગ, રઘુબા.
માતા શોધી વળ્યાં ધામોધામ, રઘુબા. છપ્યા ભગતના ભીતર રામ, રઘુબા.
દેશ દેશ દોડાવોને ભૂપ, રઘુબા. શકે હરિ ગયા બારે ભૂપ, રઘુબા.
જેને હોય કુંવારી કન્યાય, રઘુબા. પ્રીત કારણ પરપંચ થાય, રઘુબા.
કોઇ શોધે રે શિવજીનાં મન, રઘુબા. જેને લગ્ન લાગ્યાં નિશદન, રઘુબા.
મૈયા ઊભી થાય ને ઢળે ધરણ રઘુબા. ઋષિના હૃદયમાં ખુંચ્યાં ચરણ, રઘુબા.
ગઇ મિથુલા તે મેહેલ માંય, રઘુબા. પોહોડ્યા પારણે પુરૂષપુરાણ, રઘુબા.
મહા નિદ્રામાં છે મારો નાથ, રઘુબા. ધણી ભાલણના સુખ સાથ, રઘુબા.

(૧૪)

મૈયા કાંય કરો ચિંતાય, ઝૂલે પારણે રાઘવરાય;
પોઢયો પારણે રાઘવરાય, મૈયા.

પારણે પોઢયા પુરૂષપુરાણ, જાણયે કોટિ ઊગ્યા ભાણ. મૈયા.
દાબ્યા નીચે લક્ષ્મણે છેક, જાણે નારાયણ પર શેષ. મૈયા.
શીશે શિથિલ થઇ છે વેણ, કુંકમ ખરી પડ્યાં છે નેણ. મૈયા.

નાસિકા નિદ્રામાં ભરપૂર, વેરી વિઘ્ન રહ્યાં જેમ દૂર. મૈયા.
કૌસ્તુભ ઘૂઘરૂં ખુંચ્યું બાંહ્ય, જાણીએ ભેટયાં ચારે ભાય. મૈયા.
દુશાલો ઝુલી રહ્યો ચરણ, કમળા ચાંપતી હોય ચરણ. મૈયા.
કટિ કંદોરો ખુંચ્યો ખેલ, જાણીએ વિરંચીએ પાડી વેલ. મૈયા.
ઉઘાડી અડપડિયાળી નેણ, ભાલણ ભવ ભવ ભજશે વેણ. મૈયા.

(૧૫)

કરૂં થાપટ થાપટ પાણ, કરૂં થાપટ થાપટ પાણ.
રમો રમો રઘુબા રામ, કરૂં થાપટ થાપટ પાણ. કરૂં થાપટ.

થાપ્યા બ્રહ્મા થાપ્યા શંકર, થાપ્યા નિગમ ચાર;
વિશ્વાસુ ને વસુધા થાપી, કોઇ ન પામે પાર. કરૂં થાપટ.

ત્રણ ભ્રાત ને માત પિતારે, ગાય ઘણી ઘર માંય;
અગમ અગોચર અતિશે ઉંડા, કરતા નાં ઘર કાંય રે. કરૂં થાપટ.

પાંપણમાં પરઠે ને સંહરે, તેને હુલાવે માત;
ભાલણ પ્રભુ રઘુનાથજી, સર્વને કરે શાંત. કરૂં થાપટ.

(૧૬)

કરમાં લીધી ઝુલડી, ને પાડે કૌશલ્યા સોર;
રામ! આવો રંગ મહોલમાં, હું આપું કનકનો મોર.
ઉષ્ણકાળનો ઉન્હો વાયુ, કરમાય કોમળ અંગ;
પાયે પહેરાવું મોજડી, તમો રમો સખાને સંગ.

* * * *

ઘુંઝે ઘાલુ સુખડી, ને મેવા લ્યો મ્હોં માગ્યા.
ભૂમંડળના ભૂપતિ કહેશે, નાહાના નરપતિ નાગા!
કૌશલ્યાએ કર ગ્રહીને, પહેરાવી બે બાંહ્ય;
કસકશી કૌસ્તુભમણી સરખી, જેમ ન ભૂલે ક્યાંય.
ઝળકતી શી ઝુલડી પહેરાવી, માતા કરે ચુંબન;
ભાલણ પ્રભુ રઘુનાથ માહરાને, સોંપું તનમન ધન.

(૧૭)

આજ રૂડો દહાડો, રંગીલા રામે લીધો આડો. ટેક.

આડો કરે છે અતિ ઘણો, ને પછાડે બે પાગ;
આકાશને ઉતરડી જનની, આદિત મુજને આપ.

દિનકરથી આ દેહ તમારો, મહા મોહોટો સંબંધ;-
સમજાવ્યો સમજે નહિ, અર્ભક વસમાં કરતો ધંધ.

દશરથ દહાડી દુખ ધરતા, જે બાલ વિના બલ્યું રાજ;
આજ તો ભૂપતિ અતિ અકળાણા, માતા આવ્યાં વાજ.

હિરલા કેરી ગુંથી કેઢાણી, મણિ મુક્તા ચોપાસ;
કૌશલ્યાએ કરમાં આલી, હરિને આવ્યું હાસ.

આડો જોવા આદિત થંભ્યા, વિસ્મે પામ્યા સુર;
ભાલણ પ્રભુ રઘુનાથ ભરાણા, બ્રહ્માંડે ભરપુર.

(૧૮)

ઝાંઝરનો ઝમકારો વાગે, નેપુરનો ઠમકાર રે;
આવ્યો છે અવધતણો, ધણી અધમ ઉધાર રે.
ઈંદીવર અંગે સુંદર, ભાનુ કુળ ભૂપ રે;
કોટિ કામ વારી નાંખું, જોતાં તેનું રૂપ રે.
મુખ જાણે કોટિ શશી, ફરકે બાળા કેશ રે;
કાને કડાં અને ઝુમખાં, હતો બાળે વેશ રે.
ભ્રુકુટીમાં બ્રહ્માંડ ભાગે, નેણ બે વિશાળ રે;
કંઠે ઝલકે ઘુલરૂ, ગુંચવાણી મોતી માલ રે.
બોલી બોલે કાવલી ને, વાણી છે રસાળ રે;
અધર રંગ પરવાળી, જરા ફુલેલા ગાલ રે.
બાજુબંધ ને બેરખા, ને કનકકડાં પાણ રે;
કટિ નટે કંદોરામાં ખોસ્યાં ધનુષ ને બાણ રે.
પાએ પહેરી ઝાંઝરી ને દડબડ દડબડ દોડે રે;
ભાલણ પ્રભુ રઘુનાથ, માહારો ભવ થકી છોડે રે.

(૧૯)

નેત્ર સરોજ અંજાવતાં દોડી દૂર પ્રભુ જાય;
કાજળ ખરડી રે આંગળી જનની અતિ રે અકળાય.
આતા! આંખ અંજાવીએ, નૌતમ! દુખે નહિ નેણ;
આંખથી આદિત ઉપજ્યા, માતું મિથ્યા છે વેણ.
પાએ ઉરાડે રેણુકા, માતા મન ધરે રીસ;
એ રજ શિવજી શોધે સદા, વિરંચી ચઢાવે શીષ.
મહેલો માંહ્ય મસ્તી કરે, કુંઅર દોડયા રે દોડય;
હોડે પડયા હારે નહિ, જોવા સરખી જોડય.
ખાંતે ખોળામાં ખેલતાં, વળી કરે પયપાન;
ભાલણ પ્રભુ રઘુનાથજી, ઓળખ્યા અંતરની માંહ્ય.

(૨૦)

કરમાં લીધો છે લાડવો, વીંટી વળ્યા છે કાગ;
સુરપતિ જુએ આકાશથી, ધન્ય ધન્ય દશરથનાં ભાગ્ય!

* * * *

બહાર ના જાશો રે બાળકા! રાક્ષસનું સબળ છે જોર;
જાગ ને જગન ઝંપાઇ ગયાં, મુનિને કષ્ટ છે કઠોર.
રાક્ષસ માહારાં રમકડાં, મારૂં તેઓને તીર;
દશશીશ દળવાને દોડશું, ધરાવું ધરણીને ધીર.
વાણી સુણી વિસ્મે થયા, કાંઇક કરશે ધંધ;
બહુ ફળ બેઠાં શેલડી, સોને વળગ્યું સુગંધ.
દૂરથી આવે હરિ દોડતા, જનની બેઠી હોય જ્યાંહ;
કાજળે લુંસે છે કાંચળી, બેશી ખોળાની માંહ.
ધાવી ધરાઇ કરે કોગળા, સૌને છાંટે શરીર;
એંઠા થઇએ જો આપણે, ધર્મધુરંધર ધીર!
છેડો ઝાલી માતનો, ઢોળી પાડે છે ધર્ણ;
ભાલણ પ્રભુ રઘુનાથજી, રાખો સદા તમ શર્ણ.

(૨૧)

જોઇ મોહ પામ્યા મુનિ મન, વન આવ્યા ગૌતમના;
બોલે શુક હંસ ચકોર, શુદ્ધ સરોવરના.
માંહે ભ્રમર કરે ગુંજાર, હાર શોભે કમળતણી;
મીન મકર કરે જળપાન, માછ્ય મસ્ત બણી.
ઉપર પુષ્પ લતાની વેલ, ફેળ ભારે ઝૂલી રહી;
વળી ઝમરખ જાંબુને જામ, નામ નારંગી રહી.
અખોડ બદામ દ્રાક્ષ, સાખ ભલી આંબાતણી;
આંગણીએ છે આગ્નહોત્ર, કુંડ પાસે મઠી બણી.*

* This fine poem, the last and the best written by the poet, was never finished, for his son has noted at the end.

પિતા સ્વર્ગ પામ્યું નિ અધવચિ રહ્યું, ઉત્તમ આખ્યાન.
રસિક જન મનમાં દુઃખ આણિ, અધવચિ જોઇ પ્રબંધ.

# 9. *From* રામવિવાહ.

## 1. The ferryman's dilemma.

નાવિક વળતો બોલીઓ, સાંભળો માહારા સ્વામ;
સાથ સહુકો નાવે બેસો, નહિ બેસારૂં રામ.
વાર્તા મેં સાંભળી છે, ચરણ રેણુથી અપાર;
અહલ્યા તાં થઇ સ્ત્રી સહી, પાષાણ ફીટી નાર.
આજીવિકા માહારી એહ છે, જુઓ મન વિવેક;
સ્ત્રી થાતાં વાર ન લાગે, કાષ્ટ પાષાણ એક.
આજીવિકા ભાગે માહારી, આગે એક સ્ત્રી છે ઘેર;
બે મળીને શું જમે? શી કરૂં તાં પેર?
હશી વિશ્વામિત્ર બોલિઆ, ચરણ રેણે સ્ત્રી થાય;
તે માટે ગંગાજલ લેઇને પખાલો હરિ પાય.
હશીને હરિ હેઠા બેઠા, રામ અશરણ શર્ણ;
નાવિકે ગંગાજલ લેઇને, પખાલ્યા તાં ચર્ણ.

## 2. Quality-not size.

અલ્પ અંકુશ હોએ સહી, તેને ગજ રહે મહા ગૂઢ;
તિલમાત્ર તાં પાવક દહે, ઇંધણ ભાગ જે પૂઢ.
વજ્રને પ્રહારે ગિરિ પડે, વજ્ર છે સૂક્ષ્મ અપાર;
દીપક તાં નાહનો હોએ, પણ ટલે સર્વ અંધકાર.
વયનું કારણ નથી, (પણ) તેજનું કારણ;
તેજવત્ નાહનો એ મોહોટો, તું છો ચતુર સુજાણ.

## 3. Padmanābh (wrote circa A. D. 1456).

In the year 1875 Dr. Bühler brought from Tharad a manuscript copy of an old historical poem entitled ***Kānhad De Prabandh.*** The manuscript itself is dated Samvat 1606 (A. D. 1550) and it had been lying long neglected in a Jaina *bhāndār* (library). The work was published in the *Sālāpatra*, but owing to the ignorance of the printer the work was done very badly; especially since at that time the belief was universally held that the most ancient form of Gujarati was not appreciably different from the modern form.* It was only recently that Dr. Keshavlal H. Dhruva compared it with another manuscript copy in the Deccan College Library at Poona; and then Mr. D. P. Derasari edited it with a modern Gujarati version.†

The poem is thus remarkable as being the earliest authenticated specimen of old Gujarati hitherto known to us.‡ The language is appreciably different and is thus valuable for the historian of the language. It deals with the Moslem invasion of Gujarat by Alaf Khan, the brother and Commander-in-Chief of Sultan Ala-ud-din Khilji. The invasion began in A. D. 1297. Gujarat was at that

* This belief was first started by Dalpatram Dayabhai who laid down the dictum, that ચારસેં વર્ષ પર બોલાતી અને હાલ બોલાતી ભાષામાં કશો ફેર પડયો નથી. For most of the classical poets, judging merely by their works as preserved in *later* manuscripts, this seems true on the surface. But people forgot that the copyists were mainly responsible for changing the older language to what they could understand themselves: and the more popular poets like Narasimha and Mīrān got changed in the mouths of the people just as the language itself did. The કાન્હડ દે પ્રબન્ધ was saved from this through having been lying neglected during these centuries.

† The latter read a paper on this work at the 3rd સાહિત્ય પરિષદ્ at Rajkot in 1909.

‡ Some of the Parsi writings were probably earlier.

time ruled by king Karan of the Vaghela dynasty, who was surnamed Ghelo (the Mad). He abducted the wife of the brother of his Chief Minister, Madhav*; and the husband of the lady, Kehsav, was slain in trying to defend her. Madhav took a terrible revenge; for he went over to Delhi and induced the Sultan, Ala-ud-din Khilji, an insatiable conqueror, to invade Gujarat. After the invasion had been planned and the army had got ready the Sultan requested the Rajput Chief of Jhalor, Kānhad De Chohān, to allow the army to pass through his territories. The Rajput Chief, however, stood by his Hindu brethern and stoulty refused to grant passage to the army of Islam. The Sultan pocketed this insult, however, with the best grace possible and sent on the army by another route. The whole of the campaign of the invading army and all the ravages committed by it are described in some detail in the poem. After conquering Gujarat and Sorath (Kathiawar) Alaf Khan turned his attention to the Chief of Jhalor, who had defied him, and he determined to return to Delhi through the territories of this Chief. The Rajput Chief at first successfully resisted the onslaught of the Moslems, but after several years of guerilla warfare Kānhad De was slain in battle and Jhalor was captured in Samvat 1368 (A. D. 1312).

Such is the history described in this poem. The language is vigorous and the spirit of heroism (वीररस) pervades it throughout.

* The story is exceedingly well told in the famous book કરણ ઘેલો by Nandashanker Tuljashanker Mehta. There he says that the lady abducted was Madhav's own wife.

## કાન્હડદે પ્રબંધ

### 1. Madhava's treason and the preparations of the Sultan.

તિણિ અવસરિ ગૂજરધર રાઇ સારંગદે નામિ બોલાઇ.
તિણિ અવગણિઉ માધવ બમ્બ તાંહિ લગઇ વિગ્રહ આરમ્ભ.
રીસાવીઉ મૂલગુ પ્રધાન કરી પ્રતિજ્ઞા નીમ્યૂં ધાન;
'ગુજરાતિનૂં ભોજન કરૂં જુ તુરકાણું આણું અરહૂં.'
માધવ મહિતઇ કરિઉ અધર્મ, નવિ છૂટીઇ આગિલાં કર્મ.
જીહાં પૂજીઇ સાલિગ્રામ, જીહાં જપીઇ હરિનૂં નામ,
જીણિ દેસિ કીજઇ જાગ, જીહાં વિપ્રનઇ દીજઇ ત્યાગ,
જીહાં તુલસી પીપલ પૂજીઇ, વેદ પુરાણુ ધર્મ બૂઝીઇ,
જીણિ દેસિ સહૂ તીરથ જાઇ, સ્મૃતિ પુરાણુ માનીઇ ગાઇ.
નવખણ્ડે અપકીરતિ કહી, માધવિ મ્લેચ્છ આણિયા તહિં.
ચાલિઉ માધવ ઢીલી ભણી, ભેટી અપૂરવ લીધી ઘણી;
વિષમ ઘાટ ઉલ્લંઘ્યા દેસ, નયર-યોગિની કીધ પ્રવેસ.
પહિલું જઈ મિલીઉ દીવાણુ, સાચી વાત સુણી સુરતાણિ.
અલાવદીન વડુ સુરતાણુ, ઘણિ દેસી વરતાવી આણુ.
ધરી ભેટિ ઘોડાની લાસ મીર ઊંબરે કરી અરદાસઃ-
"વડુ મુકદ્દમ માધવ નામ પાતસાહનિ કરિ સલામ".
જાણ્યૂં પરદેસી પરધાન; અસપતિ રાઇં દીધૂં માન
પૂછઇ વાત પાતસાહ હસીઃ-"ગૂજરાતિ તે કહીઇ કિસી?
કિસ્યૂં ખમ્ભાયત, અણુહલપુર? કિસ્યૂં દીવગઢ, માંગલહુર?
ઝાલાવાડિ, સૂરઠ છિ કિસી? એહ રાઉત સુણીઇ સાહસી".
ઇસ્યૂં સાંભલી સરુઇ સાદિ માધવ બમ્ભ કરઇ ફરીઆદિઃ
"ખિત્રી તણુ ધર્મ લોપીઉ, રાઉ કરણદે ગહિલુ થયૂં.
એહવુ અંગુ તણુ અનુરાગ, નિતુ નિતુ ભચ્છ કરઇ વછનાગ.
વિણુ પડીઆર પડુ કર વહઇ; ન કો અંગરખ જમલુ રહઇ.
મરણુ તણિ ભયિ ભોજન વાર વાસી ચાટૂઉ ધરઇ સુઆર.
પહિલુ રાઇં હૂં અવગણિઉ; માહરુ બન્ધવ કેસવ હણિઉ.

તસ ધરણી ધરિ રાખી રાઇ. એ વડુ રોસ ન સહિણ્ જાઇ.
ગૂજરાતિ સ્યું માંડિસિ કલહુ માહારઇ સાથિ કટક મોકલુ.
કુડી હીંદૂ ઘાલૂ રાનિ, એક મારૂં એક ઝાલું બાન;
ખૂનકાર તૂં સાચૂં જાણિ, ગૂજરાતિ લઈ આપૂં પ્રાણિ."
તતાખણુ તૂઠઉ અસપતિ રાઉ; તસ આપ્યુ પંચાંગ પસાઉ.
દીઆ ઊતારા પાણી ધાન. તિડયા પાતસાહઇ પરધાન.
જાલહુર ભણી સીખામણિ દીઇ:–"ચાહુઆણ જઈ ઇમ પૂછીઇ.
તૂં તાહરું ભોગવિ પાટ, લસકર આલઇ સૂધી વાટ ?"
સુરતાણની વાણી સુણી ગ્યા પરધાન કાન્હડદે ભણી.
પાતસાહની પિહિરામણી તવ ધરાવુ સિમ્ભરનુ ધણી.
કહઇ પ્રધાન "ઊધારુ રાઇ ! ભણી સૂરઠ તુરકાણૂં જાઇ.
બીજી ભૂમિં દોહિલા ઘાટ; પાતસાહ માગઇ આ વાટ.''
સભા સિદ્ધ રા બોલઇ મર્મ:–"એતાં નહીં અહ્મારુ ધર્મ.
ભાજીઇ ગામ ઝાલીઇ બાન, અબલા તણા ત્રોડીઇ કાન.
જિહાં પીડીઇ વિપ્ર નઇ ગાઇ, તિહાં વાટ નવિ આપઇ રાઇ."
વલ્યા પ્રધાન, ન સીધૂં કાજ, હઈઅડિ ધણી ઊપની લાજ.
વીનવીઆ જઈ નઇ સુરતાણ:–"કાન્હડદે નવિ માનિ આણ.
ચડી વાત ઘણેરઇ પ્રાણિ.'' નીસાસુ મેહલુ સુરતાણિ.

## 2. Conquest of Gujarat and Sorath.

દીધી વાટ સમરસી રાઉલી; આવ્યા કટક બનાસિ;
ગૂજરાતિ બૂંબીઆ પહુતા, તતખિણ પડીઉ ત્રાસ.
ઊડી ખેહ થયૂં અન્ધારૂં, ગયણિ ન સૂઝઇ ભાણ.
ચાલી દલ મુહડાસિ આવ્યા, ઢમઢમીઆ નીસાણ.
આવ્યા સુણી મ્લેચ્છ મૂછાલા રણિ રાઉતવટ કીધી.
બતડ ભણઇ "સાહમા ઘા લેસીઉં,'' અજ પ્રતિન્યા લીધી.
"આગઇ અહ્મ વંસ સૂં વીતૂં,'' છયલ ભણઇ 'નવિ છાંડૂં."
અસપતિનાં દલ સાહમુ ચાલુ લેઈ ઊઘાડૂં ખાંડૂં.
દીઠા તુરક રહ્યા રણિ થોભી, પિહુલુ કામ જ સારી;
રોસિ ચડીઉ રણિ પેરણુ માંડઇ, મારી માગ દેવારિ.

ઘડી બિ ચારિ ઘણૂં દલ થોભ્યૂં; વીર વાવરઇ લોહ;
તુરક બચા મૂંગલ કરકટીખા ઊપરિ પડિ સમોહ.
મારી મ્લેચ્છ પડન્તુ દીઠૂ બતડ, વખાણીઉ ખાનિં;
જય જયકાર હૂઉ, સરગાપુરિ બઇસી ગયુ વિમાનિ.
ઘર્યાં બાન, મુહડાસુ ભાગુ, ગામે ઘાલી લાઇ;
ગમે ગમે લૂસાલૂસિ હૂઇ; દહદહિ ધાડાં ધાઇ.
ચડયા કટક, ડણ્ડાહિ ચિડોત્તર ધાણુધાર ધન્ધોલિ.
ઊડિ વીવી આવ્યા વાસી દીધી પાટણુ પોલિ.
દીધા રખત જઇ દરવાજઇ; સર્જ્જ થયા ઝૂઝાર;
માધવ મહિતુ આગલિ કીધુ, જાણુઇ માગનીસાર.
ભેલૂં નગર, રણા ગઢ થોભી, સાહમા તીર વિછૂટઇ.
માધવ ભણુઇ "કર્ણુ! જા નાસી, કાં મરઇ અણુખૂટઇ ?"
પાડી છીંડું કર્ણુ રા નાઠઉ; પાલી જાઇ રાણી.
પાએ નવી ડાભસી ખૂચઈ; રહી ન પીઇ પાણી.
કિસ્યા રૂખ ફલ્યા ? રાઉ ! ઊધારિ; નાણિુ મનિ સંદેહ;
બીલાં બોર કિર નિ ગોહોલાં માધવના ફલ એહ.
નાઠઉ કર્ણુ પછઇ ગઢ ભેલીઉ, ભર્યા લીયા ભણ્ડાર.
અલૂખાનિ આવી છોડાવ્યા વાલી તણુા તોખાર.
એહવી વાત ન હૂઈ, ન હૂસિઇ; અણુહલપુર મઝારિ.
જેણિુ ઠામિ હૂતૂં દેહરાસર બાંગ દીઇ સેલાર.
અલૂખાનિ પાટણુ ગઢ દીઠઉ, પૂઠિ કરૂં વખાણુ.
અલાવદીન પાતસાહ કેરી તુ વરતાવી આણુ.
ભણી કટક ઊપડયાં અસાઉલિ, ગઢ માંહિ મેહલૂં થાણૂં.
ગૂજરાત દેસ હીલોલ્યૂં અતિ કીધું તરકાણું.
અસાઉલિ, ધૂલકૂં, ખમ્ભાયતિ સૂરતિ નઇ રાનેર,
બીજાં નગર કેતલાં કહીઇ ? કમ્પઇ ચાંપાનેર.
તડીઆં નગર સવે ધન્ધોલાં; દીઠાં સાયરપૂર;
સોનાં રૂપાં અનઇ સાવટૂં લીયા કાચ કપૂર.
મારઇ દેસ, ફિરઇ ઘણુ ફોજિ, અનઇ લૂસઇ ધાન,
વાલઇ ઢોરઢાર, સપરાણા માણુસ જાલઇ બાન.

ગૂજરાતિ માંહિ તાખતિ કીધી, સહૂ સામટી લીધૂં;
વાજી સાન; ખાન સોમઇઆ ભણી પિયાણૂં કીધૂં.
સોરઠ માંહિ મયગલપુર મહૂવા વલી ઉના નિ દાઠા;
પડી ઢાક, નીસાણુ પ્રસૂકા, લોક દહોદિસિ નાઠા.
રાખી જીવ દીવ માંહિ પયઠા, વરતઇ હાલકલ્લોલ;
તુરક પાસિ દેવ મ પાડસિ, વરિ ઘાલે દ્રહબોલ.
હઇઆ ઢક્ક કોલાહલ સુણીઇ, દીસઇ ધૂમ વિરાલ;
પડઇ બૂંબરણુ, કાહલ વાજઇ, જાણે કુપીઉ કાલ.
ખારકી, દ્રાખ, નાલીયર નીલાં, ફોફલ નઇ બીજોરાં;
વારૂ વાડ શેલડી કેરા, વાડીના કેલેહરા.
આદૂં, સૂરણુ નઇ પિણ્ડોલૂં, વલી પોસાતાં પાન;
કટક માંહિ જુ તાખતિ આવઇ; કોઇ ન ખાઇ ધાન.
સોરઠ માંહિ સહૂકો નાઠતૂં, ભરીઉ દેસ લૂસાઇ;
ભાજઇ નગર દેસ-આગલીઆં, આડુ કોઇ ન થાઇ.
કીધઉ કૂચ, ઊપડીઆં સાહણુ, ઘણૂં નીસાણુ વજાવ્યા;
ભાજી દેસ દેવકઈ પાટણિ દલ દેખન્તા આવ્યા.
નગર નિવેસ બારગઇ દીધી, નવા સરાચા ઊભ્યા;
ઘોડા તણી પાયગઇ કીધી, તરુઅરિ મયગલ થંભ્યા.
દાધી પોલિ; હૂઉ ગઢરોહુ; કીધુ ઘણુ પરાણુ;
નગર માંહિ પોસાતા પાયક, તેહ ન મૂકઇ માણુ.
આવી પાદ્રિ સિઇફલૂં કીધૂં, લીધા ચઉપટ ઘાય,
સોરઠીઆ રાઉત સપરાણુા ન દીઇ પાછા પાય.
વાલા, વાજા અનઇ જેઠુઆ, ચુડાસમા સે આવઇ;
અસપતિ સેન સમુદ્ર ઊલટીઉ ઉપરિ ચાંપી જાવઇ.
કટક માંહિ હાથી પાખરીઆ; પટા દન્તૂસલિ ઘાલ્યા;
વીટઊં નગર; તુરી હણુહણીઆ; પોલિ પાધરા ચાલ્યા.
પાદ્ર થકા ઊસરીઆ રાઉત; કાંઇ ન લાધુ લાગ;
દીધી પોલિ; ફારુકી ચડીઆ મ્લેચ્છ મહલાવિ માગ.
કટક ઊલટયાં; ઢોલ પ્રસુકયાં, થરહર ધરતી કાંપી;
કરીઊં પરાણુ ઊઠવ્યા હાથી, તુરક ચડયા ગઢ ચાંપી.
વરતી ભેલ દેવકઇ પાટણિ, પાડી પોલિ પગાર;
નગર માંહિ જુ લંકા લૂસિ ખાન તણુા અસવાર.

દેવ તણુઇ પ્રાસાદિ ચિહુ દસિ રાઉતિ દીધા હાથ;
કરી સનાન, ધરી સરિ તુલસી, સરણિ કિઉ સોમનાથ.
દેવ તણે મઢવાઇ ચુરાસી તેહ પડાઉ થાઇ;
વાજી હાક, ઊડવ્યા હાથી, આવ્યા ચૂપટ ધાઇ.
રણિ વાઉલા દોટિ ઉછીના વલતિ સાહમા ચાલ્યા;
કરકટિયા હબસીએ પાખલિ ફેરી કુંડઇ ઘાલ્યા.
રોસાલા રાઉત રણિ સૂંડયા, નડી નાદ ઊતારિઉ;
અનરથ તણૂં મૂલ બીજી દીહિ માધવ મહિતુ મારિઉ.
કિમ ગોહર સાહિ દેવરાઇ, અંગિ એતલી આહિ;
મારી મ્લેચ્છ માંકડા મૂંગલ પછઇ પડયા રણ માંહિ.
જે પદ નહીં યાગ નિ તીરથ ધણિ દાનિ, ત્રૈલોકિ.
સોમનાથ નિ ચાડિ મરતાં તે પુહતા સુરલોકિ,
પડી ભેલ પ્રાસાદિ દેવનઇ; ભાગાં કુંચી તાલાં
હલહલ કરી પોલિ માંહિ પયઠા; લીયા ઢોલ કંસાલા.
છડિ ચઢયા અસુર આરહડા; વેગી વાવરઇ ઘાણુ;
પાસા તણી પૂતલી ભાંજઇ, ભૂમિ પાડઇ પાહાણ.
સંધિ સંધિ જૂજઈ કીધી; ઘર પાડેવા લાગા;
ઊપરિ થિકા જે હાથી ઘોડા ઘણુ તણે ઘાઇ ભાગા.
તલિ પરઠઇ સાંગિ લોહડાની, પ્રાણ કરેવા લાગઇ;
હલહલ કરિ બિહું પખિ વલગઇ, મૂડા મૂરતિ નાંગઇ.
વિરૂઈ વાત વરતેવા લાગી; કલિજુગ કરઇ વિલાસ;
પ્રથવી તણૂં પીઠ મેહલી નઇ દેવ ગયા કૈલાસ.
અલૂખાનિ એહવૂં ફરમાયૂં, મઢ રહાવુ સૂનુ;
ઢીલી ભણી ભૂત ચલાવઉ; તિહાં કરેસિઊં ચૂનુ.
લોહડા તણી ફલક અણાવી, વલી અણાવુ ગાડા;
સોમનાથનૂં લિંગ ચડાવઉ, આણી ઓડાં આડાં.
કાલા ભૂંછ તેડીઆ ભોઇ; ગાડે લિંગ ચડાવૂં;
આગલિ ધણી જોતરી ત્રીયલ; ઢીલી ભણી ચલાવૂં.
આગઇ રુદ્ર! ઘણુઇ કોપાનલિ દૈત્ય સવે તિહઇ બાલા;
તિહઇ પ્રથવી માંહિ પુણ્ય વરતાવીઊ; દેવલોકિ ભય ટાલ્યા;
તિં બાલિઉ કામ; ત્રિપુર વિધ્વંસિઉ પવનવેગિ જિમ તૂલ;
પદ્મનાભ પૂછઇ સોમઇયા! કેથઊં કરુ ત્રિસૂલ?

બાલ્યાં ગામ, દેસ ઊજાડિઉ, ઘણા નગર વિધ્વંસ્યાં;
સોરઠ માંહિ કોલાહલ કીધઉ, લોક તણાં ધન લૂશાં.
સાહ્યા લોક બંભ નઇ બાલક નારી વરણ અઢાર;
આલે વાધ્રે હાલરાં કીધાં; બાન ન લાભઇ પાર.
બન્દીખાનૂં સાથિ ચલાવીઉં, તુરક કર્યા તસલીમા;
વાજી સાન; ખાન ઊતરીઉ સોરઠીયાની સીમા.

### 3. The dream of Kānhad De.

તેણિ દિવસિ હૂઉં સુપનન્તર હૂંતઇ પ્રગટ વિહાણુઇ;
પાઉ-ધારાં ગંગા નઇ ગોરી, કાન્હડદે ઇમ જાણુઇ.
પૂછઈ વાત, "રાજ કિણિ દીધૂં ?" કાહન ભણઇ, "ઈશાનિ;"
ગોરી ભણઈ, "તાહરુ સ્વામી તેરા ગ્રહીઉ બાન."
ગંગા ભણઇ, "ઊઠિ, અજરામર ! અજિ વિમાસણ કાંઇ ?
તાહરા દેસ માંહિ સોમઈઉ અસપતિ લીધઇ જાઇ.
એક વાર આગઇ દૈત્ય થિકુ રામિં રુદ્ર મૂંકાવીઉ;
બીજી વાર વલી વૈરોચનિ ભગતિ વિશેષ જણાવીઉ.
ત્રીજઇ મોર બિહુ ઊડાણે; જાણે કાહાનડદેઉ !
મ કરિ જેડ વીર !" ઇમ બોલઇ ગંગા ગોરી બેઉ.

*બે અબલા બોલઇ અસ્યૂં; "અસુરિ અસંભમ કીધ.
ચૌદ લોક સ્વામી ગ્રહીઉ તે પ્રાણિ પેખતાં લીધ !"
વિલવઇં બે સતીરે "કીજઇ કંકણ ભંગ !
ઊછઇ નીરિ જિમ માછિલી (તિમ) વિરહિ દહઇ અહ્મ અંગ. (આંચલી)
જે કો બન્ધન છોડવઇ, પાતિગ છણ્ડિ પૂંઠિ.
વેદ વચન અમ સાંભલ્યાં; તૂં કાહાનડદે ઊઠિ. વિ.
છોડવિ સ્વામી અહ્મ તણુ; મૂંગલ મ્લેચ્છ વિહણ્ડિ.
કીરતિ લિ કાહાનડ ધણી; તુઝ નામ રહઇ નવખણ્ડિ."

### 4. Courtesy of Alaf Khān towards Kanhad De's embassy.

જયત દેવડુ, લખણસી વડુ, લૂણકરણ બોલાવ્યા;
સાલ્હુ નિ સોભતુ, રાઉલિ લસકર ભણી ચલાવ્યા.

* The eight lines following are in રાગ રામગિરિ.

સરખે ઘોડે સાથી મોકલ્યા સાતવીસ અસવાર;
દીધી સીખ "જાઇ દલિ જાણુ કટક કેતલુ પાર."
કટક માંહિ પરધાન પહૂતા, દીઠૂં દલ મેલ્હાણુ;
હેજબનિ બરદાર નકીબે માંહિ કીધૂં જાણુ.
અલૂખાની એહવૂં ફરમાયૂં "કરૂ વિચ્છેદ, મ જેહુ;
જે પ્રધાન કાન્હડદે કેરા, મુહુલિ માંહિલિ તેહુ:
અલૂખાનિ જૂજૂઆ દેવાર્યા તે સવિહૂનિ અનામ;
સોનાં રૂપાં અનઇ સાવટૂં આપ્યા તીરી દ્રામ.
એક ભણુઇ "કાન્હડદે ટાલી અવર ન કરૂં પ્રણામ."
ખાન ભણુઇ "આઘા તેડાવુ, વરિ, મ કરસ્યુ સિલામ."
કરી ભેટી રાઉલે પ્રધાને; પૂછઇ ખાન ભલાઇ;
"કટક તણી કાન્હડદે આગલી કિસી વાત બોલાઇ?
ઘુ અરદાસ, પાસિ તુહ્મ દીધી જે કાન્હડદે રાઇ."
કહિ પરધાનઃ—"ખાન, અવધારુ, કિહાં સિલામ લિખાઇ?
જુ વૈશ્વાનર ટાઢુ થાઇ, પશ્ચિમ ઊગઇ દીસ,
નારાયણુ વલતુ કાન્હડદે કહીઇ ન નામઇ સીસ."
ખાન ભણુઇ, "કુણ કારણિ આવ્યા? કહુ તુહ્મારૂં કાજ."
કહિ પ્રધાન, "રાઉલ આદેસિં કટક જોઈઇ આજ."
અલૂખાનિ આયસિં પૂંતારિં તતખિણુ ગયવર ગુડયા;
વાલિ તણા તેજી પખરાવ્યા; મલિક મુહુલ માંહિ તેડયા.
તુરક બયા મૂંગલ કરકટીઆ, તેહે માંડી હારિ;
પરધાને સામગ્રી દીઠી કટકહ તણી અપાર.
કીધી રાન ખાનિ મૂંગલનઇ; સીંગિણિ પરઠિઉ તીર,
તાણી ગયણિ પંખિણી વીંધી; પેખઇ મોટા મીર.
તડંગ સમેત તેતલઇ લખણુઇ રાઉતિ ભઇસુ આહાણ્યુ;
કરિઉ બિગંધ ઘાઇ ખાંડાનઇ, અલૂખાનિ વિખાણ્યુ.
પૂછઇ ખાન, "કાન્હ ઘરિ કેતા તાહરિ જમલિ કહીજઇ?"
લખણુ ભણુઇ, "વીર ચુવીસઇ પૂછયા બ્યાજ લહીજઇ."
તૂઠુ ખાન ભણુઇ, "તુ હીંદૂ! માગિ ન; કરૂં પસાઉ."
કહિ પ્રધાન, "રીઝ નવિ લીજઇ; લાજઇ કાન્હડ રાઉ.
એક ખાંતિ પૂરવુ અહ્મારી કટક ચિહુદસિ જોસ્યૂં.
મનિ જાણેસ્યૂં વરીસુ વીતુ, રાતીવાહુ દેસ્યુ."

અણૂખાનિ જણુ સાથિ મોકલ્યુ; દેખાડિ મેલ્હાણુ;
ઘોડા હાથી ઊંઠ પોઠિયા વેસરી પૂઠિ પલ્હાણુ.
મલિક તણા જૂજુયા મરાતબ માંહિ ભલા ઝૂઝાર;
દલ જોઅંતાં દિવસ આથમિઉ, તુહિ ન આવઇ પાર.

## 5. Kānhad De prepares for battle

લેખ લિખાણુા; આયસ દીધા; ફિરઇ દેસિ ઉપલ્હાણુા;
કરી સજાઈ પુહુરિ પાછલિ તેડયા રાઉત રાણુા.
રાજવંશ છત્રીસઇ મિલિઆ, ખાંડા લાખ બિ ચ્યારિ;
એક એક પાહિ સપરાણુા જેહ ભુજિ નાવઇ હારિ.
પાણીપંથા ખુરાસાણી નઇ એક તુરકી તુરંગ;
સૂડા પંખા નઇ કિહાડા એક નીલડા રંગિ.
પંચવર્ણ તેજી પાખરીઆ; કંકલોહ પલ્હાણુ;
સોના તણાં સાંકલાં પાઇ; હણુહણીઆ કેકાણુ.
પ્રાણિ ખુરતલિ ધરતી ખૂંદઇ: એક ન માનઇ સાટ;
બારગિરિ તેજી દેવરાણુા; ચાલઈં ઊવટ વાટ.
સાવલોહ પાખર નઇ ચામર; ઘણી ઘૂઘરી ખલકઇ;
પાણી તણી હલકતી ચાલઇ નીચાં ફૂમત ફરકઇ.
આંગાં ટોપ રંગાઉલિ ખાંડાં ખેડાં પટા કટારી;
સીંગણિ જોઝ ભલી તરૂયારી લીજઇ સાર વસારી.
છત્રીસ ઇ દંડાયુધ લીધાં; પડણુ પડયા તિણિ વારિ;
આસાપૂરી શકતિ કર જોડી રાઉલિ કરિઉ જુહાર.
પૂજા કરી ચંદન નિ કુસુમિં રાઉત પાઇ લાગઇ.
"આસાપૂરી! કાન્હ જીંપાડે" કરી આશિકા માગઇ.

## 6. Kānhad De's victory.

હીંદુએ મારીથલ કીધુ, પગ મેલ્હણુ ન જાઇ;
લોહી તણુા પ્રવાહ ઉલટીયા દીસઇ વ્યાહણુા માંહિ.
દોર સિરાચા ફેરી પાડઇ ડહિલીના બંધાન;
વાઢી ચંબ જૂજૂઆ ગાલા નઇ છોડાવ્યા બાન.

ઘોડા હાથી ઊંટ પોઠીયા તે ઊદાલી લીધા;
સાદલ સીંહ મલિક બે મોટા બંદિ જીવતા કીધા.
અલૂખાન એકલુ જ નાઠૂ જે હુતુ સપરાણુ.
સાદી મલિક ઉંબરુ મોટુ, તે રણ-ક્ષેત્રિ મંરાણુ.
એક નાઠા જાઈ દસિમુહઝ્યા, ઉડી વીરી અપાર,
કરસિ કેડિ "મારસિ હીંદુ !" ઊવેલ્લે કિરતાર.
બીજઇ દિનિ રાઉતિ રણુ સોધ્યાં; દીઠા પડયાં પલ્હાણુ.
હાથી તણી પાંજરી ભાગી; ધરણિ ઢલ્યા કેકાણુ;
ખેડાં ખાંડાં પડયાં જૂજૂયાં ભાલા સીંગિણિ કટારી;
ભાગે કણુસે પડિ તરૂઆર્યું મ્લેચ્છ માંકડા મારી.
કંધ કબંધ પડયા રણિ દીસઇ; કીધુ કચરા વોહ!
સોમનાથ મૂકાવ્યુ રાઉલિં પછિ પખાલિઆ લોહ.
નવિ લાખ જુ બાન મૂકાવ્યા, વરતિઉ જય જયકાર !
"ધન્ન ધન્ન રાઉલ કાન્હડદે કાન્હ તણુ અવતાર !"
ચાહુઆણુ કુલિ પુણ્ય અપાર, પુણ્યઇ મ્લેચ્છ કરિઉ સંહાર;
પુણ્ય વિચાર જે જાણિ સહૂ, ઇમ સંખેપિ પ્રાકૃત કહૂ.
પુણ્યઇ એક આરોગિ પાન, પુણ્યઇ ઘરિ સંપજઇ નિધાન;
પુણ્ય હુઇ સકુલિણી નારિ; પુણ્યઇ રેવંત બઝઇ બારિ.
પુણ્યવંત નઇ સહુકો નમઇ પુણ્યહીણુ નર ભૂલૂ ભમઇ;
પુણ્યઇ રોગ ન આવઇ અંગિ, પુણ્યઇ પુરુષ રમઇ નવરંગી.
પુણ્યઇ અંગ ન આવઇ રીસ, પુણ્યઇ સહૂ દીઇ આસીસ;
પુણ્યઇ વાહ્લલાં નહીં વિયોગ, પુણ્યઇ હુઇ સજન સંયોગ.
પુણ્યઇ પહિરઇ વારુ ચીર, પુણ્યઇ હુઇ રૂટરાં શરિર;
પુણ્યવંતના દુષ્કૃત ટલઇ, પુણ્યવંત નઇ ચામર ઢલઇ.
પુણ્યવંત સરિ છત્ર ધરાઇ, પુણ્યવંત નવિ પાલા જાઇ;
પુણ્યઇ મયગલ બઝઇ બારિ, પુણ્યવંત નવિ આવિ હારિ.
પુણ્યઇ હુઇ નવનવા રંગ, પુણ્યઇ સુણીઇ વેણિ મૃદંગ;
પુણ્યઇ સુઇઇ તલાઈ ખાટ, પુણ્યઇ બોલઇ કીરતિ ભાટ.
પુણ્યઇ ઘરિ નવિ ખૂટિ ધાન, પુણ્યઇ હુઇ પુત્ર સંતાન;
પુણ્યઇ કરી રા દીઇ માન, પુણ્યઇ હુઇ પાધરા પ્રધાન.
પુણ્યઇ ધરીઇ સોનાં સાર; પુણ્યઇ પહિરીઇ મોતી હાર;
પુણ્યઇ પામીઇ વિદ્યા વલિ; પુણ્યઇ હુઇ કીરતી ઊજલી.

પુણ્યવંત ધરિ ત્રિણ્ણિ વાર, અઠોતર સત મંગલાચાર;
પુણ્યઇ સુખિ નવિ કડુઉ ચવઇ; પુણ્યવંત પૃથ્વી ભોગવઇ.
પુણ્યઇ પુણ્ય કરિ આદરિ; નિતુ દીવાલી પુણ્યઇ કરી;
જે જે આણ્યા વાનર વીર, પુણ્યઇ પત્થર તરીયા નીર.
પુણ્યઇ અણુયુગતૂં સંભવિ, રામિ રાક્ષસ માર્યા સવિ.
કૌરવ કૂડિ ન સીધૂં કાજ, પુણ્યઇ પાંડવ પામ્યા રાજ.
પુણ્ય પ્રસંસા પુહુવિં કરી, પદ્મનાભ પંડિત વિસ્તરી.
કાન્હડદે નઇ પુણ્યઇ કરી, જગિ જય દીધુ આસ્યાપુરી.
વલ્યાં કટક અણુંધુ સહૂ; કીરતિ બોલઇ બંદણ્ણિ બહૂ;
નગર ભણ્ણિ સાંચરીઉ રાઉ; તતખણ્ણિ વલિ નીસાણે ઘાઉ.
ભેટયા રૂદ્ર ન્હલાઈ બેવ; નગર ભણી પધરાવ્યા દેવ
જીતુ કાન્હ વાત ઇમ સુણી, નગર લોક દિ વદ્ધામણ્ણિ.
મદન ભેર ભુંગલ ભરહરઇ; વર્ણ અઢારઇ જયજય કરઇ.
તલિયા તોરણ સવિ ઝલહલઇ; નગર માંહિ ગૂડી ઊછલઇ.
ફ્લ્યા મનોરથ પૂગી આસ; ઠામિ ઠામિ દેવરાઈ રાસ.
નારી કરઇ લૂણ લૂછણાં; નગર માહિ માડયા પેખણા.
મારગિ નવાં પાથરીઇ ચીર; ફૂલ પગર પરિમલ અબીર;
પદ્મનાભ કવિ ઇણ્ણિ પરિ ભણઇ; આવ્યા રાય નગર આપણઇ
બીજા છઇ જે રાણા રાય, આપ આપણ્ણિ આવાસે જાય.
ખાંડવ દિ ચાસણી નઇ ખાણ, વાલી લેઈ બાંધ્યા કેકાણ.
સવિકહ હઈયિડિ હરખ ન માય; માંહિલિ મુહલિ પધારઇ રાય.

* માંડવિ મિલઇ સુહાસણી, સખી, ઉદરિણ્ણિ નવરંગ ધાટ કિ,
જાઈ નેહીય વધામણી, હઈયિડલઇ હર્ખ ન માઇ કિ. જીતુ સહી.
(આંચલી.)

હાર નિગોદર બહિરખા, સખી, નેઉર રણઝણકાર કિ. જી.
ત્રાટ કરુ કરિ કનકમઇ, સખી, મોતીડે પૂરુ ચૂક કિ. જી.
તિલક કરુ કુંકમ તણાં, સખી, તે રંગિ રાઉ વધાવુ કિ. જી.
અસુર દલી ધરિ આવિઉ, સખી, શંકર છોડીઉ બંધ કિ. જી.
કાન્હડદે જીવે ઘણૂ, સખી, બેલિઇ માલદે વીર કિ. જી.

* The last seven lines are in રાગ ધન્યાસી.

## 7. The Seige of Samiyānā

ઝાઝા નીર, સરોવર મોટા, દીઠા વારુ ઠામ;
પહિલા દલ સમીયાણિ આવ્યા કીધું પાદ્રિ મુકામ.
અસપતિ રાય ઇસ્યૂં મુખિ બોલઇ:–"આ ગઢ લીજઇ ધુરિ,
પાડી ભેલિ મેહલીઇ થાણુ, તુ જઇઇ જાલહુરિ".
લોક સવિ નાસી ગઢિ ચડિયા, તુરકે તલહટી રુંધી.
ગઢ ઉપલ્યૂં રહઠાણૂં વારુ, ભલી સજાઈ કીધી.
સાઠિ વરસ વાવરતાં પુહચઇ કણ તણા કોઠાર;
સમીયાણે સાંતલ સપરાણુ, માંહિ ભલા ઝુઝાર.
સૂકાં ખડ, ચણા નિ કોરડી, પૂલી કડબ અપાર;
પાંચ સહસ સાંતલની વાલિ બાંધ્યા ચરિ તોખાર.
કાઠી, લૂણ વરસ સુ પુહચઇ, ઊપરિ ભલી સજાઈ.
પહિલઇ પુહરિ બિપુહુરે સાંઝઇ પડઇ સાદ ભુંજાઇ.
પાણી ભર્યા સરોવર ઊપરિ નીઠઇ નહીં લગાર.
જુ આકાશિ મેઘ ઉલીચઇ, તુ હિ ન આવઇ પાર.
ગિરિ ઊપરિ ગઢ થાહર વિસમી, વિસમી પોલિ પગાર.
ઊંચા કોઠા, ઘણી કાંગરી, વલી તિ વિસમા માર.
ચડી ત્રિકલસઇ સાંતલી જોયૂં, દીઠઉં દલ સુરતાણી;
ગઢ તલહટી સરોવર પાલિ હાથી બાંધ્યા આણી;
ઠામિ ઠામિ સાબાન, સરાચા, ડહિલી નઇ એક ચોઈ;
ઊંચે થાંભે બારગઇ દીસઇ; તેહ તણી પરિ જોઇ.
ઊંચા નેજા, ઘણા મરાતબ, જોતાં પાર ન આવઇ.
સાંતલનઇ મનિ સાહણુ દેખી મોટઉં અચિરજ ભાવઇ.
કટક તણી સામગ્રી દીઠી; સાંતલિ કર્યૂં વખાણ:–
"ધન્ન ધન્ન દિન આજ અહ્મારૂ, જે આવિઉ સુરતાણ!"
કોઠઇ કોઠઇ કર્યાં રખોપાં, મોટા ગડા ચડાવ્યા;
ચાહુઆણ ચિહુ પાસે ભીતિં ભલા યન્ત્ર મંડાવ્યા.
ઊતાવલી ઢીકલી ઊપરિ પાસે માંડી મૂકી;
આપાપણે ઠામી સહુઇ નિતુ રાતિઇ જાઇ ચૂકી.
ઊપરિ થિકા ઊતરઇ હીંદૂ, વલગઇ રાતીવાઇ;
દીહઇ વલી સઇફલૂ માંડઇ, આવઇ ચૂપટ ધાઇ.

નિતુ નિતુ સૂંડી નઇ ગઢિ આવઇ સાવ દલિ સુરતાણુ;
નિતુ ભડઇ રાઉત રેસાલા નિ સાંતલ ચહુઆણુ.
હીંદૂ તુરક પડઇ પોસાતા; નિતુ નિતુ વેઢિ ઊતારઇ;
નિતુ ઊઠવઇ એકમના રાઉત, રેસિ ચડયા રણિ મારઇ.
વાનર તણી પરિ ઝડપી નઇ એક ચડઇ ગઢિ ધાઇ.
માઝમ રાતિ કોટ ઊપરિથી આચઇ કટકિ હવાઇ
ઊપરિથી ઢીકલી ઢાલઇ લોઢી ગડુ વછૂટઇ;
હાથી ઘોડુ આડુ આવઇ, તે મરઇ તિણુ ખૂટઇ.
ઇણી પરિ જાલવઇ હીંદૂ હઠિ ચડયૂ સુરતાણુ;
વરસ સાત કર્યું ગઢરોહુ; છંડાવ્યુ ચહુઆણુ.
ગઢ ઊપરિ નિતુ હુઇ પેખણા; સુણીઇ વેણિ, મૃદંગ;
નિતુ ઉચ્છવ, નિતુ પાત્ર જ નાચઇ; નિતુ નવનવા રંગ.
ચડી ત્રિકલસઇ સાંતલ બયસઇ; ચિહુ પખિ ચામર ઢાલઇ.
કટક માંહિ સિંહાસનિ બઇઠુ પાતસાહ નિહાલઇ.
પડઇ સાદ; સારહી તેડાણા; બોલઇ અસપતિ રાઉઃ—
"ગઢ ઊપલ્યૂં પેખણૂં ભાજઇ આપુ બહુત પસાઉ."
મલિક અમાદલ કેરુ બંદૂ નામ હબાખુ મીર
પાટૂ બાંધી જુ શર નાંખઇ, તુ હિ ન ચૂકઇ તીર.
સીંગિણિ તણાં બિ કોસાં મેલી પ્રાણિ તીર વિછૂટ્ટુ,
હસ્તી ઘરી સોલ્હી નઇ વાજઇ અંગિ સૂસરુ ફૂટુ.
પડિ ધરાતલિ; ઊસરુ ભાગુ; રોસી ચડિઉ ચહુઆણુ.
સાંતલ ભણિઃ–"સારહી તેડુ, જુઉ ન ચૂકિ ઠાણુ."
રામસીહ રાઉત રોસાલુ તતખિણુ માગઇ બીડુઃ—
"સાંતલસીહ! પ્રસાદિ તુહ્મારિ મ્લેચ્છ મ્રહાંથુ ફેડુ."
લીઉ બાણુ, સીંગિણિ ગણુ પરડિઉ, લાખંતાં ગણુગાજ્યું,
મીર હબાખા કંધ વિછોડી બી લખ ખાટીં વાજ્યું.
દીઠુ તુરક પડિઉ સુરતાણિ; તતખિણુ છાંડયૂં ઠાણુ.
મરણુ તણા ભુઇ સહૂઇ બીહઇ; "વલી આવેસી બાણુ!"

## 8. Sāntalsimhā's dream

### પવાડુ.

ઘણે દિહાડે છાંડી જાસિં તુરકિ જોયૂં પડખી;
માડૂએ સુરતાણુ સાહણ કીધૂં ખાખાવીખી,
બિ કર જોડી કરી વીનતી આશાપુરી અવધારી;
સાંતલ ભણઇ, "માજી તું સંકટ અસુર સવિ સિંહારી."
હુઉ પસાઉ, અંબિકા તૂઠી, દીઠુ પ્રત્યક્ષ રૂપ;
બાંહ ધરી દલિ જઈ દેખાડુ નીદ્રિ પૂઢિઉ ભૂપ.
દીઠાં નયન ત્રિણિ, મુખ પાંચઇ, કપિલ જટા સુ વિશાલ;
મુંડમાલ દીઠી, કરિ તુંબી; દીઠું બ્રહ્મકપાલ;
જટા મૂગટ માંહિ ગંગા દીઠી; અંગિ ભસ્મુ ધૂલિ,
વાઘ ચંગ પાગરણુ દીઠાં; દીઠુ વલી ત્રિશૂલ.

### દૂહા.

ચિત્તિ ચમકિઉ ચીતવઈ; રંગિ રહિઉ સિર નામિ;
પદ્મનાભ પંડિત ભણઇ, સાંતલિ દીઠુ સ્વામિ.

### પવાડુ.

"રુદ્ર રૂપિ સુરતાણુ અવતરિઉ; કિમ ઘાલીઇ ઘાઉ ?"
હઇઇ વાત વિમાસી સાંતલિ પાછુ દીધઉ પાઉ.
વલી વિમાસી પાસાહુતુ ગુર્જ લીઉ અહિનાણુ
વિણુ સંકેત કહિઇ કેતલઇ નહીં માનઇ સુરતાણુ.
આશાપુરી તણે પાય લાગી ગઢિ આવિઉ ચહૂઆણુ.
સકલ સરૂપ જાણીઉં સાંતલિ, તુ હિ ન મૂકઇ માણુ.

## 9. The sack of Samiānā and the Chauhān's heroic death.

કહિ પ્રધાન, "એક પરિ કીજઇ; અવધારૂ સુરતાણુ !
ગઢ ઊપરિ છઇ એક સરોવર તેહિ કરું વિનાણુ.
લાખ બિ ચ્યારિ ગુણી ત્રાપડા ઢીલી થિકાં અણાવા.
કોટ તણિ ભીંત તે છાના લેઇ યન્ત્ર મંડાવાં."

પાપી તણી સી વાતજ કીજઇ જેહે વિણાસી ગાઇ,
ગુણી ઊપરિ યન્ત્ર મંડાવી લેઈ નાખી જલ માંહિ.

## ચૂપઇ.

થિઉ પ્રભાત તવ તુરણી નારિ ગઈ સરોવરિ પાણીહારિ.
આગઇ આછૂં હતૂં નિર્વર્ણું; દીઠું પાણી લોહી વર્ણું.
ગાઇ તણાં મસ્તક જલિ તરઇ કાંઠઇ કો નવિ દાતણ કરઇ,
પાણી માંહિ દોષ એ વડુ પાણીહારિ ભરઇ નવિ ઘડુ.
પાલિ આવી જોઇ લોક; હઈડઇ આણિ એ વડુ શોક,
પાણી વિશ્વ તણું આધાર; પાણી હુઇ જીવાડણ હાર.
જેહ મોટા છઇ રાણા રાય, તેહ જલ વિણુ ખિણુ ન રહિવાઇ.
સાંતલિ ઇસી વિમાસણ કરી, તેડી પૂછી અંતેઉરી.
રાણી ભણઇ, "વિમાસુ કિસ્યૂં ? અહ્મે સવિ જમહર પઇસસ્યુ.
હીંદૂ તણઇ માનીઇ ગાઇ, તેહ તણુ લોહી જલ માંહિ !
જીવિતવ્યની આશા ટલી; એ પાણી નહીં પીજઇ પલી."
રાણી વાત વિમાસી ઘણી, લિખ્યા લેખ કાન્હડદે ભણી.
"ચહૂઆણનૂં ગિરૂઉં રાજ, રૂડું અહ્મે ભત્રાડૂ આજ."
રાણી બોલ ઇસિઉ ઊચરિઉ, "ઇમ જાણેજો જમહર કરિઉ."
કાન્હડદેની ઘરણિ હતી, તેહ ભણી લખી વીનતી;
ઉમાદે નિ કમલાદેઉ જયતલદે ભાવલદે બેઉ.
ઇસ્યૂં કહીઉ:-"અહ્મ વીતૂં જેઉ, હવઇ વીચિસિ કાલિ તુહ્મ તેઉ,
અહ્મસ્યૂં પ્રીતિ આણેજ્યો ઘણી; આણી જમારઇ મોકલામણી."
ઇસ્યૂં કહી નવિ લાઇ વાર રાણી સવિ કરિઉ શિણગાર;
ચંદન કાઠ આણીઉ ઘણુ તિહાં પરિવાર મિલ્યુ તેહ તણુ.
સાહસ પ્રભાવિ એતલી આહિ રાણી પઇઠી પાવક માંહિ,
રામ રામ વાણી ઊચ્ચરઇ સજન લોકનિ આંસૂ ખિરઇ.

## દૂહા.

જલ વિણુ કો જીવઇ નહીં; જલ જીવન જગ માંહિ,
પદ્મનાભ પંડિત ભણઇ, જલ વિણુ ખિણુ ન રહાઇ.

## રાગ સિંધૂડ઼ો.

સાત વરસ નઇ માજનઇ ગોરીડા દલ ઘણુ ઘાણુ,
ગઢપતિ ગઢરોહિ ભડયુ ચૂપટમલ્લ ચહૂઆણુ.
સમીઆણિ સુરતાણી સાહણુ આવીઆં એ;
કુચરિ કોડાલી કૂટડી વલી વુલાવુ કવણુ દુલ્હા ભણી?
ભાઇલિ ભેદ દેખાડિઉ સરોવરિ કરિણ વિણાસ,
એ પાણી નવિ પીજિઇ એ અસૂર હિઇ પુગી આસ.
જલ વિણુ ખિણુ ન જીવીઇ જલ જીવન જગ માંહિ,
જિણિ દિનિ જલ નવિ પામીઇ તેણુઇ દિનિ દેહડી કરમાઇ.
પિંડ પ્રાણુ હુઈ પરહુણા દો દિવસ પાંચ કઇ સાત,
સાંતલ કહિ સુણિ સુંદરી હિવ હોઇ સચરાચરિ વાત.
સાંતલ તણી અંતેઉરી રાણિ નારિંગદે નિરવાણુ;
પાવકિ પ્રેમાદે ચડી સઇ દલિ સુણી સુરતાણિ.

## ચૂપઇ.

અવધિ એતલિ પુહુતુ કાલ, ગઈ આકાશિ ધૂમ વિરાલ,
સાંતલ ભણઇ, "ગુર્જ મોકલુ પાતસાહ કહિસિ હું ભલુ.
ઇમ જાણિ સાચઇ અહિનાણિ મઇ નવિ મારિઉ, નિશ્ચિ જાણિ."
પાતસાહિ ઇમ કહાવી વાત, "સાંતલ નઇ આપૂં ગૂજરાત.
જૂ અહ્ન આવી સાંતલ મિલઇ, મરણ તણુ ભય નિશ્ચિ ટલઇ."
"આપૂં પ્રાણુ ન મૂકું માણુ; લાજઇ સાખ તણી ચહૂઆણુ."
લોક ઉતાર્યા કરી ઉપાય રાઉત સવિ પડા ઉથાય;
પહિલુ પૂજુ સાલિગ્રામ; હઇિ ધરિઉ રામનુ નામ;
કરી સનાન ઊગવીઆ વાલ; કંઠિ ધરી તુલસીની માલ;
રાઉત સવિ એકમના થયા; ચાલી કટકિ તોરકઇ ગયા.
કટક માંહિ તેજી પાખર્યા; હાથી આણી સાહ્મા ધર્યા;
આવિઉ પાતસાહ સઇ દલિઇ હીંદુ તુરક બિ ટોલે મિલઇ.
ઉડ્યૂં લોહ; ન લાભઇ પાર; રાઉત ભલાં કરઇ હથીયાર.
જિસ્યૂં યુદ્ધ રાવણ નિ રામ, જિસ્યુ દેવ અસુર સંગ્રામ,
હીંદૂ સવિ એકમના ભડઇ; પોસાતા પાયક રણિ પડઇ;
ત્રિણિ પુહર દલ સાહમુ ભડયુ, ઘણિ ઘાઇ સાંતલ રણિ પડયુ.

સાહસ પ્રભાવિ એતલી આહિ રાઉત ભડી રહ્યા રણમાંહિ.
સાંતલ તણૂં રુધિર સુરતાણિ વાંધૂં વીરાતન વખાણી.

10. A surprise attack.

**પવાડુ.**

મહિપ જયત દેવડુ પહિલા કટક રાઉલા ધુરિ
આગલિ કરી પાયદલ તાખતિ વેગિ ગયા જાલ્હૂરિં.
તેણઇં દિવસિ અમાવાસ્યા હૂતિ ખૂડલિઇં તિણિ કાલિં
લખણ સેવટ્ સાલ્હુ સોભતુ રહ્યા સરોવર પાલિં.
આંગાં જરહજીણ ઉતારિયાં; સીતલ છાયા લીધી;
તેજી તણાં પલ્હાણ હલાવ્યાં; ખાણ ચાસણી દીધી.
માર્યા મેછ, સઇદલુ જીતુ; અંગિ હૂઉ અભિમાન,
હાથિ ડાબ ઉતારિ કોઢિ કીધાં નીર સનાન.

**દૂહા.**

પદ્મનાભ પંડિત ભણઇ:–જેહ કુલિ જેહ આચાર,
લોપ ન કીજઇ તેહનુ; મરણ ન બીજી વાર.

**પવાડુ.**

જે નીસાણ તુરકાં તિહાં સર પાડૂઉ ધાઉ વજાવિઉ,
સર વાજંતા વેગિ સુણી કરિ મલિક નેબ તિહાં આવિઉ.
તુરી સહસ છત્રિસ પાખરિયા, સાથિ હાથી ત્રીસ,
મલિક નેબ બલવંતુ બંદઉ આવ્યુ આણી રીસ.
દીઠુ કટક સબલ ઊતરીઉ; અછબા હિંદૂ આવ્યા;
આઠ મલિક મૂલગા મરાણા; લોક સવે મેલ્હાવ્યા.
રુંડ મુંડ રડવડઇ રણગંણિ, લોહી તણા પ્રવાહ;
ઊભે હાથઇ અસુર પોકારઇ, પાખલિ પાડઇ ધાહ.
આવ્યુ મલિક સરોવરિ, દેખઇ હિંદૂ કરઇ સનાન;
ફેરી વિટી ઊડવ્યા હાથી, કીધાં બાણ સંધાણ;
ખેડાં તણી ઢાઢરી માંડી ધુરિ જો હબસી આવ્યા;
કરી હાક બૂંબારવ વરતિઉ, તુ હિંદૂ બોલાવ્યા.

ઉઠ્યા સુહડ સવે સુડીનિં; નીરિ ગલંતા ચીર.
ઘોડા લગઇ ન જાવા લાભઇ, વેગઇ આહાણ્યિુ તીર.
ધાયા સુભટ ભાલ ફૂટંતે લોહ અંગમી પ્રાણ્યિુ;
વાજઇ ધાઉ અંગિ ઊધાડિ; તુ ચડિયા કેકાણ્યિુ.
એક સુહડ ઊઠઇ એકમના ઝીલઇ અંગિ પ્રહાર;
ભાલા અણ્યી કણુસ તરુઆરિં વાજઇ ખાંડા ધાર.
એક્વીસ ઊથલા પ્રાણ્યિુ લખણુ સેત્રટિ દીધા.
સાલ્હુ સોભાઇત સપરાણ્યિુ ધાઉ ધણ્યા સિંઉ લીધા.
સાલ્હુ સોભાઇત સમરંગણ્યિુ લખણુ સેવટુ બીજુ,
રણુવટિ રહુ અજેસી મોલ્હણુ માંહિ મુલગુ ત્રીજુ.
ચ્યારિ સહસ રાઉત રણ્યિુ રહીયા; મારી ફેડિઉ ઠાય.
સુદ્ધિ કરેવા કો ન ઊગરીઉ, જઈ જણ્યાવિ રાય.

11. Honouring a brave and fallen foe.

ચૂપઇ.

મલિકિ લોહી લખણ્યા તણૂ લેઈ લલાટિ કીધઉં વાંદણૂં;
કીધી વલી પ્રસંસા ઘણ્યીઃ–ધંન ધંન માતા તુહ તણ્યી!
હીંદુ તરક નહી કો ઇસિઉ રણ્યિુ રાઉતવટ લખણ્યા જસિઉ.
જે સમરંગણ્યિુ સાહમા મરઇ, તે સવેઉ સુર વંદણુ કરઇ.
પદ્મનાભ ઉચ્ચરઇ પુરાણ્યુ, માણ્યુસ વંદિઉ, કરિઉ વખાણ્યુ.

12 Princess Pirojā and Vīram De.

ચૂપઇ.

એહવી વાત પાતસાહ સુણ્યુઇ; ખુજા લાડણ્યી ઇણ્યી પરિ ભણ્યુઇઃ–
"આમતાત અરદાસ અવધારિ! ભવ આગિલ્યા તણુ ભરતાર.
ધરી બહિનિ બહિનેવી જેઉ ગયુ જીવતુ જાલહુરિ લેઉ,
સવિ અહિનાણુ આગિલ્યાં કહી હુ મુકાવિ આવિસિ સહી."
પાતસાહ બેટી પ્રતિ ભણ્યુઇ:– "કિમ ભરતાર વીરમ તુહ તણ્યુઇ"
જાતી સ્મરણ્યુ ભેદ સવિ લહિઇ, તુ વંરતાંત પિતા પ્રતિ કહઇઃ
"પહિલુ બાપલ રાસુત એહ. સિંહરાજ જાણ્યીજઇ જેહ.

હું જયચંદ તણી કૂંયરી સરજનદે નામિ અવતરી.
બિહુ વેવાહિ મનિ ઉછાહ નયર જોગિની પુર વિવાહ.
સતી ધરમ આચરુ અભિરામ; અંતર્વેધ હૂઉ અવસાન.
કાસી પતિ ધરિ બીજીવાર વીરમદે કલ્હણુ અવતાર,
અજયપાલની કૂંતાદેઉ, ઢીલીઇ પરણાવિયાં બેઉ.
અંતર્વેધ છઇ રૂડુ દેશ; તિહાં કરુ મઇં અગનિ પ્રવેશ.
વાસુદેવ ધરિ ત્રીજીવાર વીરમદે લીધુ અવતાર.
મહિગરાય તણી કૂંયરી મીણા નામિ હૂં અવતરી,
અંતર્વેધ છઇ રૂડુ દેશ; તિહાં કરુ મઇં અગનિ પ્રવેશ.
માણિકરાય ધરિ ચૂથિ વાર દેવરાજ લીધુ અવતાર.
જયતલદે ધરિ હું કૂંયરી સરૂપદે નામિ અવતરી.
બિહુ વેવાહિ મનિ ઉછાહ નયર જોગિની કરિઉ વિવાહ.
અંતર્વેધ છઇ રૂડુ દેશ; તિહાં કરૂ મઇં અગનિ પ્રવેશ.
પૃથિવિરાય પાંચમી વાર મહીપાલ લીધુ અવતાર.
જોગાદે ધરિ હૂં કૂંયરી સંજુક્તા નામિ અવતરી.
બિહુ વેવાહિ મનિ ઉછાહ નયર જોગિની કરિઉ વિવાહ,
અંતર્વેધ છઇ રૂડુ દેશ; તિહાં કરૂ મઇં અગનિ પ્રવેશ.
સોમસિરિ ધરિ છઠ્ઠી વાર પૃથવીરાજ લીધુ અવતાર.
પાલ્હણુ નઇ ધરિ હૂં કૂંયરી પદ્માવતી નામિઇ અવતરી.
તિણિ અવતારિ પાપ આચરિઉ, ગાઇ વિણાસી કામણ કરિઉ,
સાધિઉ મંત્ર ગર્ભગાઇ નિઇ, ચિત્ત વિકાર હુઉ રાય નિઇ;
રાય વસિ કીધુ લોપી લાજ; હણ્યા પ્રધાન નિગમિઉં રાજ;
ધાવર નદીં તીર રા સણિઉ સાહાબદીન સુરતાણિ હણિઉ
સતી ધર્મિ રાય ઊધરિઉ અગનિ પ્રવેશ અયોધ્યા કરિઉ;
તેહ પુણ્ય નવિ લાભઇ પાર, મોટે કૂલિ લીધુ અવતાર".

દૂહા.

પદ્મનાભ પંડિત ભણઇ જન્મંતરિ જે રીતિ;
જાતિ હુઇ પણિ જૂજુઇ પુઢિ ન છાંડુ પ્રીતિ.

ચૂપઇ.

બેટી ભણઇ, "અવધારૂ તાત, સંવત તેર અડસટ્ઠિઇ વાત,
ષષ્ટી દિવસ, માસ વૈશાખ, સે ગુરૂવાર, ઊજલિ પાખ,

તિણિ દિવસિ વેઢિ માંડસિ, વીરમદેવ પ્રાણ છાંડસિ.
મસ્તક તણુ અહ્માર નાહ જમલી રહી કરાવિસુ દાહ.
જેઠ માસિ મજ એવડી આહિ જઈ ઝંપાવૂં જમના માંહિ.
સૂરિજ વંશ આઠમી વાર વીરમદે લેશિ અવતાર;
યાદવ વંશ વલી અવતરૂં, ભર્ત્તા ભગતિ ભલેરી કરૂં,
સતી ધર્મ સાચુ આદરૂં, થાનક ભ્રષ્ઠ થિકું ઊધરૂં".
બેટી વચન ઊચરિઇ હસિઊ, "દેવલોક અહ્મે પામસિઊ.
દેવલોકથા નુમી વાર પૃથવીહિ હુઇ અવતાર."
પૂછઇબોલ પાતસાહ હસિઉ, "જન્મ આગિલિઉ માહરૂ કિસિઉ?
સાચૂ વચન, માત, અહ્મ ભણુ, કિસુ જ માહરૂ કાન્હડ તણુ?"
કૂંયરી ભણુઇ. "તાત, અવધારિ, હૂંતુ કાન્હ દેવ અવતાર
આમતાત! માને અહિનાણુ, તહીઇ અસુર હતા સુરતાણુ.
કલિજગ માંહિ કાન્હ ચહુઆણુ, તું તુ અલાવદીન સુરતાણુ."
પૂછઇ પાતસાહ કૂંયરી, "કલજગ માંહિ કાન્હ સૂં કરી?
હૂં અવતરીઉ દાનવ ભણી." બેટી ભણુઇ, "વાત છઇ ઘણી.
આગિઇ તારા દીવઉ શાપ; વિણુ અપરાધિઇ વાલિતું પાપ.
બીજુ વલી ન લાઇ તાલ થોડઇ વયર હણિઉ સિસિપાલ.
ત્રીજઉ ઈશ્વરનુ વરદાન, તુરક તણાં છોડયાં બંધાન;
સિવ મૂકાવિઉ ત્રીજી વાર, તેહ ભણી કલયુગિ અવતાર."
કહઇ સુલતાન, "કાન્હદેરાઇ કાં અવતરિઉ જાલહુર માંહિ?"
બેટી વાત સાંભલઇ ઘણી મુક્તિખેત્ર આઠમી ભણી.
વલી વાત પૂછઇ સુલતાન, "દેવલોકિ જાસિ ચહૂઆણુ.
કલયુગ માંહિ સત્ય ખૂટસિઇ. અહ્મો દૈત્ય કિણિ પરિ છૂટસઇ?"
પાતસાહ પ્રતિ બેટી ભણુઇ, "તુહ્મે ભગતિ છઉ ઈશ્વર તણુઇ.
એહ જનમ પૂઠિઇ સુરતાણુ! શિવગણુ માહિ પામસિઇ ઠાણુ."
પાછઉં બોલ પૂછિઉ વાલી, "હોસિ મરણુ કેતલઇ કાલિ?"
"જઉ જાલહુર પીયાણૂં કરઇ, સતાવીસ દિવસિ મરઇ.
સવિ આગિલાં વયર વાલવા લિઉ અવતાર વલી પાલિવા.
ઢીલી જાઇ, તુ મરણુ જ અછઇ આઠ માસ કાન્હડદે પછઇ."
"હીઈ કાન્હ સાંભરઇ સહી ખૂટઇ પાપ અવતરઇ નહી.
સાચૂં ભણિ; હુઇ જેતલૂં ગઢિ જાલહુરિ આય કેતલૂં?"
"સાત વરસ કો નહિ આંગમઈ; જાસિ દુર્ગ વરસ આઠમઇ."

સીતાઈ પ્રતિ રાજા ભણઇ, "હિવઈ જાઈઇ ઠામિ આપણઇ."
બેટી ભણઇ, "કામ છઇ ઘણૂં, મુખ જોએશું કાન્હડદે તણૂં;
ભેટ કરેવા છઇ આકુલી, વીર તણૂં મુખ જોઇસિ વલી;
કરૂં સનાન કુંડિ જાબાલિ છૂટઇ પાપ કેતલઇ કાલિ;
ધરિયાં બહનિ બહિનેવી જેઉ, જઈ જાલહુરિ છોડવૂં તેઉ."
સાતવીસ દીધી પાલખી, બાપિ સાથિ મોકલી સખી.
ચાલી કૂંયરી; હૂઈ વધાઈ; સમસખાન લાવુ ગઢ જાઈ.
કુમરી આવી કંયરિ સુણી, ગઉ રબ્બારી વધામણી.
"કૂડી વાત કુણઇ એ કહી ?" કુંયર વીરમદે માનઇ નહી.
દીઇ સીખામણ, સાહમુ જાઇ, બીજડ ભાટ મોકલીઉ રાઇ,
ઊતારી સુંદરલા તીર, તિહાં આવ્યા રાય નિ વીર.
જવ સાહામી ઊઠી કૂંયરી, તતખણિ આડિ પરિઅચિ ધરી.
બોલઇ વાત કૂંયરી ઘણી વીતી છઇ જંવારા તણી.

## દૂહા.

પદ્મનાભ પંડિત ભણઇ; પ્રીતિ પરીક્ષા એહ,
અંગ બિહુ જણ ઉલ્હસઇ, નરનારી નવનેહ.

## રાગ શિખરી ગીત.

એક પનુતી (હો) બગલડી જી, તેહચા પ્રેમ અપાર.
પીયુ પોખઇ પાવસિ ચડી જી, સુખ લીઇ સંસારિ.
કઇ મઇં મન્મથ દૂહવ્યુ જી કઇ હૂં નિર્ગુણ નારિ ?
પીયુ પરદેસિ વીનવઇ જી, આપિ આપ સંભારિ.
દિવસ દોહિલા હૂં નીગમૂં જી; રયણિ ઘણેરી થાઇ.
વિરહ વેદના માહરી જી, પીયુ વિણ રહણૂં ન જાઇ.
જૂ જલહીણી માછલી જી જીવઇ નહી જગ માંહિ;
કંત વિહૂણી (હો) કામિનિ જી તિમ તિમ ખીણી થાઇ.

## ચઊપઇ.

વીર ભણઇ, "એ સાચું સહી; પણિ મુખ તાહરૂં જોઇસિ નહીં;
તૂં સ્યૂં નહીં જાણૂં; છઇ રેસ. બીજૂં જં માગિસ તં દ્યોસ."

કૂંયરી ભણઇ,"રાય ! અવધારિ, બીજાં માગિસિ વાનાં ચ્યારી.
સાદલ સીંહ મલિક જે સર્યા, સોમનાથ છૂટંતઇ ધર્યા.
પાતસાહ નઇ આવઇ ખોડિ-સમસખાન નઇ ખોજા છોડિ;
સુરતાણી દલ આવઇ જેઉ, રાતીવાઇ મ મારિસિ તેઉ.
જન્મ આગિલઇ કામણ કરિઉં, તેહ પાપ જાએજ્યો પરહું.
પાતસાહ બોલ્યુ પાલસિઇ." વીરમ ભણઇ, "સાચું હસિઇ.
દેઉલ તણુ ન ભાજઇ રંગ, દેસિ અહ્યારઇ ન કરિ ભંગ,
પીડઇ નહી વિપ્ર નઇ ગાઇ, સત્ય વચન તુ આપઇ રાઈ,
પાતસાહ ટલતુ જે સહૂ દેસિ કટક મોકલ્યો બહુ."
સાખિ કરિઉ ઊગમતુ ભાણ, કૂંયરી કરિઉ બોલ પરમાણ.
તુ કૂંયરી બોલી પરિ સુણી, "ઇછા છઇ ગઢ જોવા તણી
ઘુ સીખામણ, રાઉલ કાન્હ !" સાથિ મોકલીયા પરધાન.

## 13. A traitor's fate.

### પવાડુ.

આઠ વરસ માંહિ આઠ દિહ થાકિઇ તુરકે કરી સજાઈ.
"પાછાં કટક સહુકો ચાલુ" મલિકિ ઇસિ ફુરમાઈ.
જહીંઇ સીંહ મલિક ગઢ ઊપરિ બંદીખાણિ રહાવિ,
સેજવાલ તેહનુ સગપણ જણ હાથિં મોકલાવી.
વીકી નાટરડકની વાવિં સીંહ મલિક તેડાવિઉ;
આધી રાતિં લપી છપંતુ સુહટિ મલવા આવિઉ.
વીકુ ભણિ, "પાછા જાયિઉ; વચન કહિસં વેદ,
જુ અહ્ય પાતસાહ ગઢ આપિ, તુ દેખાડૂં ભેદ."
રૂડુ ભવાડી જમલુ રાખી કરૂં બોલ પ્રમાણ.
મલિક ભણિ, "જે બોલ અહ્યારિ તે માને ફુરમાણ."

### ચૂપઈ.

સેજવાલ કાઢિં કારણ કરી પાપી પાપબુદ્ધ આદરી.
લોભિ એક વિટાલિ આપ; લોભિ એક કરિં ઘણુ પાપ;
લોભિ એક નર લોપિ ધર્મ; લોભિ કરઇ પાડૂંઆં કર્મ;
લોભિ મિલી માલ આથડઇ; લોભિ એક નર વાહણિ ચડઇ;
લોભિ એક વિદેસી વલઇ; લોભિ એક નર પાલા પલઇ;
લોભિ એક દાખવિ અણાથિ; લોભિ ખૂટાં બાલિ હાથિ;

લોભિ એક ધરિ દારિદ્ર; લોભિ ચોર ન આવિ નિદ્ર;
લોભિ કાજિ પીયારિ મરઇ; લોભિ કન્યા વિક્રય કરઈ.
લોભિ જમલુ વાસિ મ વસે; લોભિ એક સેડિ સાંડસે;
લોભિ એક થાઇ અન્યાન; લાભિ એક પડાવિ બાન;
લોભિ ધર્મ લોપ આદરઇ; લોભિ સગાં સહોદર મરઇ;
લોભિ એક નર પાડઇ વાટ, મારઇ વિપ્ર નગારી ભાટ;
લોભિ એક નર છંડિ માન, નીચ તણિ ઘરિ ખાઇ ધાન;
લોભિ એક તણૂં મન રાખિ; લોભિ એક દીઇ કડી સાખિ.
સેજવાલ મનિ એવડુ લોભ, પાપ તણુ મનિ નાણુ ક્ષોભ.
હૈયા સરિસુ વિમાસી જોઇ લોભ સમુ નવિ મિલુ કોઇ.
લોભ વિહુણુ જે નર સરઇ, પદ્મનાભ તેહ પૂજા કરઇ.
સીંહ મલિક તે રાતિ જ માંહિ સેજવાલનિ દેઈ કલાહિ.
વલી લોભ દેખાડિયા ઘણા, ટંકા આપિયા સોના તણા.
કટક ચડેવા કહીઉ મેલ, વેગિં ગઢિ પાડેસિ ભેલ.
લાધૂં સુપન તેણઇ વાર, બ્રાહ્મણ દેખી કરિઉ જુહાર.
પૂછિ રાય "કવણ તૂં નર ?" "વિપ્ર વેષિ હું ગઢ જાલ્હોર.
ચડિયા કટક જુ માહરી પૂઠિ; ગઢ ભેલાણુ વહિલુ ઊઠી.
અછિ પાપ માહરિ જેતલું, હું ભોગવિસૂ કાલ તેતલું.
પુણ્યવંત પ્રીતિ પામસી વલી વંશ ગઢિ તાહરુ હસિ."
પાછુ વિપ્ર ગ્યું સાંચરી, સુપન દેખાડિ આશાપુરી,
કીહિ, "પીઠી અહ્મે જાસ્યૂં આજ જે વાંછૂં તે સીધાં કાજ.
વલી વંશ નર તાહરિ કોઇ માહરિ વચનિ પામસિ સોઇ."
વલી ગણેશ વુહુણા માંહિ એહ જ વાત જણાવી રાઇ.
ચુથૂં સપન રાઇ જવ લહિ, કાન્હ સ્વામિ અઇમ આવી કહિ.
એહ વાત ચતુર્મુખિ કહી. રાય વિચારિ, સાચું સહી;
કમાલદિન મલિક સુ પ્રમાણુ, સેજવાલ થિઉ આગેવાણુ.
માહલી રાતિ મલિક દડવડી કાન્હમેર ગઢિ ચાલિઉ ચઢી.
આગલિ થિકુ વીકસમી ગયઉ, ઇસિઉ બોલ ધરણી પ્રતિ કહિઉ.
હીરાદેવિ ભણિ, "ચંડાલ સૂં મુખ દેખાડિ તું કાલ ?
જેહ પસાઇં કીધાં રાજ તેહણૂં તે વિણસાડયૂં કાજ !
એક ડીલ નઇ કારણિ આજ ગઢ ભેલાણુ. લોપી લાજ !
જે નરનિ છિ કરિ પ્રતિપાલ દૂધ તેહનું પીઇ બિડાલ !"

કરિ રીસ ઊભી ધરઆરિ ગઢિ દલ ચડતાં દેખિ નારિ
પ્રસિઉં બોલ હીરાદે ભણિઉં. સેજવાલ ત્રંબાલુ હણિઉં.
સાસન આવિ એ અહિનાણ, પડિઉ ધરાતલિ ગયા પરાણ.
અબલા અંગિ એતલિ આહિ, હીરાદેવિ ગઈ ગઢ માંહિ.
રાઉલ ભણિ ગઈ પાધરી, ઊભી રહી વીનતી કરી;
"રાઉલ! ઊધારિઉ વાત, સેજવાલે ગઢ કીધુ ઘાત."
સુહુણા તણી વાત સવિ મિલી; કાન્હડદેવિ બૂબ સાંભલી.
કાંધિલ તણુઇ સાથિ તિણિવાર દસ સહિસ ધાયા ઝૂઝાર.

## 14. Känhad De's last fight.

### પવાડુ.

જયતલદે ભાવલદે ઉમાદે અનઇ કમલાદે રાણી
જમહર તણી કરઇ સજાઈ વાત હીઆ માંહિ આણી.
સાથિ ઘણી દિકોલી સૂંડી. કરઇ આવી નઇ વાત,
લોક ભણઇ, "અહ્મે રાઉલ! તાહરા નહિ છાંડઉ સંઘાત."
પહિલઇ પુહરિ વિપ્ર ઊચરઇ, રાઉલ આસીસ માગઇ
વિવહારિયા સવિ સકુટંબા, પાએ રાઉલે લાગઇ.
રાઉત સવિ તણાં જે માણુસ, તેહ સાથ નવિ છાંડઇ;
કરઇ જુહાર સૂદ્ર સવિ આવી; ઘરિ ઘરિ જમહર માંડઇ,
ગણ ગાયક નિ નગરનાયિકા ગાછા છીપા કોલી
કરઇ જુહાર, મગાવઇ આયસ, માલી નઇ તંબોલી;
કારુ નારુ નઇ વિવસાઈયા આવઇ વર્ણ અઢાર,
પાઇ લાગી નિ કામા સારઇ આયસ કરઇ જુહાર.
ઝાલર વાવિ માંહિ અંતેઉર લેઇ આભરણ નખાવઇ.
પુરુસુ પાણી માંહિ બોલાવ્યુ; ગઢમાંહિ કાંઈ ન રખાવઇ.
માણિક મોતી હીરા આણી સોનાં રૂપાં સાર,
ઊંડઇ નીરિ અણાવિ રાઉલિ બોલાવ્યા ભંડાર.
ચહૂઆણ કુલિ જેહ ધુરંધર જાણિ રાજ વિવેક.
તેડાવી વીરમદે કુંયર સિરિ કીધુ અભિષેક.
લાગુ પાયિ; માજી આંસૂ જણુણી દીઇ આસીસ,

વંશિ અહ્માર્ઇ તૂં અજરામર પ્રતપે કોડિ વરીસ."
ચંદન કાઠ અગર નઇ તુલસી બીલી આંબિલી આણી
કરી સનાન દેવ આદિત્ય નઇ અર્ઘ દીઇ સવિ રાણી.
હાહાકાર હુઉ તિણિ વેલા; રાણી જમહર પઇસઇ.
સરલે સાદિ સહૂ હરિ બોલઇ જમહર ઇણિ પરિ દીસઇ.

## રાગ ભૂછી દેશાખ.

બંધવ પુત્ર કલત્ર ધન યૌવન જાણિ માયા જાલ,
જિણિ દિણિ હુઇ દૈવ ઊફરાટઉ, તિણિ દિણિ સહુઇ આલ.
હા હા દૈવ દોસ કિમ દીજી હો કિસિઉં દીસિ વહાણું,
ઇણિ સિહરિ અજી ન આવિ હો હૈડા થા પાષાણું. હા હા.
પંનરસિં ચુરાસી ગઢિ જમહર જાલોહર નિવેસ
લોક સવિ અંતેઉર પુઠિ હો જમહરિ કરિઉ પ્રવેસ. હા હા.
વિષમ કર્મગતિ કિમ ટલઇ હો મનિ વિખવાદ મ આણિ
મુગતિ ભુગતિ દાનેશ્વર હો સમરિ ન સારંગપાણિ. હા હા.

## ચૂપઇ.

ડુંગર તણાં શિખર ડગમગઇ; થ્યુ અજૂઆલું સાચુરિ લગઇ.
દિગ્ગજ આઠ રહીયા અવલોકિ. ધુમ વિરાલ ગઇ સુરલોકિ.
જાણી વાત ન લાઈ ખેવ, તતખિણિ જોવા આવ્યા દેવ.
હસ્તિ ચડિઉ ઐરાવત ઇન્દ્ર, અંતરિખઇ સૂરજ નઇ ચન્દ્ર;
નૈઋત, વરુણ સવિ સુર મિલી નરવાહન તિહાં આવિઉ વલી.
તિહાં ચુસઠિ યોગિણી હતી; હંસિ ચડી આવી સરસતી.
ગરુડિ ચડી હરિ આવ્યા અનઇ આવી શક્તિ સિંધવાહની.
સપ્ત રખિશ્વર, સાચૂ ચવિ, બ્રહ્માદિક તિહાં આવ્યા સવિ.
આવ્યા રૂદ્ર વૃષભ સજ કરી; મહિષિસુર આવિઉ સંચરી;
પાછા રહિ આવસિ ખોડિ, આવ્યા સુર તેત્રીસઇ કોડિ
સરગ લોકથી, સાચુ માનિ, સવિ અપછરા ચડિ વિમાનિ.
સવિ દેવતા અંતરિખ રહી, દીવ્ય ચક્ષુ વિણુ દિસિઇ નહિ.
વલી મલિક ચડીઆ તણી સમઇ લે સિઉ ધાઉ દિવસ પાંચમઇ.
કાન્હ સ્વામિ નઇ દેહરઇ વલી કરઇ વિણાસ વાત સાંભલી.

તતખિણિ ચડિઉ રાઉલ કાન્હ, સવિહુ રાઉત કરિયાં સનાન;
ગોપિચંદનિ ચરચ્યાં ભાલ; કંઠિ ધરી તુલસીની માલ;
એકમના રાઉત સંચરઇ, અંતરખથી અપછર વરઇ,
ધાઇ રણુંગણી રાઉત ભલા; સાહમા મલિક દીઇ ઊથલા.
મલિકપુર નઇ કમાલદીન; તાજમલિક અનઇ હરદીન,
અહિમ્મદ મલિક નઇ ઊમરુ, અગ્રુ, મહિમ્મદ નઇ ઊંબરુ,
કરઇ જંઘા ખોપર ખાન મીર મલિક મોટા અભિમાન,
તિમરસ મલિક અનઇ બહિરામ, બીજા તણું ન જાણું નામ.
અંગોઅંગિ ભડઇ મનરંગિ, સહિ પ્રહાર તેહનિ અંગિ.
હઠિ ચડિઉ સોનગિરુ રાઉ પ્રાણિ ભિ હાથિ મેહલઇ ધાઉ;
દીઇ ઊથલા સાહમા મંડિ; વીર હાક વાજી બ્રહ્માંડિ.
રાઉત નવિ પાછા ઊસરઇ, ઉપરિ પુષ્પ વૃષ્ટિ સુર કરઇ.
સાહમા છઇ સપરાણા મીર. સીંગિણિ થિકા વિછૂટઇ તીર,
ઊઘાડાં ખાંડાં ફરહરઇ, વીજ તણી પરિં ઝબકા કરઇ.
દેવ દૈત્ય જેણિ પરિ ભડઇ, બેઉ કટકના પાયક પડઇ.
આગઇ કરુખેત્ર ધાઉ જીસ્યા, હીંદૂ તુરક ભડઇ રણિ ઇસ્યા.

* * * * *

જેહે રાઉતે અંગમ્યાં લોહ, તેણિ માર્યા મેછ સંમોહ.
સ્વામિ કાજી એકમના ભડયા ભલા આસીયા જે રણિ પડયા !
રણિ સીકલૂં ન ગ્યા જે છંડિ તે કિરતી પામ્યા નવખંડિ !
ધારા તીરથ પામ્યા જેહ અમર લોકિ સવિ પુહુતા તેઉ !
જેહ તણી ઘરણી ઘરબારિ છંડી પૂઠિ ધઈ ભરતાર.
તે સરિસુ ગંભીર વિવાદ કરિ અપછરા અંતરિ વાદ !
દિવ્ય કુસુમ માતા અણુસરઇ, રાઉત રંગિ અપછરા વરઇ !
પૂઠિ ન ગ્યા જે રાઉલ તણી તે અપકીરતિ પામ્યા ઘણી.
જેહ પસાઇ પહિર્યાં સાર પટ્ટકૂલ, પહિર્યા સિણુગાર,
ગૃધ્ર સેન રૂયાંછુ રુધિરઇ; આમિષ લોભિ ચંચ વાવરઇ.
પડિયા યોદ્ધ થિઉં બીહામણૂં કટક તોરકુ ભાંગું ઘણું.
મારિયા મ્લેચ્છ, અસંભવ કરિઉઃ ધ્રાયુ લોહ; પાછુ ઊસરિઉ.
દસી વેઢિ ગઢ માહિલ્યા માંહિ આંગરખે પધારિયા રાય.

વ્યાસ ભણિ, "રાઉલ અવધારિ દેવ વચન યો યો વિચાર.
આગઇ ધારા તીરથ એક વલી પામિઇ તુણ્ય વિવેક."
રાઉલ ભણઇ, "વ્યાસ! કુલ સાખિ, તાહરૂં ધૂમ ન જોઉ આંખિ.
થાઉં ઉસીકલિ અવસરિ ભલિ; દીધું વચન જન્મ આગલિ.
અલૂખાનનૂ ભાજી ખંધ રુદ્ર તણુ છોડાવિઉ બંધ.
નિરપરાધ જે મારિઉ વાલિ પ્રતિપન્નૂં પાલું શિશુપાલિ.
પૃથ્વિ તણું ઊતારિઉ ભાર; મેછ તણુ કીધું સંહાર."
સંવત તેર ભણીજઇ જિસઇ અડસઠુ સંવત્સર તિસઇ,
તે વૈશાખ માસ પંચમી, શુક્લ પક્ષિ સવિ અરિઅણુ દમી,
તિણિ દિવસ હુઉ બુધવાર, સકલ લોક પ્રતિપાલણહાર.
કલિયુગ માંહિ દેવ અવતરી વચન આપણું સાચું કરી,
આદિ પુરુષ ભણીઇ અભિરામ પામિઉ વલી આપણુ ઠામ.

## 15. The lovers reunited.

### ચૂપઇ.

જે મારંતાં મલિક ઊગર્યા કરવા વેઢિ વલી સાંચર્યા.
ચાહુઆણુ કુલિ સાહસ ધીર બોલિઉ વીર વચન ગંભીરઃ-
"સવિ ઝૂઝાર ખડગ વાવરઇ મારી મ્લેચ્છ રામાયણુ કરઇ!"
વીરમદેવિ સંધાસણુ કાજ ઊઠ દીહાડા કીધૂ રાજ.
અંતેઊરી અકુલીણી જથી; જમહર તણી કરી સાગથી.
સ્નાન દાન દહેરાસર કરી જમલિ રહી સવિ અંતેઉરી;
રાણી વચન ઉચરઇ હસિઉં, એકોતર કુલ અજુઆલસિઉં.
રામ રામ વાણી ઉચ્ચરઇ. સજન લોક નઇ આંસૂ ખિરઇ.

### રાગ ?

રુપિં સલૂણુડી સવિ સાહેલડી વેલડી રહીરે નિહાલતી રે.
ટોડડે આવી ય આંસૂડાં રહાવી ય જાલહુર પરબત વધાવીઉ એ.
સુંદરી સોહામણી પરબત ઊપરિ ઘણી,
આણિ રે જંમારઇ મોકલામણી એ.
સર્વ ગુણ જાણુ નઇ વંશિ (વલી) ચહુઆણુ નઇ
વીર અવતારયો ચહુયાણુનિં એ

વલી રલીઆમણું અરધાસન વીરમ તણું.
અહ્મે પામસ્યૂં સોનગિરિ બઇસણું એ

## ચૂપઇ.

રાણી વચન ઇસ્યાં ઉચ્ચરી જમહર તીરિં ગઈ સંચરી;
પાવક વિષમ સેવ્યુ તિણિ રંગિ, આહુતિ કરિ તેહને અંગિ.
વીરમદે જાણિઉં અનુમાનિ વીટી તુરક ઝાલિસઇ બાનિ,
વીર વચન મુખિ વિસમાં જંપિ ઊઠી ઊરિ કટારિ ચંપિ.
રાઉલ તણુઇ અંગિ ઉછાહ, ઊપરિ દૃઢ બંધ્યા સન્નાહ.
વઢવા સારૂં કોપિ ધડહડિઉ તુરક તણુંઇ દલ સાહસુ ચડિઉ.
ચડિઉ રોસિ રાઉલ તિણિ સમઇ; લોહતણી ઝડ કુણુ અંગમઇ?
લઘુ વય કુંયર આવિઉ ભાર; રાઉત ભલા કરઇ હથીયાર;
બોલઇ બિરદ સવિ બંગાલ; હીંદૂ તુરક મિલ્યા રણિ તાલ.
હિંદૂએ રણિ લાધુ લાગ; મારી મ્લેચ્છ મેલ્હાવ્યા માગ.
ખરે બિપુહુરિં કટક તોરકુ ઝગડિઉ રાય રણંગણિ થિકુ
વીરમદે ખડગ ઘણુ ઘાઇ મારી મ્લેચ્છ પડિઉ રણુ માંહિ.
હઇઇ ઘણુ મનોરથ હતુ, "વીરમદે સાહસ્યું જીવતુ."
ઊપરિ મલિક ગયા સવિ મિલી; દીઠઉ રાઉત નવિ પૂગિ રલી.
જોયું અંગ તણુઇ અનુરાગિ તુરક ઊગરિયા દસમિ ભાગિ,
સરોવર પાલિ તલહટી અનિ લાખ બિ ચ્યારિ ગોહરિ નીપની.
જોવા મસિ મલિક તિણિ વાર; ઊપરિ ચડિયા; ધખઇ અંગાર!
હુઈ મેલાણિ વાત એ જિસઇ, દદા સનાવર આવી તિસઇ.
હઇઇ દૂહવણુ આણી ઘણુ મુખ દીઠુ વીરમદે તણુ.
બાંદી બોલઇ આંસૂ ભરી:—"ધન્ય ધન્ય જીણુણી તાહરી!"
પૂર્વ પ્રેમ હઇઇ ધરી સાચુ બોલ કહિઉ કૂયરી.
રત્ન જડિત પાંજરૂં અમૂલ, ચંદન, અગર, જાયનાં ફૂલ,
વીર વદન બહિકિ એવડુ, ચંપા કુસુમ અનઇ કેવડુ;
ઇણિ પરિ જત્ન ઘણેરાં કરી લેઈ મસ્તક ઢીલી સાંચરી.
પુહુતી વેગિ નયર યોગિની અસપતિ રાઇ વાત સવિ સુણી.
પાતશાહ મનિ આણુઇ શોક. તતખિણિ જોવા આવિ લોક.
દદા સનાવર તેણુઇ કાલિ મસ્તક ધર્યું કનકમઇ થાલિ.
અસપતિ રાય તણી કૂંયરી જોવા આવઇ અંતઊરિ.

દીઠઉ વીર વદન તીણિ ઠાઇ; ખિત્રીતેજ ન સહિણ્ જાઇ !
પામિઉ ઉદય જસિઉ અકલંક જિસઉં પુનિમ તણુ મયંક !
જિસ્યાં કમલ યુગ નયન વિશાલ! તિસ્યૂં આગિલું દીસઇ ભાલ.
અંતેઉરિ ભણઇ, "કિરતારિ ઇસ્યા પુરૂષ સિરજ્યા સંસારિ!"
લાગૂ વલી અણૂરૂ માનિ; જોતાં આવઇ મરણ નિદાનિ;
કુંયરી ભણઇ પ્રતિજ્ઞા જાણિ "આગઇ વચન દીઉ ચહુયાણિ.
વીર વચન ન લોપઇ આપણૂ–મુખ નહીં જોઉં કુમરી તણૂ."
માણુસતુ તુ એ વિવહાર બોલ બાપ એક જ સાર.

### દૂહા.

જે સુકલીણા સાહસી, મરણિ ન મૂકઇ માણ.
મસ્તક ઊફરાટિઉ થઉ વીર તણું ચહુઆણ !
સિદ્ધિ નિરંતર તે લહઇ, સત્ત ન છંડિ જેઉ.
મરણ પૂઠિ પામિઉ વલી કીરતિ વીરમદેઉ.
એક અસંભમ તે ભણુ (જે) નીર તરિયા પાષાણ;
મરણ પૂઠિ મુસ્તક ફિરિઉં એ બીજું પરમાણ !"

### રાગ માલવ સુ સામેરી

પૂરવ પ્રેમ સંભારીઉ, આંસુડે બીતુ હારજી;
ગુણ ફીટી અવગુણ થયા; "અહ્મ કહિ કારણ સિણગાર જી?
સગુણ સલૂણા રાઉલ ! રૂસણું કિસ્યૂં ?
હૂં તાં પ્રેમગહેલડી તું સોનગિરુ ચહૂઆણજી. સગુણ.
તું તાં પ્રાણદ માહરુ, હું તાં તાહરી ધરિ નારિ જી;
જનમ એક અંતરિ ગયું, સો નેહલુ મ વીસારી જી. સગુણ.
હઇયલડુ ઘણુ ગહગ્બડયુ, તું સુણિ ન અહ્મારા નાથ જી !
તું અમરાપુરિ સાંચરિઉ, હું મરણિ ન મેહલું સાથજી." સગુણ.

### ચૂપઇ.

કુંયરી કારણ હઈયિ ધરઇ, થઈ ઊફરાંટી આંસૂ ભરઇ.
કુંયરી તણુ અંગ ખલભલઇ. લિખ્યું વિધાતા તે કિમ ટલઇ ?
યમૂના નદી જઈ તિણિ વારિ મસ્તક તણુ કરિઉ સંસ્કાર,
મરણ ભણી એકમની થઈ મા મંદિરિ મોકલાવા ગઇ.

પાતસાહને ચરણે લાગી વેગિ સાંચરિ આયસ માગી.
અબલા અંગિ એતલિ આહિ ઝંપાવિઉ યમુના જલ માંહિ.
નર નારિ બિ પુણ્ય પ્રસંગિ દેવલોકિ પુહુતાં મન રંગિ.
આગઇ અવધિ કહી કુંયરી વચન સવિ હઇડિ ધરી.
આઠ માસિ અવધિ પરિમાણુ પામિઉ મરણુ પછઇ સુરતાણુ
કાન્હ તણુ ઉત્તમ અવતાર કલિયુગ ખટ્ દર્શન દાતાર.
તિણઇ વંશિ વીરમદે નંદ મેગલદેવ થઉ આનંદ
સોનગિરા કુલિ સાહસ ઘણૂં અંબુરાજ મેગલદે તણુ.
પદ્મનાભ અતિ બોલઇ હસી આંબા તણુ પુત્ર ખેતસી
લક્ષ્મીવંત ખેતસી તણુ અખયરાજ સોનગિરુ ભણુ.
બ્રાહ્મણુ તણા કરાવ્યા યાગ; સવા લાખ જિણિ દીધા ત્યાગ !
અખયરાજ કેતલું વખાણુ ? જિણિ સવિ સાંભલ્યા પુરાણુ!
પુણ્ય તણી કીરતિ વિસ્તરી, વિષ્ણુભક્તિ જિણિ સાચી કરી,
ભોજન વાર નિતુ અખિરાજ અતિથિ ભણી મુકાવિ બાજ.
જનમ લગઇ જયવંતુ સુણુ; પરનારી સહોદર ભણુ;
અખયરાજ ઉત્તમ અવતાર, જેહના પુણ્ય ન લાભઇ પાર !
જિણિ કીરતિ કાન્હડદે તણી અખેરાજિ અજૂઆલી ઘણી.
વીસલનગરુ નાગર એક પદ્મનાભ કવિ પુણ્ય વિવેક
એહવૂં બિરુદ આદરઇ અનિ લહી બુદ્ધિ કવિજન રંજની
માય ભારતી તણઇ પસાઇ અક્ષરબંધ બુદ્ધિ રસ થાઈ.
અખિરાજ સીખામણુ સરી પદ્મનાભ કીરતિ વિસ્તરી.
સાંભલતાં સરીર ઉલ્લસઇ ચૂપઈ બંધ અસી સાત સઇ
ચ્યારિ ખંડ જસ્યા નવનીત; દૂહા ચૂપઇ મધુરાં ગીત,
પંચતાલીસ સુ પૂઠિ વરીસ, માસ માગસિર પૂનિમ દીસ,
સંવત પંનર બારોતરૂ, તિણઇ દિનિ સોમવાર વિસ્તરુ.
જાલહુર ગઢ ઉત્તમ ઠાઉ રાઉલ કાન્હ માલદે નાઉ;
પદ્મનાભ મતિ આણઇ નવી તેહ તણી કીરતિ વર્ણવી.
એક ચિત્ત જે નર સાંભલઇ, તેહ તણાં સવિ દુષ્કૃત ટલઇ.
જે ફલ લાભઇ દીધઇ દાનિ, જે ફલ ગંગા તણઇ સનાનિ,
જે ફલ હુઇ તપ કીધઇ સદા, જે ફલ હુઇ દર્શનિ નર્મદા;
જે ફલ સત્ય વચન પ્રમાણુ, જે ફલ હુઇ સાંભલિ પુરાણુ,

જે ફલ લહિ તાપસિ સવિ, જે ફલ હુઇ બંધ છોડવિ,
જે ફલ પામઇ કીધઇ જાગિ, જે ફલ ભેટિ હુઇ પ્રયાગિ,
જે ફલ પામઇ ગંગાદ્વારિ, જે ફલ હુઇ ભેટિ કેદારિ,
જે ફલ હુઇ વિદ્યા ઉદ્ધરિ, જે ફલ ભેટિ ગોદાવરી.
જે નારાયણુ દીઠઇ નેત્રિ જે ફલ હુઇ દાનિ કુરુક્ષેત્રિ,
જે ફલ પામઇ સાહસિ સતી, જે ફલ માહ માસ ગોમતી,
જે ફલ લહી દ્વારિકાં ખટ માસિ, જે ફલ ભેટિ હુઇ પ્રભાસિ,
જે ફલ હુઇ મુક્તિપુરી સાતિ, રામ નામ ઉચ્ચરઇ પ્રભાતિ.
કાન્હ ચરિત્ર જિકો નર ભણુઇ, એક ચિતિ જિકો નર સુણુઇ;
તીર્થ ફલ બોલ્યૂં જેતલૂં પામઇ પૂણ્ય સવિ તેતલૂં.
પૂણ્યિ સંગ સવિ સજ્જન મલઇ; પૂણ્યિ આસ મનોરથ ફલઇ.
પ્રાકૃત બંધ કવિત મતિ કરી કલયુગિ કથા અભય વિસ્તરી.
ચાહૂઆણુ કુલિ કીરતિ ઘણી પૂરુ આસ સવિકલ તણી.

## 4. *Bhim (circa A. D. 1484.)*

He is a minor poet of this first period of Gujarāti literature—the 15th century. His only known work is a Gujarāti version of Bopadeva's *Bhāgavata*. He seems to have belonged to the Vallabhācharya sect. There is a well known work called હરિલીલા ષોડશ કળા by a poet Bhim, who is probably the same person as the author of રસિકગીતા otherwise also known as **ભીમગીતા.**

### *1. From* રસિકગીતા.

#### a. **ગોપી વચન.**

**ઓધવજી વખ કથા, લાવ્યા જડ જોગની;**
વ્રજમાં વાત કીજે, **ભલી રસ ભોગની.**
ઓધવજી એક વેળા, હરિ અનુધામમાં;
અમે ભજુ કેવળ હરિ, મહારસ **કામમાં.**
અમે હરિજન ટળી, થાઉં અઅધુતરિ;
કેમ ખર કંધ ચઢુ, ગજથી **ઉતરી ?**
પ્રગટ સ્વરૂપ મહેલી, જોઉં પુરાણમાં;
તજી કોઇ સુખ સજ્યા, **સુએ રમશાણમાં**
જાગ ત્યાં એવો જેવો, ઉધારો દોકડો;
અમે ત્યાંહાં વ્રજવાસી, રાખું હરિ રોકડો.
ભગત સુહાગ આગળ, જોગ શું બાપડો;
**ભીનો ત્યારે ઉબટી જાએ, કસુંબી કાપડો;**
જોગ ત્યાં આંઠવો રે, ઓધા ઉતાર્યો રે ઉતરે;
ભગત સુહાગ ભલો, **ચડી મન ન ઉતરે.**
બ્રહ્મજ્ઞાન કવિ, સહાંસો જેને વિખે;
તે તો હરિ કીહાં ન પામે, વિધાતા **ન લેખે.**
બ્રહ્મજ્ઞાન તેને જોને, જેને સુભ્રાંત છે;
અમારો કૃષ્ણ વર, **ભવોભવ ખાંત છે.**

અમો હરિ મનની મીટે, દીન થઇ મીઠડાં;
તમે જુવો દેવ ચક્ષે, લાગે અહિ મીઠડાં.
અમારી ભમતિ રેહેજો, સદા વ્રજવાસની;
ઓધા જઇને કાશી કરો, સેવા વિશ્વનાથની.
ઓધવજી વેદ શું જાણે, અમારી વાતમાં
વેદ ત્યાં દૂર દેખાડે, હરિ અમારા હાથમાં.
વેદ ત્યાં એવો જેવો, તડી પગ ભાંજીએ;
ગજ ચડી સુઆન ભસે, તેથી કેમ લાજીએ.
ઓધવજી વેદ કહે, તે તો તમે કરો;
અમારી વિહાર લીલા, વૃજમાંથી ન પરો.
ઓધવજી હોએ તે જાણે, પ્રાણની પ્રીતડી;
અમો તો વ્રજવાસી, રાખું રસ રીતડી.
તેણે અમે વાત કરું, ગ્રેહ વિવેકની;
ઓધવજી લહેતા નથી, સંબંધ સ્નેહેકની
જેહને ઠકરાત હોએ, તેહને નવ ભીખવું;
ઓધવજી પ્રેમનું લક્ષણ, ન આવે શીખવું.
તમો મહા ભગત ઓધા, કહું છું તે માટે;
જેહે હરિ ભગત નો'યે, જોગ તેહને ઘટે.
જેમ કાંઇ સમુદ્રમાંહે, નદીના જળ ભળે;
તે કેમ ટાળ્યાં ટળે, જેહેનાં જેશું જે મળે.
મથુરામાં જોગ ઘટે, સેધી ને શીખવે;
અમે તેના સનેહી, ઉવેક્ષે ઉખલે.
ઓધા હરિએ મન જાણ્યું. એને કેમ અનુસરૂં;
એવી અવિચારી વાતે, અમે લાજી મરૂં.
તમારો વાંક નહિ, ઓધવ સાંભળો;
કુસંગા સંગ કીધો, થીઓ રસ કરમળો.
જેહવાં રંગ પાસ હોએ, તેવી રંગ ચોળના;
ઓધા રંગ ઉપટી જાએ, કુંડા કંહોળનાં.
સાહી કરી કંસ માર્યો, કીધી ઘન કુંબડી;
હવે કહે જોગ રૂડો, કાંહીથી ઉપનીજી.
અમ શું નેહ ધરી, ઘણું હરિ ગાજતાં;
ઓધા હવે એવું કીધું આવે નહિ લાજતાં.

ઓધવજી આવજો તેડી, અમે કાંઇ નહિ કહું;
અમે એક આશાબંધુ, રાહેલાં થઇ રહું.
વ્રજ વધુતા હસ્તિ તજી. ચડો ભલે તેજીએ;
જયારે જેશું પ્રીત કીજે, તેથી નવ લાજીએ
અમારૂં નામ લેજો, શું પ્રીત લજાવતાં;
મથુરાંમાં કુબજા વલવ, કોઇ નથી કાઢાવતાં.
પ્રીત તરવાર બાંધી, પગ પાછો ભરે;
ઓધા તે પે મરણ ભલું, જીવીને શું કરે ?
જહાં રસ પ્રીત નો'ચે જોગને પરવરે;
ઓધા કેમ સીંગને વને, અજા આવી ચરે ?
ઓધવજી તમે આવ્યા, નીતિ ધર્મ જેણમાં;
અમે ઘણું લાભ લાભ્યાં પંચ રસ પ્રીતમાં.
અમે હરિ પ્રીતે પામ્યાં, પ્રીત પર્ણ જાણીએ;
વ્રેહે શો પ્રીત વિના, હદે કેમ આણિએ ?
આઘ વિચારીએ એ અમે આહીરડાં;
અમે રસ પ્રીત રીઝું, અઆચારી નેરડાં !
અમો રસ ગાન ગાતાં, ત્યારે હરિ નાચતા;
અમે સરવે ચરણે સેવી, રમી હરિ રાચતા.
હોએ કુળવંત તેહેને, વિયોગત આવડે;
નહિ કુળ રીત નવી, શીખી તો નાવડે.
સરવસ એહેને સોંપુ, શીખુ શી સાધનાં;
ઓધા મન અનેક હોએ, કીને આરાધના
ઓધા હરિને એટલા દહાડા, જોઇ છાના રાખતાં;
એક તમ આગળ કહું છું, રખે કેને દાખતા.
અમારો નાથ ઓધા, મથુરાં નથી ગયો;
તેને દુષ્ટ ન દેખે, આંખોમાં છપી રહ્યો.
[illegible] સંબંધ નહિ, જુઓ પોથાં કથી;
વ્રજમાં વિહાર કરે, તમે દીઠો નથી ?
ઓધવજી નંદનંદન, વદન વિલાસતાં;
વ્રજમાં વિહાર કરે, તમે નથી ભાળતા ?
તમે વિપ્રિત દીઠો, ઓધા અલામેલશું (?)
દીઠો હોએ તેમ જાણે, વેણુ વિલાસશું.

તમે જાણો કંસ માર્યો, તે કેશવ કસ્યો;
અમારો વેણુ વ્હાલો, વિઠલો મન વસ્યો.
ભલુ જાણે તેહ જાણે, સઘળે ફરો સખે,
અમો વ્રજ નારી વિના, એહને કોણ ઓળખે ?
ઓધા હરિ રસિક રમણ, વ્રજ ભીયા કહાં વશે;
અમારી વ્રજ એહવી, આફણિએ આવશે.
ઓધવજી સાંભળો નિહે, સંબંધની વાતડી;
એણે હરિએ રાસ રચ્યો, શરદની રાતડી.
એણે હરિએ વેણુ વાઇ, વિંદ્રાવન તેડીયા;
મધુરો નાદ સુણી, ક્ષણુ તવ હેડીઆ
એણે કહ્યું મધરાતે, ઇહાં કેમ આવીઆ;
એણે હરિએ માન ન દીધું, ઘણું લજાવીઆં.
ત્યારે એમ હાથ જોડી, કહ્યું સુણો કા'નજી;
તમ વિના પ્રીત ગરેની, તજી નાથજી.
અમારા દીનવચન, સુણી હરિ હસ્યા,
રમ્યા બોલ્યા ત્યારે, અંગ પરસ્સાદીયા.
ફર્યાં હર્યાં ફુદડી રમ્યા, આંખ મીચાંમણી;
ઓધવજી એણીએ કૃષ્ણે, મહેલ્યાં છું કામણી.
એણી હરિએ નાના થકા, અમારાં મન હર્યાં;
એ ના હવે દ્રોહો થીઓ, અમો ઘેલાં કર્યાં.
પ્રીતે કુલ લોક લજ્યા, તે તો અમે પરહરી;
ઓધવજી એમ થઇ, એને અમે અનુસરી.
અમને સાંભરે ઓધા, એને અમે વિસર્યાં;
અમે તાં વ્હેની વીધી, સરવ તજી નિસર્યાં.
એહને નાર ઘણી, અમ જેવી કોઇ;
ઓધવજી એહેવું વાલું, અમને કોઇ નહિ.
ભુંડા લોક બોલે ભુંડું, વેણા વગોઇને;
ઓધા અમે સાંભળી કાને, રહેતાં ચૂપ રોઇને.
હવે શું બીજું જોઇએ, એહવા હરિ જોઇને;
એણે ગિરધારીએ ઓધા, લીધાં મન મોહીને

## b. ઓધવ વચન.

ઓધવજી કહે સાંભળો પ્રભુ, ગોપી કથા વળી;
તમારા સ્નેહ સંબંધે, સર્વે વ્રજ સાંકળી.
જેણે તમો દીઠા, તેવા તમો તન છો;
તમારા વ્રજ જન, તેણે તમો ધન છો.
કોયે ગત કળી ન જાયે, ગોપીના પ્રેમની;
વેદ શીર ત્રાંસ વાંહા, છકી રસ પ્રેમની.
વેદ એહેને શું વદે, વ્રેહે વિખ પરજળી;
ગોપી જન સુભટ સુરા, અબલા મહાબળી.
તે તો ત્રિલોકમાં નહિ, જે ગોકુળ ગલી;
પ્રભુ તમે પ્રકટ વસો, વૈકુંઠ છે વેગલી.
સુખ સનકાદિક ગાએ, સુણો હો હરિ;
કહો કોણ ભગતિ કેહેવી, ગોપીની બરોબરી.
શુક મુનિ વાસ મળી, વિધિ કહે વેદમાં;
તે તો ગોપીએ દુર કર્યાં, બીની રસ ભેદમાં
હું મહા મૂઢમતિ પ્રભુ, વ્રજ નિંદા કરી;
માહા અપરાધ પડયો, જીભ્યા પાપે કરી.
મેહે તો કોઇ લહુ નહિ, માહા કર્મ જડ હતો;
વ્રજપદ રજ વંદી, હવે થાઉં છતો.
વિધિ કર્મ સંગ દોષે, એહેવું મન જાણતો;
પ્રભુજી તમને વલવ, તેને વીખ આણતો.
તેને તમે તેહવું કરો, જેએ જીહાં આચરે;
પ્રભુ સતસંગ વિના, જીવ ભુલા ભરે.
તમને તેવા જાણે, જેહેને સતસંગ છે:
જેહનું એક મન હરિ, તેહને મન રંગ છે.
જેહેને વશ છો તમો, તેહને મન પ્રીત છે;
ધિક વ્રજજન વિના, સહુ પશુ રીત છે.
તમારી ભગતિ નહિ, ગોપીજન વિના;
પ્રભુ તમે કેમ ખમો, વ્રહે વ્રજનારમાં
જેવા તમે વ્રજને વા'લા, એવા કેને કહો;
વ્રજજન દોહલા થાશે, વખે અળગા રહો.

## c. કવિ વચન.

ઓધવે વ્રજનું કહાવ્યું, હરિએ સર્વ મન ધર્યું;
એહને સ્વરૂપ ધામ, કર્મ જડ શું કરૂં.
અન્ય ઉપાસી જન, તેણે વરો થીઓ;
વ્રજના વા'લા હતા, ત્હાં કાં મેલી ગયો
જે જન અનમી હું તો, તેણે ગોકુળ લહ્યા;
પ્રભુ કર્મ જડથી બીહીના, તેણે છાના રહ્યા.
વળી મહા રસીકજન, થઇ વહે વ્યાપની;
પ્રભુજીએ એમ જાણું, દીવાની આમ દી.
તેણે હેત વલવકુળે, વહે ધારી આવીયાં;
મળી વ્રજ નાર તીહાં, મોતીડે વધાવીયાં.
ગુણી જણુ નાચે ગાયે, મન પોહોતી રળી;
ફરી રસમાં રમાડી, વ્રજ વેગા વળી.
તીલક છાપા માળા, સાધી ને પ્રકાશીયું;
પ્રગટયા શ્રીવિઠ્ઠલેશ, ગોકુળ ફરી વાસીયું.
એરે સખી કહાન પામ્યા, ભલે આવ્યા ફરી;
મહા ધન વ્રજજન, તેહને વશ સદા હરિ.
જેશું જેમ હતાં, તેશું તેમ મળ્યા;
દેહીનાં દુઃખ ભાગીયાં, મન માગ્યા ફળ્યા.
અતિ આનંદ ઓચ્છવ, વ્રજ વધામણાં;
ભગવત વિગત કરી, મહા કળીકાળમાં
વ્રજમાં ભગતિ ઘણી, એ સર્વે જાણે સહી;
વલવ એ રસીકજન, તેણે લીલા કરી.
કીહાં રસ પ્રીત નહોતી, વ્રજથી પરવરી;
જેણે વિઠ્ઠલેશ જાણ્યા, તેના પાપ થાએ અરી
જેણે એના ચરણુ સેવા, બુદ્ધિ મહાદેવ રે;
વ્રજ જન સદા ભજે, મહારસ કામરી.
જુગો જુગ રાજ કરો, ગોકુળ ગામરી;
માહા રસસિંધુ માંહે, ચરકલે ચાંચ ભરી.
તેણે કોઇ થોડું ન થાએ, વ્રજની લીલા વિસ્તારી;
વ્રજની ઉંચી દીશા, શોક નહિ મન ધરી.

તે માંહેથી કણુ કણી લઇ, રસિક ગીતા કરી;
તમારા વ્રજજન, તેહને વશ સદા હરી.
તેહનો હું દાસ થાઉં, પૂરો મન આશ છે;
જે ગાએ રસિક ગીતા, તેહને પ્રભુ સાહે છે.
વલવ પ્રતાપ સદા, વ્રજ વધામણાં;
જુગો જુગ રાજ કરો, ભીમ લીએ ભામણું.

## 2. *From* હરિલીલા ષોડશ કળા.

### 1. The boat to cross over the ocean of life.

#### ચોપાઇ.

ભવસાગર દુસ્તર અપાર, તેહ તણો નહિ લાભે પાર;
તૃષ્ણા જલચર મદ મસ્તર, કામ ક્રોધ ભણિયે મગર.
પાખળ માયા મોટી પાળે, વડવાનલ તે લોભ અગાળે;
આવા ગમન તે ભરણુ ઉભરણુ, અનેક લહરી જામણુ મરણુ.
હર્ષ શોક પર્વત વિશાળ, મદ મત્સર મમતા શેવાળ;
અતિ ઘણી આશા પાતક પંક, તે દેખીને ઉપન્યો અકંપ.
મનમાંહે વિમાસણુ કરી, એહ પાર કયમ પામિશ હરી;
જાણું કારણુ સમ્યક્ સહી, વહાણુ વિના ઉતરાયે નહીં.
કૃષ્ણુ કથા કરીશ નિજ નાવ, દૃઢ શ્રદ્ધા ને નાગર ભાવ;
વિવેક કૂપમાં લાંગર કરીશ, એણી પેર ભવસાગર ઉતરીશ.

### 2. Māyā.

થડ વિણુ વૃક્ષ મહા એક ઉગ્યો, પ્રસરી શાખા પંચ રે;
બીજ અંકુર બહુ ફળ ફૂલ્યાં, ત્રિવિધે વિસ્તર સંચરે.
અલિક સંસાર જ છે રે અનોપમ, અજ્ઞાને પ્રતિ ભાસે રે;
સ્વપ્ને ધન કાલાંતરે દીઠું, મન ધરી વિશ્વાસ રે.
વિવેક વિચાર એ દૃઢ વિશ્વાસે, જ્ઞાન પ્રકાશે નાશ રે;
જાગ્યા પૂઠે મૂળ ન દેખે, ધન તણી શી આશ રે.
વાંઝણીએ જયમ પુત્રજ જાયો, તે જાણે જાત્યંધ રે.
અમાસ કેરી રાતડીએ દીઠો, સોળ કળાશું ચંદ રે;
જળ વિણુ નદી વહે નિરંતર, પૂર ન પાછું થાય રે.
વદન વિનાનો અળગત બોલે, બાહુ વિનાનો ઉજાય રે.
આકાશ ફૂલ્યો ફુલડે તવ, ઋતુ ત્રણુ મોર્યો વસંત રે;
સસલાને શિર શીંગડાં, અણુજાયો નર બળવંત રે.

એહ વાણીએ જોય વિચારી, દીસે તે અણુછતું ભાસે રે;
ભીમ ભણે શ્રીરામ પસાયે, તેહને સદા પ્રકાશે રે.

## 3. The story of Prahlād.

### ચોપાઇ

એકવાર સનકાદિક ચાર, તે પહોંત્યા વૈકુંઠ મુન્ઝાર;
જાતાં વાર્યા મુનિ સંતાપ, જય વિજયને દીધો શાપ.
ઋષિ વિનવિયા ભાવજ ધરી, તે ઉપરે અનુકંપા કરી;
પામિશ હરિપદ નિજ વિશ્રામ, ત્રીજે જન્મ તમારો ઠામ.

### પૂર્વછાયા.

હિરણ્યકશિપુ હિરણ્યાક્ષનો, પ્રથમ જન્મ ભૂપાળ;
બીજે રાવણ કુંભકરણ, દંતવક્ત્ર શિશુપાળ.
વધ દેખી હિરણ્યાક્ષનો, માતા પામી શોક;
પુત્ર જન્મ બહુ બોલીઆ, કીધો તેહ વિશોક.

### ચોપાઇ.

હિરણ્યકશિપુ મન કરે વિચાર, તપ માંડયું અતિ ઉગ્ર અપાર;
રહે નિરંતર વન મુઝાર, તજ્યું અન્ન ફળ ભોજન વાર.
એમ કરતાં દિન પોહોંત્યા ઘણા, નખ ને કેશ ગયા શિર તણા;
બ્રહ્મા આવ્યા અંતર્ધાન, ઊઠ વત્સ માગો વરદાન.
ઘર બાહેર નભ ધરા મુઝાર, દેવ અસુર નર પન્નગ નાર;
સૂકે લીલે દિન કે રાત, મુજને મરણ ન આવે તાત.
માગ્યું તે આપ્યું વરદાન, થયા વિરંચી અંતર્ધાન;
હિરણ્યકશિપુ હરખે આવિયો, વેગે મેળાવો મેળિયો.
ક્રોધ કરી ચાલ્યો અસુરેન્દ્ર, યુદ્ધ કરીને જીત્યો ઇન્દ્ર;
કાઢયા દેવ ધરીને કંઠ, નાઠા તે પોહોંત્યા વૈકુંઠ.
કેશવને જઇ કર્યા પ્રણામ, કર જોડીને વિનવ્યા સ્વામ;
હિરણ્યકશિપે પ્રભવ્યા અપાર, રાખ રાખ શ્રી વિશ્વાધાર.
વિષ્ણુ ભણે દેવો સાંભળો, કરીશ કાજ હું પાછા વળો;
સુતશું દ્વેષ આણશે યદા, પાપી મરણ પામશે તદા.

હિરણ્યકશિપુનું બળ બહૂ, મારી હાર મનાવ્યા સહૂ;
જીત્યા સુરનર પન્નગ લોક, પાળે રાજ્ય તણું ત્રૈલોક.
સુત પ્રલ્હાદ વડો તે તણે, ગુરૂના પુત્ર કહે તે ભણે;
પિતા પ્રશંસી પૂછે વાત, શું શું ભણિયા કહોની તાત.
વળતું વચન કહે પ્રલ્હાદ, કરી ન જાણું બીજો વાદ;
હરિનું નામ ન મૂકું ઘડી, સાચી વિદ્યા એ આવડી.
કથા શ્રવણ ને કીર્ત્તન સાર, સ્મરણ ભજવા તણો પ્રકાર;
અર્ચન વંદન સેવા ભેદ, સખ્યપણું આતમ નૈવેદ.
નવવિધિ ભક્તિ તણી મુરાર, સઘળા ભણવા માંહે સાર;
સાંભળ સાચું બોલું તાત, રુચી નહીં મુજ બીજી વાત.
પિતા ભણાવે સુત નિરગુણ, તુજને એ શિખ દે છે કવણ;
જેશું હું વાંછું સંગ્રામ, તું કાં લે છે તેનું નામ.
પુત્ર પિતાશું વળતું વદે, વિષ્ણુ વસે સૌકાને હૃદે;
અંતર્યામી રૂપે રહે, તે મુજને શીખમણ કહે.

श्लोक ।

शास्त्राविष्णुरशेषश्च जगतो हृदि संस्थित: ।
तामृते कथितात्मानां तत: क: केन शिष्यते ।।

ચોપાઇ.

અસુર ભણેરે નિષ્ઠુર પુત્ર, તું અવતરિયો મારો શત્રુ,
પિતા વચન મનમાં નવ ધરે, વૈરી તણો પક્ષ અનુસરે.
વ્રત દાન તપ તીરથ બહૂ, પુસ્તક પોથાં થોથાં સહૂ;
મુક્તિ સંપદા વાંછું તાત, ભણું ગોવિંદ ગોવિંદ દિનરાત.

श्लोक

किं तात वेदागमशास्त्रचिंतनैस्तीर्थैः समस्तैरपि किं प्रयोजनै: ।
यदात्मनो वांछितमुक्तिसंपदा गोविंद गोविंद इति स्फुटंरट ।।

ચોપાઇ.

હિરણ્યકશિપુ રોષે ઉધ્રસે, હોઠ બેહુ તે દંતે ડસે;
તેડયા સેવક કીધો સાદ, ગાંડો તાડો એ પ્રલ્હાદ.

વચન સુણી લઇ ચાલ્યા તેહ, ગિરિ ગવ્હરમાં નાંખ્યો તેહ;
વૃક્ષ શિલા વળી મુદ્ગર માર, પણ પીડા નવ પામે લગાર.
પરિભવ સિંહ મહિષ ગજ વ્યાલ, વિષ હળાહળ પાવક જ્વાળ;
ભેદે નહીં વજ્રમય અંગ, રક્ષા કરે સ્વામી ગોવિંદ.

श्लोक।

अरिर्मित्रं विषं पथ्यं अधर्मो धर्मतां व्रजेत्।
त्वयि तुष्टे जगन्नाथ विपरीते विपर्ययः॥

ચોપાઇ.

પાછો આણ્યો રાજદ્વાર, સેવક ભણે સ્વામિ અવિધાર;
અનેક પેરે દૂભ્યો સહી, એને ટીકી લાગે નહીં.
ગુરુના પુત્ર વિચિક્ષણ જેહ, શુંડામર્ક તેડાવ્યા તેહ;
વળી ભણવાને મૂક્યો એહ, રાજનીતિ ભણાવે તેહ.
હરિ પુરુષોત્તમ પરમાનંદ, કેશવ કૃષ્ણ મુરારિ મુકુંદ;
સત્ય સનાતન રાઘવ રામ, જીભે જપે ગોવિંદ ગુણ ગ્રામ.
મોટા રાજા એક મુકુંદ, ભવ ભય ભંજન શ્રી ગોવિંદ;
તે ત્યાં નિત્ય ભણે પ્રલ્હાદ, બીજો છાંડે વાદવિવાદ.
એકવાર સૂની નિશાળ, તેડ્યા સઘળા નાના બાળ;
અહર્નિશિ ધ્યાઓ શ્રી ગોપાળ, બીજું ભણવું આળ પંપાળ.
વળતા બાળક બોલ્યા સાર, એ સીધો છે સૂત્ર વિચાર;
વેદ જાણવા સ્વર વ્યંજન, અમો ભણું અક્ષર બાવન.
ભણે પ્રલ્હાદ સુણો રે મિત્ર, તમો ભણો છો તે કોણ સૂત્ર;
સિધો વર્ણ વ્યાપક નિર્વાણ, ક્ષરે નહીં તે અક્ષર જાણ.
નારદ તણાં વચન છે જેહ, સુણો ઉપદેશ કહું છું તેહ;
બાળપણે સેવો દેવેશ, વિષય ન વ્યાપે યૌવન વેશ.
વાંછે પુત્ર કલત્ર સંયોગ, મિત્ર પશૂ ધન નાના ભોગ;
રાગદ્વેષ તૃષ્ણા અહંકાર, મત્સર મૃષા હર્ષ અપાર.
કામ ક્રોધ મદ લોભ વિશાલ, આશા બંધન માયા જાલ;
મસ્તક કુટુંબ તણો બહુ ભાર, ચિંતા વ્યાકુલ ગૃહ વ્યાપાર.

વિષ્ણુ વારતા નવ સાંભરે, મન માંકડ તો દશ દિશિ ફરે;
છાંડી જાયે યૌવન વેષ, પૂઠે જરા કરેજ પ્રવેશ.
જરા શાકિની દોષ અગાધ, જમલે આવે સઘળી વ્યાધ;
ઇંદ્રિય સકળ હીનબળ થઇ, બળ બુદ્ધિ ને પરાક્રમ નહીં.
ઢીલી ત્વચા લિલરિયા ગાલ, શિર કંપે, ચખ ગલે અપાર;
દશન રહિત મુખ જર્જર ગાત્ર, શોક મોહ પીડે દિન રાત્ર.
પુત્ર કલત્ર આદર નવ કરે, બેઠો પરવશ પેટજ ભરે;
ભૂખ્યાં તરસ્યાં નહિ સંભાળ, લજ્જા રહિત થયા ગૃહપાળ.
સગાં સંબંધી ન કરે વાત, ઘરડો બળદ જયમ કાઢી નાથ;
તોહે જાણે હું ઘર ધણી, મત વળગી મમતા પાપિણી.
કાળ પોહોંતે પામે મરણ, યમ યાતના વળી અવતરણ;
યૌવન જરા મરણ ભયપાશ, વળી અધોમુખ ઉદર નિવાસ.
સ્વર્ગ ધરા પુનરપિ પાતાળ, જાણે રેહેંટ તણી ઘટમાળ;
એણિ પેર ફેરા ફરે અપાર, ભવસાગર નવ પામે પાર.
સાચી વાત સાંભળો સહી, વિષ્ણુ વિના છૂટીએ નહીં;
ક્ષણ ભંગુર છે અસ્થિર દેહ, સેવો નિત્ય આતમા તેહ.
એક સદોદિત સર્વાવાસ, સત્ય સનાતન સ્વયં પ્રકાશ;
અનંત અંતરયામી હરિ, બીજી વિદ્યા મૂકો પરી.
એણી પેર વચન વિવેક વિચાર, હરિ ઓળખવા તણો પ્રકાર;
દયા કરીને દીધી શીખ, સઘળા કીધા આપ સરીખ.
આવ્યા ગુરૂ દીઠો પ્રલ્હાદ, કરતો વિષ્ણુ કથા સંવાદ;
મનમાંહે વિમાસણ થઇ, પગની જવાળા મસ્તક ગઇ.
અરે કુબુદ્ધી કૂડું કર્યું, એકજ તૂં વંકયે નવ સરયું;
વણસાડી સઘળી નીશાળ, રોષે ભરિને દીધી ગાળ.
લેઇ ચાલ્યા બાંહે ધરી, રાવ રાય આગળ જઇ કરી;
પૂરવ કથા તણી પેર કહી, શીખ અમારી માને નહીં.
હિરણ્યકશિપુ કહે રે દુષ્ટ, મુજ ભય તુજને નહિ પાપિષ્ટ;
હું ટાળું તુજ જાણી બાળ, મરણ તણો તુજ આવ્યો કાળ.
ભણે પ્રલ્હાદ કહું એક વાત, દુઃખ કેરૂં કારણ મન તાત;
અંતર્યામી મારો સ્વામ, મરણ તણે તેણે રૂંધ્યો ઠામ.
પુત્ર કરે છે કૂડો ભાવ, કયાં છે તારો સ્વામી ધ્યાવ;
બેઠો રહેશે તારો સ્વામ, હવડાં ટાળિશ તારો ઠામ.

ભણે પ્રલ્હાદ પિતા અવિધાર, કાલ સર્પ કહિયે સંસાર;
તે તો તને મૂકશે નહીં, હરિ ઓળખ તો છૂટે સહી.
એણે વચને ઉપન્યો વિષાદ, ક્રોપ કરી સાહ્યો પ્રલ્હાદ;
વધ કરવા કીધો પ્રારંભ, બાંધ્યો લેહ સરીસો સ્થંભ.
ક્યાં તારો સ્વામી પ્રલ્હાદ, ગાઢે કરની તેને સાદ;
કટકા સહસ્ત્ર કરિશ તુજ દેહ, દેખિશ આડો થાતો તેહ.
મારો સ્વામી જે મેં કહ્યો, સ્થાવર જંગમ વ્યાપી રહ્યો;
સાચું વચન કહું વળી એહ, સ્થંભ માંહિ બેઠો છે તેહ.

श्लोक ।

भूतानि विष्णुर्भुवनानि विष्णु:
वनानि विष्णुर्गहनानि विष्णु: ।
रात्रौ दिवा स्त्रीपुरुषेषु विष्णु:
यदास्ति नास्तिरिति देव विष्णु: ॥

ચોપાઇ.

તારો સ્વામી સબળ અપાર, જાણીશું જો કરશે વ્હાર;
તેડ તેડ તાળે દુઃખ સાલ, જમલી બૂસ્ટર જમલો ગાલ.
ઊઠ્યો અસુર ધરીને ક્રોધ, રાતાં લોચન બળવંત યોધ;
વજ્ર સરીખું કાઢ્યું અસી, વેગે ઉપરે આવ્યો ધસી.

श्लोक

प्रतीज्ञा तव गोविंद मद्भक्तो नावसीदति ।
इति संस्मृत्य संस्मृत्य प्राणे संधारयाम्यहं ॥

ચોપાઇ.

શ્રીપતિ સેવક વાણી સુણી, પતિજ્ઞા પાળી આપણી;
સ્થંભ ફોડી નીસરિયા હરી, પ્રગટ્યું રૂપ પુરુષ કેસરી.
શ્રી નૃસિંહ કોપે ધડ હડે, મરિ કોટ કોશીસાં પડે;
ગર્જિત કરે બગાઇ બહુ, દેવ અસુર દલ નાઠું સહુ.

ગવ્હર ગુફા સરીખું વયણુ, જ્વળતો પાવક એહ્ નયણુ;
કરનખ દશન અતિ વિકરાલ, અસુરાયણ કુળ કેરો કાળ.
શંકા અસુર તણા મન માંહે, પલાયન તણો કરે ઉપાય;
ઝડપીને લીધો જગનાથ, ચડયો કોપ સીંચાણા હાથ.
લઇ ઉત્સંગે ફાડયો તેહ, નખે વિલૂરી સઘળી દેહ;
પિધું રુધિર ને ફોડયું પેટ, ખોળે થકી નાંખીયો હેઠ.
સહુ સંધાણુ જૂજવું કર્યું, માંસ મેદ કાળજ કાઢિયું;
ગળા માંહે ઘાલી અંતરાળ, સોહે યથા કમળની માળ.

### પૂર્વછાયા

વપુ દેખી નરસિંહનું, મુનિવર સુર નર નાર;
કોય ન આવે આસને, અતિ ઉગ્ર રૂપ અપાર.
દેવ ભણે શ્રી સાંભળો, સંતોખો હરિ ભૂપ;
કહે કમળા હું કયમ કરૂં, બીહુ જોઇને રૂપ.
શ્રી નૃસિંહ ક્રોધજ તજો, સ્વામી કરો પ્રસાદ;
કર જોડીને વીનવે, સ્તવન કરે પ્રલ્હાદ.

### રાગ દેશાખ.

તું હરિ છે એક સનાતન, ભક્ત વત્સલ ભગવંત;
સર્વ ભૂતને રુદે વસે, અંતર્યામિ તું અનંત.
કર જોડી પ્રલ્હાદ ભણે, જી સ્વામી કીજે સાર;
સચરાચર તમ રૂપજ દીસે, ભક્ત કારજ અવતાર.
મુનિવર દેવ મહાજન સહુ નર, પન્નગ યતિ યોગેંદ્ર;
વિદ્યાધર સિદ્ધ સહુ સેવિત, તારાં ચરણુ મુકુંદ.
રૂપ અસંભવ નાથ સંવરી; છાંડો ક્રોધ કૃપાળ;
ભીમ ભણે સ્વામી શ્રીનાથે, પ્રલ્હાદની કીધી સંભાળ.

## 4. The Slaying of Putana

### પૂર્વછાયા

માસીનું મન ઓળખ્યું, હરખ્યા શ્યામલ વર્ણ;
રમતા આવ્યા આસને, કરવાને પયપાન.

## ભીમ.

બોલે બોલ કોડામણા, મન માંહે બહુ પાપ;
લીધો વરાંસે દોરડો, ખોળે થયો તે સાપ.
મુખ જોયું માસી તણું, વદને અંગૂઠો ચર્ણ;
સિંહ તણે ઘેર પરોણો, જાણે આવ્યો હર્ણ.

## ચોપાઇ.

વિખ હલાહલ ભરિયું જેહ, રતન મુખ માંહે ધરિયો તેહ;
કર ભીડી ધાવ્યા શ્રીરંગ, ઢીલાં કીધાં આઠે અંગ.
ઘટે શાકિની વળગી સહી, વિછોડતાં વિછૂટે નહીં;
મૂક મૂક કેશવ તમ દાસ, વળી નહિ આવું તારિ પાસ.
સમ્યક હુંય વરાંશી મૂળ, ચોળી પેટ ઉપાડયું શૂળ;
મારણ આવી પામી મૃત્ય, ચૂકી ધર કેરૂં હું કૃત્ય.
મૂક મૂક કહેતાં એ વાત, શોષી લીધાં સઘળાં ગાત્ર;
અંતઃકરણ આરોગ્યા હરી, જાણે કાઠ ભોગવ્યું કરી.
મરતાં કીધું મોટું તન, બાળક ધાવે શામળ વન;
તે ઉપરે સોહ્યા શ્રીરંગ, જાણે રે મસ્તકે શિવલિંગ.

## પૂર્વછાયા.

મરતાં કીધું જોજને, દર્શન શાલિગ્રામ;
ને તન ઉપરે પૂતના, મૂર્તિવંતા શ્યામ.

## ચોપાઇ.

વેગે આવ્યા સૌ ગોવાળ, ઉંચા ચઢી ઉતાર્યું બાળ;
ગોકુળ વર્ત્યો જયજયકાર, ગાયે ગોપી મંગળ સાર.
માંહોમાંહે કરે સંવાદ, એક ભણે અંબિકા પ્રસાદ;
એક ભણે માતાનું કર્મ, નંદતણું બહુ પોતે ધર્મ.
એક કરે ખડી ચાપડી, એક બાંધે બાળકને રાખડી;
આપણને ત્રૂઠયા જગનાથ, અંતરે દીધો આડો હાથ.
મોઇ પડી પૂતના જેહ, કટકા કરીને બાળી દેહ;
પરિમળ જશો ઉવેખ્યો અગર, તેણે સુગંધે મોહ્યું નગર.

## દુહા-સોરઠા

છેજ અનંત ઉદાર, પાત્ર કુપાત્ર જાણે નહીં;
પાપ કરંતી નાર, નરક નિવારી પૂતના.
ભૂધર ભક્તિ કાજ, કુલ ક્રિયા જોયે નહીં;
લંકા કેરૂં રાજ, રાક્ષસ રોશે આપિયું.
સારે સેવક કાજ, સમર્થ સ્વામી શંખધર;
સ્થિર થાપ્યો પ્રલ્હાદ, અસુર ભણી ન ઉવેખિયો.

## ચોપાઇ

ધન્ય ધન્ય નારી પૂતના, પરિભવ છૂટી યમદૂતના;
ટળ્યું સંસાર તણું એ દુઃખ, વૈર કરંતાં પામી મોક્ષ.
સમરથ સ્વામી શ્રી ભગવાન, વેરીને આપે સ્વસ્થાન;
કાળકૂટ વિષ પાયું જેહ, માતાની ગતિ પામી તેહ.

## 5. *Mirānbai* (1499-1547.)

A mass of pseudo-historical tradition and legend has grown round the name of the greatest woman writer of any vernacular in India. Even her traditional date and the name of her husband are wrongly given. Tradition Mentions Rāṇā Kumbhā as her husband but she was really the the wife of Kumar Bhojarāj, the eldest son of Rāṇā Sangrām Singh, the heroic chief who fought against Baber. Rāṇā Sanga (to call him by his more popular name) was the grandson of Rāṇā Kumbhā, whom legend mentions as the husband of Mirān.* Mirān was the the daughter of Ratan Singh a younger prince of the royal house of Jodhpur † of the clan of Rathors and was born, A. D. 1499, in the village of Kudki in the district of Medtā, which was under the governship of her father at that time. She was married in A. D. 1517 into the Royal house of Chitor, with which family her own had been closely united during a great many generations previous. In her father's home and from her earliest childhood she had seen the worship of Krishna performed daily, for her grandfather Dudāji who was a great devotee of the Divine Cowherd. Mirān assisted very joyfully at all these daily acts of worship.

* The whole question is ably discussed in a monograph on મીરાંબાઇ by Bhanusukhram Nirgunram Mehta (published in the Sayāji Sahityamālā, Baroda, 1918 A. D.

† He was the grandson of Rao Jodha, the founder of Jodhpur.

Thus the seeds of devotion were already sown in her very impressionable nature quite early. A tale of her childhood is related that she chose the clay image of Giridharlal to be her husband and that she used to regard the Diety as her spouse with all the seriousness of her nature.

Of her troubles in her husband's family a very large number of tales exist. But they have the evident stamp of being later inventions and most of them present her as an undutiful wife, a thing entirely contrary to all Hindu nations of womanhood. Why or how such tales grew up is hard to say–probably they were the inventions of later and bigoted followers of the Mirānbai Sect. The fact is that Mirān's married life was a very short one. Her husband died a few years after the marriage. There seems to be a hint at this misfortune in one of her songs, when she speaks of herself as a virgin and in another when she says that she was widowed shortly after her marriage. Her real sufferings began after the death of her husband. Very shortly after the death of Kumar Bhojarāj her illustrious father-in-law, Rāṇā Sanga, died and in the stormy days that succeeded the treatment meted out to Mirān was unduly harsh. Her two brothers-in-law, who had succeeded to the throne of Chitor one after the other upon the death of Sanga, resented the pious life which the widowed Princess was now bent upon leading, and the company of sages

and holy men which she entertained. But in proportion to the undiscerning harshness of the Rāṇās, Mirān's fame for piery and loving kindness began to spread; and she, whom they thought to be a blot on the unsullied honour of Mewar, was destined to be the greatest glory of a glorious race. Legends have probably ascribed the hasrh measures of her brothers-in-law to her husband. She was ultimately obliged (according to some, commanded) to leave Chitor; so she went back to her childhood's home at Meḍtā where her uncle Viramji was ruling. But here too she was not allowed to live her life as she liked best, such was the rigid code of propriety at the Rajput Court, and so she ultimately had to turn her wearied heart towards Brindaban, the home of her beloved Girdharlal. But her wanderings were not yet over. She lived for a time (so the story goes) in Kashi before she reached Brindaban. But her last earthly home was Dwarka, also closely knit with the name of Krishna. Here her last days were passed in fullest enjoyment of peace and in the worship of her beloved God. The date of her death is not quite certain, but the probability is that it took place in A.D. 1547, as all stories about her cease a couple of years before this date. Legend says that she was bodily absorbed into the image of Krishna while singing her last song.

Mirān's songs have been current in three vernaculars—Hindi, Marwari and Gujarati* And during the centuries that have elapsed since her time a great lot of mixing of dialects in her songs has come about. It is probable, however, that she herself, a Rajputani, used the mixture of these three dialects in her later years. But her very popularity in all these three vernaculars has made it extremely difficult to determine what is her own genuine work, and what is later forgery. Women have especially delighted in writing down verses depicting the deep yearnings of their hearts and by adding in the last line the words characteristic of Mirān—મીરાં કે' પ્રભુ ગિરધર નાગર—to pass them off as her work. Many of the songs dealing with the miracles, with which later times have embellished her life story, seem to have had such a spurious origin. In some cases glaring anachronisms betray them, but in the vast majority we have no means of making out the genuine from the imitation. There are, however, enough of genuine ones† which tell us of the secret springs of a devoted heart. Disillusioned in the joys of life, the virgin widow takes refuge in the chosen husband of her childhood—her beloved Girdhar and gains a contentment and peace thereby which the proudest queen of Chitor never possessed. The language is always homely and direct, for she spoke not to cultured Pandits but to the masses of her fellow men and women, and *they* have responded to her philoso-

* In the selections below I have chosen from all the three languages.

† In the selections here there has been no definite attempt made to ensure only the genuine verses being chosen.

phy and have loved and worshipped her name with a deep and grateful devotion Thus to-day Mirān has a power to awaken the answering echoes from more hearts than any other vernacular writer of India, except perhaps Tulsi and Kabir.

Her reputed writings are the following ;—

1. નરસિંહજીનાં માયરાં. This is a poem celebrating her great predecessor Narasinha Mehta.

2 A Commentary on Jayadeva's *Gītagovinda.* It is doubted by many that this is really her work. Some attribute it to Rāṇā Kumbhā and this is probably an effect or perhaps a cause of the linking of Mirān's name with his in the popular mind.

3. રામગોવિંદ; a poem known only by the name.

4. Miscellaneous *padas* chiefly singing the praises of Girdharlal These are most widely sung and loved all over India and these small gems of thought constitute her chief claim to greatness.

(૧)

[ The following piece is said to have been composed when she first obtained, after a deal of trouble and even after fasting for some days, the first great object she desired-a small clay image of Girdhar, which belonged to a wandering ascetic. She was quite a child at that time. ]

રામ રતન ધન પાયો મૈયા, મૈં તો રામ રતન ધન પાયો.
ખરચે ન ખૂટે વાંકુ, ચોર ન લૂટે, દિન દિન હોત સવાયો. મૈયા.
નીર ન ડૂબે વાંકુ, અગ્નિ ન જાલે, ધરણી ધર્યો ન સમાયો, મૈયા.
નાવકો નાવ ભજનકી બતિયાં, ભવસાગરસે તાર્યો. મૈયા.
મીરાંબાઇ પ્રભુ ગિરધર શરણે, ચરણ કમલ ચિત્ત લાગો. મૈયા.

(૨)

કાનુડ ન જાણી મોરી પીર, બાઈ હું તો બાળ કુંવારી રે;
કાનુડે ન જાણી મોરી પીર. ટેક.
જલ રે જમનાં અમે પાણીડાં ગયાં'તાં વાહલા, કાનુડે ઉડાડ્યાં આછાં નીર;
ઉડ્યાં ફરરરરરરરર રે. કાનુડે૦
વૃંદારે વનમાં વા'લે રાસ રચ્યો છે, સોરસેં ગોપીનાં તાણ્યાં ચીર;
ફાટયાં ચરરરરરરરર રે. કાનુડે૦
હું વરણાગી કાહાના તમારા રે નામની રે, કાનુડે માર્યા છે અમને તીર;
વાગ્યાં અરરરરરરરર રે. કાનુડે૦
બાઇ મીરાંકે' પ્રભુ ગીરધર નાગર, કાનુડે બાળીને ફેંકી ઉંચે ગીર;
રાખ ઉડે ફરરરરરરરર રે. કાનુડે૦

(૩)

મુખડાની માયા લાગી રે, મોહન પ્યારા મુખડાની માયા લાગી રે. ટેક.
મુખડું મેં જોયું તારું, આ જગતડું થયું ખારું;
મન મારું રહ્યું ન્યારુ રે; મોહન પ્યારા૦
સંસારીનું સુખ એવું, ઝાંઝવાનાં નીર જેવું;
તેને તુચ્છ કરી ફરી રે; મોહન પ્યારા૦

સંસારીનું સુખ કાચૂં, પરણીને રંડાવું પાછૂં;
તેને ઘેર શિદ જઇએ રે; મોહન પ્યારા૦
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો;
રાંડવાનો ભે ટાળ્યો રે; મોહન પ્યારા૦
મીરાંબાઈ બલિહારી તારી, આશા એક મને ઉરધારી;
હવે હું તો બડભાગી રે; મોહન પ્યારા૦

(૪)

[ The following five pieces represent a conversation between Mirān and her sister-in-law Udābāi about the former's constantly being in the company of the Saints and other devotees of Krishna. Her sister-in-law tells her that she is bringing shame upon the unsullied honour of the proudest family of Rājasthān. But Mirān replies readily to all her objections. Legend also adds that Udā was ultimately converted to Mirān's views and was of great help in mitigating the rigours of the harsh treatment given to her. ]

(a)

**ઊદા—** ભાભી મીરાં કુલને લગાઇ ગાલ, ઇડર ગઢકા આયાજી ઓલંબા
**મીરાં—** બાઇ ઊદા થાંરે મ્હારે નાતો નહિં, વાસો બરવાંકા આયાજી ઓલંબા.
**ઊદા—** ભાભી મીરાં સાધાંકા સંગ નિવાર, સારો સહર થાંરી નિંદા કરે.
**મીરાં—** બાઇ ઊદા કરે તો પડ્યા ઝખ મારો, મન લાગો રમતા રામ સૂં.
**ઊદા—** ભાભી મીરાં પહેરોની મોત્યોંકો હાર, ગહણો પહરો રતન જડાવકો.
**મીરાં—** બાઇ ઊદા છોડ્યો મૈં મોત્યાંકો હાર, ગહણો તો પહર્યો સીલ સંતોષકો.
**ઊદા—** ભાભી મીરાં ઔરાં કે આવેજી આછી રૂઢી જાન,
થાંરે આવે છૈ હરિજન પાવણા.
**મીરાં—** બાઇ ઊદા ચડ ચૌબારાં ઝાંક, સાધાંકી મંડલી લાગે સુહાવણી.
**ઊદા—** ભાભી મીરાં લાજે લાજે ગઢ ચીતોડ, રાંણોજી લાજે ગઢરા રાજવી.
**મીરાં—** બાઇ ઊદા તાર્યો તાર્યો ગઢ ચીતોડ, રાણાજી તાર્યા ગઢકા રાજવી.
**ઊદા—** ભાભી મીરાં લાજે લાજે થારાં માયન બાપ, પીહર લાજેજી થાંરો મેડતો
**મીરાં—** બાઇ ઊદા તાર્યા મેં તો માયન બાપ, પીહર તાર્યોજી મેડતો.
**ઊદા—** ભાભી મીરાં રાણાજી કિયો છૈ થાં પર કોપ, રતન કચોલે વિષ ઘોલિયો.

**મીરાં**—બાઇ ઊદા ઘોલ્યો તો ઘોલણ દો, કર ચરણામૃત વાહી મૈં પીવસ્યાઁ.
**ઊદા**— ભાભી મીરાં દેખત ડાઁહી મરજાય, યો વિષ કહિયે વાસક નાગકો.
**મીરાં**—બાઇ ઉદા નહીં મ્હાઁરે માયન બાપ, અમર ડાલી ધરતી ઝેલિયા.
**ઊદા**— ભાભી મીરાં રાણાજી ઊભા છે થાઁરે દ્વાર, પોથી માઁગે છે થાઁરા જ્ઞાનકી
**મીરાં**—બાઇ ઊદા પોથી મ્હાઁરી ખાઁડાકી ધાર, જ્ઞાન નિભાવણ રાણો હે નહીં.
**ઊદા**— ભાભી મીરાં રાણાજીરો વચન ન લોય, ઊન રૂઠ્યાઁ ભીડી કોઉ નહીં·
**મીરાં**—બાઇ ઊદા રમાપતિ આવે મ્હારી ભીડ, અરજ કરૂં છૂં તાસૂ વીનતી.

(b)

**ઊદા**— થાઁને બરજ બરજ મૈં હારી, ભાભી માનો બાત હમારી.
રાણે રોસ કિયો થાઁ ઉપર, સાધોં મેં મત જારી;
કુલકો દાગ લગૈ છૈ ભાભી, નિંદા હો રહી ભારી;
સાધોં રે સંગ બન બન ભટકો, લાજ ગુમાઇ સારી;
બડા ઘરા થે જનમ લિયો છૈ, નાચો દે દે તારી;
બર પાયો હિંદવાણે સૂરજ થેં કાંઇ માન ધારી;
મીરાં ગિરધર સાથ સંગ તજ, ચલો હમારે લારી.

(c)

**મીરાં**— મ્હાઁરે સિર પર સાલિગરામ, રાણાજી મ્હાઁરો કાંઇ કરસી.
મીરાં સૂઁ રાણા તો કહી રે, સુણ મીરાં મેરી બાત.
સાધોંકી સંગત છોડ દે રે, સખિયાઁ સબ સકુચાત.
મીરાં ને સુન યોં કહી રે, સુન રાણાજી બાત.
સાધ તો ભાઇ બાપ હમારે, સખિયાઁ ક્યૂં ઘભરાત.
જહરકા પ્યાલા ભેજિયા રે, દીજો મીરાં હાથ;
અમૃત કરકે પી ગઇ રે, ભલી કરેં દીનાનાથ.
મીરાં પ્યાલા પી લીયા રે, બોલી દોઉ કર જોડ;
તૈં તો મારણકી કરી રે, મેરી રાખણહારો ઔર.
આધે જોહડ કીચ હૈ રે, આધે જોહડ હૌજ;
આધે મીરાં એકલી રે, આધે રાણાકી ફૌજ.
કામ ક્રોધકો ડાલકે રે, સીલ લીયે હથિયાર;
જીતી મીરાં એકલી રૈં, હારી રાણાકી ધાર.
કાચ ગિરિકા ચૌતરા રે, બૈઠે સાધ પચાસ,
જિનમેં મીરાં એસી દમકે, લખ તારોંમેં પરકાસ.

ટૉડા જબ વેલા દિયા રે, વેગી દિન્હા જાણ,
કુલકી તારણ અસ્તરી રે, ચલી હૈ પુષ્કર ન્હાણ.

(*d*)

મીરાં બાત નહીં જગ છાની, ઊદાબાઇ સમઝો સુધર સયાની.
સાધુ માત પિતા કુલ મેરે, સજન સનેહી જ્ઞાની,
સંત ચરનકી સરન રૈનદિન, સત્ત કહત હૂઁ બાની,
રાણાને સમઝાવો જાવો, મૈં તો બાત ન માની,
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, સંતાઁ હાથ બિકાની.

(*e*)

**ઊદાબાઇ**–ભાભી બોલો બચન બિચારી.
સાધોંકી સંગત દુઃખ ભારી, માનો બાત હમારી,
છાપા તિલક ગલ હાર ઉતારો, પહિરો હાર જુહારી.
રતન જડિત પહિરો આભૂષણ, ભોગો ભોગ અપારી,
મીરાંજી થેં ચલો મહેલમેં, થાંને સોગન મ્હારી.
**મીરાંબાઇ**–ભાવ ભગત ભૂષણ સજે, સીલ સંતોષ સિંગાર,
ઓઢી ચૂનર પ્રેમકી, ગિરધરજી ભરતાર.
ઊદાબાઈ મન સમઝ, જાવો અપને ધામ,
રાજપાટ ભોગો તુમ્હીં, હમેં ન તાસૂં કામ.

(૫)

અબ નહિં માનૂં રાણા થાંરી, મૈં વર પાયો ગિરધારી,
મનિ કપૂરકી એક ગતિ હૈ, કોઊ કહો હજારી;
કંકર કંચન એક ગતિ હૈ, ગુંજ મિરચ ઇક સારી.
અનડ ધણી કો સરણો લીનો, હાથ સુમિરની ધારી;
જોગ લિયો જબ કયા દિલગીરી, ગુરુ પાયો નિજ ભારી.
સાધૂ સંગત મહેં દિલ રાજી, ભઇ કુટુંબ સૂઁ ન્યારી;
ક્રોડ બાર સમઝાવો મોકું, ચાલૂંગી બુદ્ધ હમારી.
રતન જડિતકી ટોપી સિર પૈ, હાર કંઠકો ભારી;
ચરણ ઘૂઁઘરૂ ઘમસ પડત હૈ, મ્હૈં કરાઁ સ્યામ સૂઁયારી.

લાજ સરમ સબહી મૈં ઠારી, યૌ તન ચરણુ અધારી;
મીરાં કે પ્રભુ ગિરધર નાગર ઝક મારો સંસારી.

(૬)

રાણાજી રે ક્યાને રાખો મોસૂઁ બેર.
રાણાજી મ્હાંને અસા લગત હૈ, જયૂઁ બિરછન મેં કેર;
મારૂં ઘર મેવાડ મેડતો, ત્યાગ દિયો થાંયો સહેર
થાઁરે રૂસ્યાં રાણા કુછ નહિં બિગડૈ, અબ હરિ કીન્હીં મેહર;
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, હઠ કર પી ગઇ જહર.

(૭)

મીરાં મગન ભઇ હરીકે ગુણુ ગાય.
સાંપ પિટારા રાણા ભેજ્યા, મીરાં હાથ દિયો જાય;
ન્હાય ધોય જબ દેખણુ લાગી, સાલીગરામ ગઇ પાય.
જહરકા પ્યાલા રાણા ભેજ્યા, અમૃત દીન્હ બનાય;
ન્હાય ધોય ધબ પીવણુ લાગી, હો અમર અઁમાય.
સૂલ સેજ રાણાને ભેજી, દીજ્યો મીરાં સુલાય;
સાઁઝ ભઇ મીરાં સોવણુ લાગી, માનો ફૂલ બિછાય.
મીરાં કે પ્રભુ સદા સહાઇ, રાખે વિઘન હટાય;
ભજન ભાવમેં મસ્ત ડોલતી, ગિરધર પૈ બલી જાય.

(૮)

સીસ્યોધા રાણો, પ્યાલો મ્હાઁને કયૂ રે પઠાયો;
ભલી બુરી તો મૈં નહિં કીન્હીં, રાણા કયૂઁ હૈ રિસાયો.
થાઁને મ્હાઁને દેહ દિવી હૈ, જયાઁરો હરિ ગુણુ ગાયો;
કનક કટોરે લે વિષ ઘોલ્યો, દયારામ પંડો લાયો.
અઠી ઉઠી તો મૈં નહિં રાણા, જદ યદ બ્રહ્માંડ છાયો;
મેડતિયાં ઘર જન્મ લિયો હૈ, મીરાં નામ કહાયો.
પ્રહલાદકી પ્રતિજ્ઞા રાખી, ખંભ ફાડ વેગ ધાયો;
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, જનકે બિરદ બઢાયો.

(૯)

શું કરવું છે રાણાજી રે, બીજાને મારે શું કરવું છે;
ધ્યાન ધણીનું ધરવું છે રે, બીજાને મારે શું કરવું છે.
ઉંડા સાગરનો સંગ ન કરીએ રાણા, કાંઠડે બેસી બેસીને નાહીયે છે;
પ્રભાતે ઉઠી મારે ન્હાવું ને ધોવું રાણા, ધ્યાન ધણીનું ધરવું છે.
હીરનાં ચીર મારે કામ ન આવે રાણા, ભગવી ચાદરે મ્હારે ફરવું છે;
સોનાનો થાળ મારે કામ ન આવે રાણા, તુળસીની માળાએ મારે તરવું છે.
મંદિર માળિયાં મારે કામ ન આવે રાણા, પડેલી ઝુંપડીમાં મારે મરવું છે;
બાઇ મીરાં કે' પ્રભુ ગિરધર નાગર રાણા; વર વિઠ્ઠલને મારે વરવું છે.

(૧૦)

ગોવિંદો પ્રાણ અમારો રે, મને જગ લાગ્યો ખારો રે;
મને મારો રામજી ભાવે રે, બીજો મારી નજરે ન આવે રે.
મીરાંબાઇના મહેલમાં રે, હરિ સંતનનો વાસ;
કપટીથી હરિ દૂર વસે, મારા સંતન કેરી પાસ. ગોવિંદો.
રાણોજી કાગળ મોકલે રે, દો રાણી મીરાંને હાથ;
સાધુની સંગત છોડી દ્યો, તમ વસોને અમારે સાથ. ગોવિંદો.
મીરાંબાઇ કાગળ મોકલે રે, દેજો રાણાજીને હાથ;
રાજપાટ તમે છોડી રાણાજી, વસો સાધુને સાથ. ગોવિંદો.
વિષનો પ્યાલો રાણે મોકલ્યો રે, દેજો મીરાંને હાથ;
અમૃત જાણી મીરાં પી ગયાં, જેને સહાય શ્રી વિશ્વનો નાથ. ગોવિંદો.
સાંઢવાળા સાંઢ શણગારજે રે, જાવું સો સો રે કોશ;
રાણાજીના દેશમાં મારે, જળ રે પીવાનો દોષ. ગોવિંદો.
ડાબો મેલ્યો મેવાડ રે, મીરાં ગઇ પશ્ચિમમાંય;
સરવ છોડી મીરાં નીસરયાં, જેનું માયામાં મનડું ન કાંય. ગોવિંદો.
સાસુ અમારી સુષુમણા રે, સસરો પ્રેમ સંતોષ;
જેઠ જગજીવન જગતમાં મારો, નાવલિયો નિર્દોષ. ગોવિંદો.
ચુંદડી ઓઢું ત્યારે રંગ ચુવે રે, રંગ બેરંગી હોય;
ઓઢું હું કાળો કાંબળો, દુજો દાગ ન લાગે કોય. ગોવિંદો.
મીરાં હરિની લાડણી રે, રહેતી સંત હજૂર;
સાધુ સંઘાતે સ્નેહ ઘણો, પેલા કપટીથી દીલ દૂર. ગોવિંદો.

(૧૧)

આજ મારે સાધુ જનનો સંગ રે રાણા, મારાં ભાગ્ય ભળ્યાં રે. આજ.
સાધુ જનનો સંગ જો કરીએ પિયાજી, ચડે તે ચોગણો રંગ રે. મારાં.
સાકુટ જનનો સંગ ન કરિયે પિયાજી, પાડે ભજનમા ભંગ રે. મારાં.
અડસઠ તિરથ સંતોને ચરણે પિયાજી, કોટિ કાશી ને કોટિ ગંગ રે. મારાં.
નિંદા કરશે તે તો નર્ક કુંડમાં જાશે પિયાજી, થશે આંધળાં અપંગ રે. મારાં.
મીરાં કે' ગિરિધરના ગુણ ગાઓ પિયાજી, સંતોની રજમાં શીર સંગ રે. મારાં.

(૧૨)

પ્રીત પૂરવનીને શું કરું, ઓ રાણાજી, મારી પ્રીત પૂરવનીને શું કરું;
હો મેવાડા રાણા, મનડું લોભાણું તેને શું કરું. ઓ રાણાજી. ટેક.
રામજી ભજું તો મારૂં હૈયું ઠંડું થાય;
ભોજનીયાં ન ભાવે, નયને નિંદલડી ન આય. ઓ રાણાજી.
કંઠે માળા દોવડી, મારે શીળવરત શણગાર;
કેમ કરી વિસરૂં રામને, મારા ભવભવનો ભરથાર. ઓ રાણાજી.
પેઘઆ બાસક ભેજીયા, ને દીયા મીરાંને હાથ;
હાર ગળામાં નાખીયો, ને મેહેલ ભયો ઉજાસ. ઓ રાણાજી.
વીખના પ્યાલા ભેજીયા, ને દો મીરાંને હાથ;
કરી ચરણામૃત પી ગયાં, મારા રામ તણે વિશ્વાસ. ઓ રાણાજી.
વીખના પ્યાલા પી ગયાં, ને ભજન કરે ઢાઠોડ;
તારી મારી નહિ મરું, મને રાખણવાળો ઓર. ઓ રાણાજી.
રાઠોડાંની દીકરી, ને સીસોદાંને સાથ;
લઇ જાતી વૈકુંઠડે, મારી પ્રથમ ન માની બાત. ઓ રાણાજી.
મીરાં દાસી રામકી ને રામ ગરીબ નિવજ;
મીરાંકી લજ્યા રાખજો, મારી બાંહે ગ્રહ્યાની લાજ. ઓ રાણાજી.

(૧૩)

રામ રમકડું જડિયું રે રાણાજી, મને રામ રમકડું જડિયું.
રુમઝુમ કરતું મારે મંદિરે પધાર્યું, નહિં કોઇને હાથે ઘડિયું રે. રાણાજી.
મોટા મોટા મુનિજન મથી મથી થાકયા, કોઇએક વિરલાને હાથે ચડિયું રે. રાણાજી.

સુન શિખરના રે ઘાટથી ઉપર, અગમ અગોચર નામ પડિયું રે. રાણાજી.
મીરાં કે' પ્રભુ ગીરધર નાગર, મારૂં મન શામળીયાશું જડિયું રે. રાણાજી,

(૧૪)

અબ તો મેરા રામ નામ, દુસરા ન કોઇ. ટેક.
માતા છોડી પિતા છોડે છોડે સગા ભાઇ,
સાધુ સંગ બેઠ બેઠ લોક લાજ ખોઇ. અબ તો.
સંત દેખ દોડ આઇ જગત દેખ રોઇ,
પ્રેમ આંસુ ડાર ડાર અમરબેલ બોઇ. અબ તો.
મારગમેં તારણ મીલે સંતરામ દોઇ,
સંત સદા શીશ રખું રામ હૃદય હોઇ. અબ તો.
અંતમેસે તંત કાઢયો પીછે રહી સોઇ,
રાણે મેલ્યા બીખકા પ્યાલા, પીબત મસ્ત હોઇ. અબ તો.
અબ તો બાત ફેલ ગઇ, જાણે સબ કોઇ,
દાસ મીરાં લાલ ગીરધર, હોની સો હોઇ. અબ તો.

(૧૫)

આધ વેરાગણ છું રાણાજી, મે આધ વેરાગણ છું. ટેક.
મીરાં બાંધે ઘૂઘરા રે, હાથ લીયે કરતાલ;
અમો રે ગિરધર આગળ નાચીશું રે, ગુણ ગાઇશું રે ગોપાલ. રાણાજી.
વિખના પ્યાલા રાણે મોકલ્યા રે, દીજો મીરાંકે હાથ;
કર ચર્ણામૃત પી ગયાં રે, અમે રે વાસી શ્રી રઘુનાથ. રાણાજી.

(૧૬)

રાણાજી મૈં સાँવરે રँગ રાચી. ટેક.
સાજ સિંગાર બાંધ પગ ઘुँઘરૂ, લોક લાજ તજ નાચી.
ગઇ કુમતિ લઇ સાધકી સંગત, ભગત રૂપ ભઇ સાँચી.
ગાય ગાય હરિ કે ગુન તિસ દિન, કાલ બ્યાલ સોં બाँચી.
ઉન બિન સબ જગ ખારો લાગત, ઔર બાત સબ કाँચી.
મીરાં શ્રી ગિરધર લાલ સોં, ભગતિ રસિલી યાચી.

(૧૭)

રાણાજી હૂઁ અબ ન રહૂઁગી તોરી હટકી.
સાધ સંગ મોહિ પ્યારા લાગે, લાજ ગઇ ઘૂંઘટકી.
પીહર મેડતા છોડયા અપના, સુરત નિરત દોઉ ચટકી;
સત્ ગુરૂ મુકર દિખાયા ઘટકા, નાચૂઁગી દે દે ચુટકી.
હાર સિંગાર સભી લ્યો અપના, ચૂડી કર કર કરકી પટકી.
મેરા સુહાગ અબ મોકૂઁ દરસા, ઔર ન જાને ઘટકી.
મહલ કિલા રાના મોહિં ન ચાહિયે, સાડી રેસમ પટકી.
હુઇ દિવાની મીરાં ડોલે, કેસ લટા સબ છિટકી

(૧૮)

માઇ મૈં તો લિયો હૈ રમૈયો મોલ. ટેક.
કોઇ કહે છાની કોઇ કહે ચોરી, લિયો હૈ બજંતા ઢોલ.
કોઇ કહે કારો કોઇ કહે ગોરો, લિયો હૈ અઁખી ખોલ.
કોઇ કહે હલકા કોઇ કહે ભારી, લિયો હૈ તરાજુ તોલ.
તનકા ગહના મૈં સબ કુછ દીના, દિયો હૈ બાજુબંદ ખોલ.
મીરાં કે' પ્રભુ ગિરધર નાગર, પુરબ જનમકા કોલ.

(૧૯)

નાખેલ પ્રેમની દોરી, કાનુડે અમને નાખેલ પ્રેમની દોરી.
સોનાનું બેડું મારૂં, રૂપલા ઉઢાણી વ્હાલા,
કાનુડો નાખે ગાગર ઢોળી, વ્હાલીડે અમને.
આણી કોરે ગંગા વ્હાલા, પેલી કોરે જમુના,
વચમાં ગોવાલણ ઘેરી, વ્હાલીડે અમને.
જમનાને કાંઠે વ્હાલો, ગૈયોન ચારે રે,
બંસી બજાવે ઘેરી ઘેરી, વ્હાલીડે અમને.
વૃંદાવનને કાંઠે વ્હાલા, રાસ રચાવો રે,
કૃષ્ણ કાળાને રાધા ગોરી, વ્હાલીડે અમને.
બાઇ મીરાં કે' પ્રભુ, ગિરધર નાગર વ્હાલા,
ચરણ કમલ બલિહારી રે, વ્હાલીડે અમને.

(૨૦)

નંદ કુંવર તારૂં નામ સાંભળી, સાસ ભર્યા અમે આવ્યાં.—ટેક.
વ્યાકુળ થઇને વનમાં આવ્યાં, બાલક વિણ ધવરાવ્યાં—નંદ.
પ્રેમે પય પાણીમાં ભેળી, સાકર સરસાં ઘી તાવ્યાં—નંદ.
અવળાં તો આભૂષણ પહેર્યાં, નયને સિંદૂર સાર્યાં—નંદ.
ગૌ દોહતાં દોણી ભૂલી, વાછરૂને ધવરાવ્યાં—નંદ.
દાસ મીરાંને લાલ ગિરધર; ચરણ કમલ ચિત્ત લાવ્યાં—નંદ.

(૨૧)

હેરી મૈં તો પ્રેમ દિવાની, મેરા દરદ ન જાને કોઈ. ટેક.
સૂલી ઉપર સેજ હમારી, કિસ બિધ સોણા હોય;
ગગન મંડલ પૈ સેજ પિયાકી, કિસ બિધ મિલણા હોય.
ઘાયલ કી ગત ઘાયલ જાનૈ, કી જિન ઘાયલ હોય;
જૌહરી કી ગત જૌહરી જાનૈ, કી જિન જૌહર હોઈ.
દરદ કી મારી બન બન ડોલૂં, બૈદ મિલ્યા નહિ કોઈ.
મીરાંકી પ્રભુ પીર મિટૈગી, જબ બૈદ સાંવલિયા હોય.

(૨૨)

જગમેં જિવણા થોડા, રામ કુણ કહે રે જંજાર.
માત પિતા તો જનમ દિયો હૈ, કરમ દિયો હૈ કિરતાર.
દિયા લિયા તેરે સંગ ચલેગા, ઔર નહિ તેરી બાર.
મીરાં કે' પ્રભુ ગિરધર નાગર, ભજ ઉતરો ભવપાર.

(૨૩)

રામ નામ રસ પીજે મનુવા, રામ નામ રસ પીજે.
તજ કુસંગ સતસંગ બૈઠ નીત, હરિ ચરચા સુન લીજે.
કામ, ક્રોધ, મદ, લોભ, મોહકુ, ચિત્તસેં બહાય દીજે.
મીરાં કે' પ્રભુ ગિરધર નાગર, તાઇ કે રંગમેં ભીંજે.

(૨૪)

ભજન વિના જીવડા દુઃખી, મન તું રામ ભજન કરી લે.
જીવ તું જાયગો જરૂર, મન તું રામ ભજન કરી લે.
લખરે ચોર્યાસી ફેરા ફિરેગો, જીવ જન્મી જન્મી મરે.
માત પિતા તેરા દાસ ને બંધુ, વાસે કારજ કછુ ના સરે.
હસ્તી ને ઘોડા માલ ખજાના, ધન ભંડાર ભર્યો ધરે.
મીરાં કે' પ્રભુ ગિરધર નાગર, મેરો ચિત્ત ભજનમેં ધરે.

(૨૫)

મંદિરિયામાં દીવડા વિનાનું અંધારૂં. ટેક
ખળભળ્યાં દેવળ ઊભી રહી થાંભલી રે;
ત્રાટું નહિ ઝીલે એનો ભાર રે, મંદિરિયામાં.
હાથમાં વાટકડી ને ઘરોઘર ઘુમતી રે,
કોઇ તો આલોને ઓધારૂં રે, મંદિરિયામાં.
ઉઠી ગયો વાણીઓ ને, પડી રહી હાટડી રે,
જમડા કરે છે ધિંગાણું રે, મંદિરિયામાં.
બાઈ મીરાં કે' પ્રભુ ગિરધર નાગર,
આવતાં જમડાને પાછો વાળું રે, મંદિરિયામાં.

(૨૬)

જો તુમ તોડો પિયા મેં નહીં તોડું,
તોરી પ્રીત તોડી કૃષ્ણ કોણ સંગ જોડું.
તુમ ભયે તરૂવર, મેં ભઇ પંખીયાં,
તુમ ભયે સરવર, મૈં તેરી મછીયાં.
તુમ ભયે ગિરિવર, મૈં ભઈ ચારા,
તુમ ભયે ચંદા, હમ ભયે ચકોરા.
તુમ ભયે મોતી પ્રભુ, હમ ભયે ધાગા,
તુમ ભયે સોના, હમ ભયે સુહાગા.
બાઈ મીરાં કે' પ્રભુ, વ્રજકે વાસી,
તુમ મેરે ઠાકોર, મૈં તોરી દાસી.

(૨૭)

હાં રે કોઇ માધવ લ્યો માધવ લ્યો, વેચતી વ્રજનારી રે. હાંરે.
માધવને મટુકીમાં ઘાલી, ગોપી લટકે લટકે ચાલી રે. હાંરે.
હાં રે ગોપી ઘેલું શું બોલતી જાય, મટુકીમાં ન સમાય રે. હાંરે.
નવ માનો તો જુવો ઉતારી, માંહી જુવે તો કુંજબિહારી રે હાંરે.
વૃંદાવનમાં જાતા દહાડી, વાલો ગૌ ચારે છે ગિરિધારી રે. હાંરે.
ગોપી ચાલી વૃંદાવન વાટે, સૌ વૃજની ગોપીઓ સાથે રે. હાંરે.
મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર, જેનાં ચરણ કમળ સુખસાગર રે. હાંરે.

(૨૮)

બલિહારી રસિયા ગિરધારી, સુંદિર શ્યામ હો.
તજી અમને મથુરાના વાસી, આવા ન બનીએજી.
વાંસલડી વાગે એમા ભણકારા વાગેજી,
વ્રજવાટ લાગે અમને ખારી રે. સુંદિર.
જમનાનો કાંઠો વ્હાલા ખાવાને દોડેજી,
અકળાવી દે છે અમને ભારી રે. સુંદિર.
વૃંદાવન કેરી શોભા, તમ વિના અમનેજી,
આંખે દીઠી નવ લાગે સારી રે. સુંદિર.
ગોવર્ધન તોળ્યો વ્હાલે, ટચલી આંગળીએજી.
અમ પર કોપ્યો ગિરધારી રે. સુંદિર.
બાઈ મીરાં કે' પ્રભુ ગિરધર નાગર વ્હાલા,
ચરણ કમળ દાસી તારી બલિહારી રે. સુંદિર.

(૨૯)

કરના ફકીરી, કયા દીલગીરી, સદા મગનમે રહેના રે;
કોઇ દીન વાડી ને કોઇ દીન બંગલા, કોઇ દીન જગલ રેહેના રે. કર.
કોઇ દીન હાથી કોઇ દીન ઘોડા, કોઇ દીન પાંઉસે ચલના રે;
કોઇ દીન ગાદી કોઇ દીન તકીયા, કોઈ દીન ભૂમિ પડના રે. કર.
કોઇ દીન ખાના કોઇ દીન પીના, કોઇ દીન ભૂખે સોના રે;
કોઇ દીન પહેરના કોઇ દીન ઓઢના, કોઇ દીન ચીથરા ઓઢના રે. કર.

કોઈ દીન મોજાં કોઇ દીન જોડા, કોઇ દીન ફફમ ફફા રે;
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, ઐસા કું મત કરણા રે. કર.

(૩૦)

મારૂં મોહ્યું રે લક્ષ્મી વરને લટકે, ઘર ખોવું ન ખટકે,
આ સંસારીડો છે કુડો, હરિ ચરણે ચિત્ત અટકે.
મોર મુકુટ કાને કુંડળ, પીતાંબરને લટકે.
વૃંદાવનની કુંજ ગલનમાં, વૈંત વાંસને કટકે,
મીરાં કે' પ્રભુ ગિરધર નાગર, રંગ લાગ્યો રંગ ચટકે.

(૩૧)

લેતાં લેતાં નારાયણનું નામ, દુનિયા લાજે છે.
હરિ મંદિર જાતાં પાવલિયા રે દુખે, ફરી આવે સારૂં ગામ રે—દુનિયા
ઝઘડો થાય ત્યાં દોડીને જાયે, મૂકીને ઘરનાં કામ રે—દુનિયા.
ભાંડ ભવૈયા ગુણકા નૃત્ય કરતાં, બેસી રહે ચારે જામ રે—દુનિયા.
સત્સંગ કરતાં લાંછન લાગે, ચર્ચા કરે છે બાધું ગામ રે—દુનિયા.
બાઈ મીરાં કે' પ્રભુ ગિરધર નાગર. ચરણ કમળ ચિત્ત હામ રે—દુનિયા.

(૩૨)

કહોને જોશી પ્યારા, રામ મિલન કબ હોશી,
જો જોશી મોહે પ્રભુ મીલે તો, હીરા જડાવું તેરી પોથી.
જો જોશી મોહે પ્રભુ ના મિલે તો, જુઠી પડે તેરી પોથી.
મીરાં કે' પ્રભુ ગિરધર નાગર, રામ મિલે સુખ હોશી.

(૩૩)

ફાગુન કે દિન ચાર રે, હોરી ખેલ મના રે. ટેક.
બિન કરતાલ પખાવજ બાજે અનહદકી ઝનકાર રે
બિ સુર રાજ છતી સૂ ગાયૈં, રોમ રોમ રંગ સાર રે.
સીલ સંતોષકી કેસર ઘોલી, પ્રેમ પ્રીત પીચકાર રે,

ઉડત ગુલાલ લાલ ભયે બાદલ, બરસત રંગ અપાર રે.
ઘટકે પટ સબ ખોલ દિયે હૈં, લોક લાજ સબ ડાર રે,
હોરી ખેલ પ્યારી પિય ઘર આવે, સોહિં પ્યારી પિય પ્યાર રે.
મીરાં કે' પ્રભુ ગિરધર નાગર, ચરન કમલ બલિહાર રે.

(૩૪)

મૈયા લે થારી લકરી, લે થારી કાંબરી.
બછીયાં ચરાવન હું ન જાઉંરી.
સંગ કે ગ્વાલ બલિભદ્રકુ ન મોકલો, એકલો વનમેં ડરાઉં.
સઘન બનમેં કછુ ખબર નાહીં પરે, સંગકે ગ્વાલસબ મોહે ડરાવે.
દાંદૂર મોર પંછી યું રટે, કૃષ્ણ કૃષ્ણ કહી મોહે ખીજાવે.
માખન તો બલિભદ્રકુ ખિલાયો, હમકુ પિલાઇ ખાટી છાસરી.
બિંદ્રાબનકે મારગ જાતાં, પાઉંમેં ચુંભત જીની કાંકરી.
મીરાં કે' પ્રભુ ગિરધર નાગર, ચરન કંવલ તોરી આંખરી.

(૩૫)

પિયા મ્હારે નૈણા આગે રહજ્યો જી. ટેક.
નૈણા આગે રહજ્યો, મ્હૌંને ભૂલ મત જાજ્યો જી.
ભૌ સાગરમેં બહી જાત હૂં, બેગ મ્હારી સુધ લીજ્યો જી.
રાણાજી ભેજા બિષકા પ્યાલા, સો અમૃત કર દીજ્યો જી.
મીરાં કે' પ્રભુ ગિરધર નાગર, મિલ બિછુરન મત કીજ્યો જી.

(૩૬)

સ્વામી સબ સંસાર કે હો, સાંચે શ્રી ભગવાન. ટેક.
સ્થાવર જંગમ પાવક પાણી, ધરતી બીચ સમાન;
સબ મેં મહિમા તેરી દેખી, કુદરત કે કુરબાન.
સુદામા કે દારિદ ખોયે, બારે કી પહિચાન;
દો મુઠી તંદુલકી ચાબી, દીન્હો દ્રવ્ય મહાન.
ભારતમેં અર્જુન કે આગે, આપ ભયે રથવાન;
ઉનને અપને કુલકો દેખા, છુટ ગયે તીર કમાન.

(૩૭)

બંસીબારો આયો મ્હારે દેસ થાँરી સાँવરી સૂરત બાલ્હી બૈસ.
આઉં જાઉં કર ગયા સાँવરા કર ગયા કૌલ અનેક;
ગિણતે ગિણતે ઘિસ ગઇ ઉંગલી, ઘિસ ગઇ ઉંગલીકી રેખ.
મૈં બૈરાગિણી આદિકી થાँરે મ્હારે કદકો સનેસ;
બિન પાણી બિન સાબુન સાँવરા હુઈ ગઇ ધૂઇ સપેદ.

(૩૮)

રામ મિલનરો ઘણો ઉમાવો, નિત ઉઠ જોઉં વાટડિયાँ.
દરસણ બિન મોહિં પલ ન સુહાવૈ, કલ ન પડત હૈ આંખડિયાँ.
તલફ તલફ કે બહુ દિન બીતે, પડી બિરહકી ફાँસડિયાँ.
અબ તો બેગિ દયા કર સાહિબ, મૈં હૂँ તેરી દાસડિયાँ.
નૈણ દુઃખી દરસણ કો તરસે, નાભિ ન બૈઠે સાँસડિયાँ.
રાત દિવસ યહ આરત મેરે, કબ હરિ રાખે પાસડિયાँ.
લખી લગન છટણકી કી નાહીં, અબ ક્યોં કીજૈ આટડિયાँ.
મીરાં કે' પ્રભુ ગિરધર નાગર, પૂરો મનકી આસડિયાँ.

(૩૯)

પાયોજી, મૈંને રામ રતન ધન પાયો.
વસ્તુ અમોલક દી મેરે સતગુરુ, કિરપા કર અપનાયો.
જનમ જનમકી પૂँજી પાઇ, જગમેં સભી ખોવાયો.
ખરચૈ નહિં કોઇ ચોર ન લેવે, દિન દિન બઢત સવાયો.
સતકી નાવ ખેવરિયા સતગુરુ, ભવસાગર તર આયો.
મીરાં કે' પ્રભુ ગિરધર નાગર, હરખ હરખ જસ ગાયો.

(૪૦)

કરમ ગત ટારે નાહિં ટરે.
સતબાદી હરિચંદ સે રાજા, નીચ ઘર નીર ભરે.
પાँચ પાંડુ અરૂ કુંતી દ્રૌપતી, હાડ હિમાલય ગરે.

જગ્ન કિયા બલિ લેણ ઇંદ્રાસન, સો પાતાલ ધરે.
મીરાં કે' પ્રભુ ગિરધર નાગર, વિષ સે અમૃત કરે.

(૪૧)

બગીયાં બગીયાં બગીયાં રે, મારો વાલંમ બીરાજે સારી બગીયાં. ટેક.
મોર મુગટ પીતાંબર પહેર્યો, કુંડલ પર ચિત લગીયાં રે. મારો.
વંદ્રા રે વનકી કુંજ ગલનમેં, સોળસેં ગોપીને કહાને ઠગીયાં રે. મારો.
મીરાં કહે પ્રભુ ગીરીધર નાગર, ચરણ કમળ ચીત લગીયાં. મારો.

(૪૨)

કુબજાને જાદુ ડારો, જેને મોહ્યો શ્યામ હમારો રે. કુબ.
નિરમળ નીર જમુનાજીકા નાયો, બીચમાં બેહેત જળ ધારો રે. કુબ.
ઇત ગોકુળ ઇત મથુરા નગરી, જઇને પીઓ જળ ખારો રે કુબ.
જાદુકી પુડીયાં ભર ભર મારે, કયા કરે બૈદ બચારો રે. કુબ.
મીરાં કહે પ્રભુ ગીરીધર નાગર, આખર શ્યામ હમારો રે. કુબ.

(૪૩)

મધુવનમાં ગૂજરીયાં લૂંટી, મારા શીરની મટુકી ફૂટી રે. મધુ.
આણી તીરે ગંગાને પેલી તીરે જમના, દધી માખણ લીધાં લૂંટી રે. મધુ.
વંદાવનની કુંજ ગલનમેં, મહીકી મટુકી ફૂટી રે. મધુ.
મીરાં કહે પ્રભુ ગીરીધર નાગર, અધવચ પ્રીતડી તૂટી રે. મધુ.

(૪૪)

જવાદો મને શાને રોકો છો વાટમાં, દાણ લેવા સરીખાં નથી માટમાં; જવા.
મારા રે સમ પ્રભુ મારી ગાગરમાં;
જળ ભરવાં જમુનાજીના ઘાટમાં, લાજ જશે ગોવાળાની નાતમાં. જવા.
દાણ મસે તે વાલા વાટમાં ન રાકીએ;
દાણ આપિશ હાથમાં રોકડાં, કેહેશે તે પેલાં લોકડાં. જવા.
નવશેરા મોતીનો હાર છે રે માહરો;
મારો હઇયા કેરો તે હાર ટુટશે, સાસુજી ઘેર પુછશે. જવા.

સઘળી ગોપીકા ઉભી જમનાને તીરે;
મારે જાવું સૈયરના સાથમાં, ઉભી ન રાખો વાતમાં. જવા૦
માથે રે માહારે મહી કેરાં માટ છે;
મારૂં મહીનું તે આ માટ ફુટશે, લજ્જા તમારી છુટશે. જવા.
રૂમક ઝુમક કરતાં આવો ને જાઓ છો;
દાણ આપોની હાથમાં રોકડું, નથી હું નાનું છોકરૂં. જવા.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર;
કા'ને મહીની મટુકી ઝટ ફોડી, પ્રીતની મર્યાદા સૌ તોડી, જવા.

(૪૫)

રસીયા મને જાવા દીજે, તારૂં દાણ થાય તે લીજે. રસીયા.
હું તો ગોકુળની બ્રીજનારી, હું તો મહી વેચવા જાઉં દહાડી;
વાટડીએ આળ ન કીજે. રસીયા.
હું ભ્રખુભાનની છોડી, મારે માથે મહીની ગોળી;
લ્યો મધુરા ગોરસ પીજે. રસીયા.
મારી સઘળી સાહેલી આ ચાલી, કાં મને ઘેરી ઉભા વનમાળી;
મારગડે ધુમ ન કીજે. રસીયા.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, છે શ્યામ સુંદર રસનો સાગર,
તન મન ધન અર્પણ કીજે. રસીયા.

(૪૬)

બસ ગઇ રાધે પ્યારી, મોરલીમાં, બસ ગઇ રાધે પ્યારી. ટેક.
ગોરે ગોરે અંગ પર સાલુડા બિરાજે, ઉપર જરત કિનારી. મોરલીમાં.
ગોરે ગોરે અંગ અતલસકી ચોળી, ઉપર હાર હજારી. મોરલીમાં.
ગોરે ગોરે મુખ નટવરસે મોતી, ટીત્રડીકી ગત ન્યારી. મોરલીમાં.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, સુંદર મુખપર વારી. મોરલીમાં.

(૪૭)

જમીન પર જળનાં તે દાણ કોણ લે છે, એની વસ્તિમાં કોણ આવી રહે છે. જ.
જળનાં તે દાણ કાને સાંભળ્યાં નથી જો, એવો કોણ આવી હઇઆં રહે છે. જ.

મથુરાં થકી વાલા ગોકુળ ન આવીએ, ઢોર ચારી વળી દાણુ લે છે. જ.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, દાણુ દેતાં ચરણુ ચીત રેહે છે. જ.

(૪૮)

મારો ચીર દો વનમાળી, હું છું અબળા બાલી રે. મારો.
ચીરકું લેકર કદમ પર બેઠે, હું છઊં જળમાં ઉઘાડી રે. મારો.
ચીરકે બદલે પીતાંબર લઊંગી, જળસે હો જાઊં ન્યારી રે. મારો.
પોએણુ પત્ર ધરી નિકળી રાધે, કૃષ્ણુ હસત દે તારી રે. મારો.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, છળી પુરૂષે વ્રજની બાલી રે. મારો.

(૪૯)

વાછરડી હા રેડી, હો લાલ, તારી વાછરડી રે. લાલ.
એવડ બેવડ નાડી બાંધી, ત્રેવડ નાડી તોડી રે. લાલ.
દોણી લઇને દોવા બેઠી, જડબા નાંખ્યા મોડી રે. લાલ.
તે વાછરડીના પગજ બાંધ્યા, તોએ તે પાટુ મરોડી રે. લાલ.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, વળી મુકોની એને છોડી રે. લાલા.

(૫૦)

હું જાઊં રે જમનાં પાણીડાં, એકપંથ દો કાજ સરે;
જળ ભરવું બીજું હરિને મળવું, દુનિયાં ભોળી દાઝે મરે. હું જા.
અજાણુપણામાં કાંઇ રે નવ સુઝયું, જસોદાજી આગળ રાડ કરે;
મોરલી વજાડી વાલો મોહ ઉપજાવે, તલવલ મોરો જીવ ફરફડે. હું જા.
વૃંદાવનને મારગ જાતાં, જનમ જનમની પ્રીત મળે;
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ભવસાગરનો ફેરો ટળે. હું જા.

(૫૧)

હાંરે મારા સ્યામ કાલે મળજો, પેલાં કહ્યાં વચન તે પાળજો રે. મારા.
જળ જમનાં જળ પાણી જાતાં, મારગ વચ્ચે વેલા મળજો રે. મારા.
બાલપણાની વહાલી દાસી, પ્રીત કરી પરવરજો રે. મારા.
વાટે આળ ન કરિયે વાલા, વચન કહ્યું તે સુણજો રે. મારા.

ઘણોજ સ્નેહ થયાથી ગિરિધર, લોક લજ્જાથી વળજો રે. મારા.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, પ્રીત કરી તે પાળજો રે. મારા.

(૫૨)

કાગળ કોણુ લઇ જાય રે, મથુરામાં વસે મેવાસી, મોરા પ્રાણ પિયાજી ટેક.
એ રે કાગળમાં ઝાઝું શું લખીએ, થોડે થોડે હેત જણાય રે. મોરા.
મિત્ર તમારા મળવાને ઇચ્છે, જસોમતી અન્ન ન ખાય રે. મોરા.
સેજલડી તો મુને સુની રે લાગે, રડતાં તો રજની જાય રે. મોરા.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણકમળ ત્યાં જાય રે. મોરા.

(૫૩)

મુજ અબળાને મોટી મીરાત બાઈ, શામળો ઘરેણું મારે સાચું રે.—ટેક.
વાળી ઘડાવું વિઠ્ઠલ વરકેરી, હાર હરિનો મારે હઇયે રે;
ચિત્તમાળા ચતુરભુજ ચૂડલો, શીદ સોની ઘેર જઇયે રે. મુજ.
ઝાંઝરિયાં જગજીવનકેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબી રે;
વિંછુડા ઘુઘરા રામ નારાયણના, અણવટ અંતરજામી રે. મુજ.
પેટી ઘડાવું પુરુષોત્તમકેરી, ત્રિકમ નામનું તાળું રે;
કુંચી કરાવું કરુણાનંદકેરી, તેમાં ઘરેણું મારૂં ઘાલું રે. મુજ.
સાસરવાસો સજિને બેઠી, હવે નથી કાંઇ કાચું રે;
મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર, હરિને ચરણે જાચું રે. મુજ

(૫૪)

બોલ મા બોલ મા બોલ મા રે, રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા.—ટેક.
સાકર શેરડીનો સવાદ તજીને, કડવો લીમડો ઘોળ મા રે, રાધાકૃષ્ણ.
ચાંદા સૂરજનું તેજ તજીને, આગીયા સંગાતે પ્રીત જોડ મા રે, રાધાકૃષ્ણ.
હીરા માણેક ઝવેર તજીને, કથીર સંગાતે મણિ તોળ મા રે, રાધાકૃષ્ણ.
મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર, શરીર આપ્યું સમતોલ મા રે, રાધાકૃષ્ણ.

(૫૫)

પ્રેમની પ્રેમની પ્રેમની રે, મને લાગી કટારી પ્રેમની.—ટેક.
જળ જમુનામાં ભરવા ગયાંતાં, હતી ગાગર માથે હેમની રે. મને.

કાચે તે તાંતણે હરિજીયે બાંધી, જેમ ખેંચે તેમ તેમની રે. મને.
મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર, શામળી સુરત શુભ એમની રે. મને.

(૫૬)

લેહ લાગી મને તારી, અલ્યાજી લેહ લાગી મને તારી.—ટેક.
કામકાજ મૂક્યું ને ધામજ મૂક્યું, મનમાં ચાહું છું મોરારી. અલ્યાજી.
ખભે છે કામળી ને હાથમાં છે વાંસળી, ગોકુળમાં ગાયો ચારી. અલ્યાજી.
સોળ સહસ્ર ગોપિયોને વરિયા, તોય તમે બાળબ્રહ્મચારી. અલ્યાજી.
મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર, ચરણ કમળ બલિહારી. અલ્યાજી.

(૫૭)

રામ સીતાપતિ તારી લેહ લાગી, હો તમને ભજેથી મારી ભીડ ભાંગી. રામ.
ઘરનો તે ધંધો મને નથી ગમતો, સાધુ સંગાથે મારી પ્રીત બાંધી. રામ.
કામકાજ છોડયાં મેં તો લોક લાજ મેલી, પ્રેમ મગનમાં હું રાજી. રામ.
અજ્ઞાનની કોટડીમાં ઉંઘ ઘણી આવે, પ્રેમ પ્રકાશમાં હું જાગી. રામ.
દુરિજન લોક મારી નિંદા કરે છે, વાલા લાગે છે મને વેરાગી. રામ.
નાચી કૂદીને મેં તો ભક્તિ ન કીધી, લોકની લાજ મેં બહુ રાખી. રામ.
ધ્રુવજીને લાગી પ્રલ્હાદજીને લાગી, દ્રૌપદીની સભામાં ભીડ ભાગી. રામ.
બાઇ મીરાં કે પ્રભુ ગીરધરના ગુણ, જનમો જનમની હું ત્યાગી. રામ.

(૫૮)

રામ નામ સાકર કટકા, હાં રે મુખ આવે અમી રસ ઘટકા;
હાં રે જેને રામ ભજન પ્રીત થોડી, તેની જીભલડી લ્યોને તોડી.
હાં રે જેણે રામતણા ગુણ ગાયા, તેણે જમના માર ન ખાયા;
હાં રે ગુણ ગાય છે મીરાં બાઈ, તમે હરિ ચરણે જાઓ ધાઈ.

(૫૯)

મારા પ્રાણ પાતળિયા વહેલા આવો રે,
તમરે વિના હું તો જનમ જોગણ છું. ટેક.
નાભિ કમળથી સુરતારે ચાલી,
જઇને તખતપર રાસ રચીલા રે; હું તો જનમ.

સુખમના નાડી એની સેજ બિછાવે,
તે દી રંગ ભીના છે રાસ ધારી;
તમરે વિનાનું મારે અંતર અંધારૂં રે,
મારા જગના જીવન વહેલા આવો રે. હું તો જનમ.
સાચું ધરેણું મારે તું છે શામળીયા રે,
અવર ધરેણું મારે હાથ નહિ આવે રે;
કુંવરબાઇનાં જે દી મામેરાં પૂર્યાં,
તેદી છાબ ભરીને વહેલા આવો રે. હું તો જનમ.
સાવરે સોનાના હરિના વાધા શીવડાવું રે,
પ્રીતમજીને પ્રણામ કરીને;
વિઠ્ઠલરાય જે દી વરવાને આવ્યા,
તે દીના વિંટાણા છે વરમાળે રે, વહેલા આવો રે. હું તો જનમ.
કાગળીયાનો જે દી કટકો ન હોતો રે,
મસ મોંધી રે જે દી લેખણુ ન હોતી રે;
વાહલા વિદુર તે જઇને એટલું કહેજો રે,
તમે એકવાર મળવાને, વહેલા આવો રે. હું તો જનમ.
મધુરી નાદની મોરલી રે વાગે રે,
સુરતીયામાં રાધાજી જાગે રે;
મીરાંનો સ્વામી જે દી ગિરધર મળશે,
તે દી દાસીનાં દુઃખડાં ભાગે રે, વહેલા આવો રે. હું તો જનમ.

(૬૦)

ધ્યાન ધણી કેરૂં ધરવું રે, બીજું મારે શું કરવું;
શું કરવું રે સુંદર શ્યામ, બીજાને મારે શું કરવું ટેક.
નિત્ય ઉઠીને અમે નાહીએ ને ધોઇએ રે,
ધ્યાન ધણીતણું ધરીએ રે. બીજું.
સંસાર સાગર મહાજળ ભરીયો રે વાલા,
તારે ભરૂંસે અમે તરીએ રે. બીજું.
સાધુ જનને ભોજન જમાડીએ વાલા,
જૂઠું વધે તે અમે જમીએ રે. બીજું.
વૃંદા તે વનમાં રાસ રચ્યો રે વાલા,
રાસ મંડળમાં તો અમે રમીએ રે. બીજું.

હીર ને ચીર મને કામ ન આવે વાલા,
ભગવાં પહેરીને અમે ભમીએ રે. બીજું.
બાઇ મીરાં કે' પ્રભુ ગિરધરનાગર,
ચરણ કમળમાં ચિત્ત ધરીએ રે. બીજું.

(૬૧)

કાહાનો માગ્યો દે, ધુતારો માગ્યો દે, વર તો રાધાનો, મને કાહાનો માગ્યો દે. ટેક.
વૃંદા રે વનમાં જે દી રાસ રમ્યા'તા, સોળસેં ગોપીમાં ઘેલો કાહાન. વર તો.
હાથી ને ઘોડા બાઇ માલ ખજાના, હૈયા કેરો હાર લે માન. વર તો.
તલભર જવભર વધો નવ કીધો, જવે તોળીને પાછો લે. વર તો.
બાઇ મીરાં કે' પ્રભુ ગિરધરનાગર, ચરણ કમળ ચિત્ત દે. વર તો.

(૬૨)

નાગર નંદા રે બાળમુકુંદા, છોડી દ્યોને જગના ધંધા રે; નાગરનંદા;
મારી નજરે રહેજો રે નાગરનંદા. ટેક.
કામ ને કાજ મને કાંઇ નવ સૂઝે, ભૂલી ગઇ છું મારા ઘર ધંધા રે. મારી.
આડું અવળું મેં તો કાંઇ નવ જોયું, જોયા જોયા છે પુનમ કેરા ચંદા રે. મારી.
બાઇ મીરાં કે' પ્રભુ ગિરધરનાગર, લાગી છે મોહની મને ફંદા રે. મારી.

(૬૩)

દવતો લાગેલ ડુંગરમે, કહોને ઓધાજી હવે કેમ કરીએ;
કેમ તે કરીએ, અમે કેમ કરીએ, દવતો લાગેલ ડુંગરમે. કહોને. ટેક.
હાલવા જઇએ તો વહાલા હાલી ન શકીએ,
બેસી રહીએ તો અમે બળી મરીએ રે; કહોને.
આરે વરતીએ નથી ઠેકાણું વહાલા હેરી,
પર વરતીની પાંખે અમે ફરીએ રે. કહોને.
સંસાર સાગર મહાજળ ભરીયો વહાલા હેરી,
બાંહેડી ઝાલો નીકર બૂડી મરીએ રે. કહોને.
બાઇ મીરાં કે' પ્રભુ ગિરધરનાગર હેરી,
ગુરુજી તારે તો અમે તરીએ રે. કહોને.

(૬૪)

જ્ઞાન કટારી મારી, અમને પ્રેમ કટારી મારી. ટેક.

મારે આંગણે રે રામજી તપસીઓ તાપે રે,
કાને કુંડળ જટાધારી રે; રાણાજી અમને.

મકનોસો હાથી રામજી, લાલ અંબાડી રે,
અંકુશ દઇ દઇ હારી રે; રાણાજી અમને.

ખારા સમુદ્રમાં અમૃતનું વહેળીયું રે,
એવી છે ભક્તિ અમારી રે; રાણાજી અમને.

બાઇ મીરાં કે' પ્રભુ ગિરધરનાગર,
ચરણ કમળ બલિહારી રે; રાણાજી અમને.

(૬૫)

તમે જાણી લ્યો સમુદ્ર સરીખા, મારા વીરા રે,
આ દીલ તે ખોલીને દીવો કરો રે, હોજી. ટેક.

આ કાયામાં છે વાડીઓ રે હોજી,
માંહે મોર કરે છે ઝીંગોરા રે. મારા વીરા રે આ.

આ રે કાયામાં છે સરોવર રે હોજી,
માંહે હંસ કરે છે કલ્લોલા રે. મારા વીરા રે આ.

આ રે કાયામાં છે હાટડાં રે હોજી,
તમે વણુજ વેપાર કરોને અપરંપારા રે. મારા વીરા રે આ.

બાઇ મીરાં કે' પ્રભુ ગિરધર નાગર હોજી,
દેજો અમને સંત ચરણે વાસેરા રે. મારા વીરા રે આ.

(૬૬)

કૃષ્ણ મેરે નજરકે આગે ઠાડે રહો રે. ટેક.

મેં જો બૂરી સામ ઔર ભલી હૈ, ભલીકી બૂરી મોરે દીલ રહો રે. કૃષ્ણ.

પ્રીતકો પેંડો બહુત કઠીન હૈ, ચાર કહી દશ ઔર કહો રે. કૃષ્ણ

મીરાં કે' પ્રભુ ગિરધરનાગર, પ્રીત કરો તો મેરા બોલ સહો રે. કૃષ્ણ.

(૬૭)

ચરણ રજ મહિમા મેં જાની. ટેક,

યેહી ચરણસેં ગંગા પ્રકટી, ભગીરથ કુલ તારી. ચરણ.

યેહી ચરણસેં વિપ્ર સુદામા, હરિ કંચન ધામ દીની. ચરણ.

યેહી ચરણુસેં અહલ્યા ઉધારી, ગૌતમકી પટરાની. ચરણુ.
મીરાં કે' પ્રભુ ગિરધરનાગર, યેહી ચરણુકમળમેં લપટાની. ચરણુ.

(૬૮)

કાયકું ન લીયો તબ તું, કાયકું ન લીયો,
રામજીકો નામ તબ તું કાયકું ન લીયો. ટેક.
નવ નવ માસ તુંને ઉદરમેં રાખ્યો,
ઝુલણે ઝુલાયો તુને પારણે પોઢાયો. રામજીકો.
રતનસો જતન કરી તુને રાખ્યો,
બડો રે ભયો તબતે કુલ લજાયો. રામજીકો.
ગુનકાકો બેટા ગલીમાંહી ડોલે,
પિતા બીન પુત્ર એ ગુનકાકો કહાયો. રામજીકો.
બાઇ મીરાં કે' પ્રભુ તિહારા ભજન બીના,
આવો રૂડો મનખો તે એળે ગુમાયો. રામજીકો.

(૬૯)

રાધા પ્યારે દે ડારોજી બંસી હમારી; રાધા. ટેક.
યે બંસીમેં મેરા પ્રાન બસતહે, વો બંસી લે ગઈ ચોરી. રાધા.
ના સોનેકી બંસી ના રૂપેકી, હરે હરે બાંસકી પેરી. રાધા,
ઘટીએક મુખમેં ઘટીએક કરમેં, ઘટીએક અધર ધરી. રાધા.
મીરાં કે' પ્રભુ ગિરધરનાગર, ચરણુકમળપર બરોરી. રાધા.

(૭૦)

અબોલા શીદ લોછો, મારા રાજ, પ્રાણુજીવન પ્રભુ મારા; અબોલા.
અમે તો તમારાં તમે તો અમારા, ટાળી દોષ શીદ દો છો રે, મારા રાજ.
અમે તો તમારી સેવા કરીએ, સુખ લેઇને દુઃખ દોછો રે, મારા રાજ.
જેણું પોતાની માસી મારી, તેનો શો વિશ્વાસ રે, મારા રાજ.
અમૃત પાઇને ઉછેર્યાં વહાલા, વિખડા ઘોળી શીદ પાઓ છો રે, મારા રાજ.
ઉંડા કુવામાં ઉતાર્યાં વાહાલા, વરત વાઢી શું જાઓ છો રે, મારા રાજ.
મીરાં કે' પ્રભુ ગિરધરનાગર, ચરણુકમળ ચિત્ત રોહો છો રે. મારા રાજ.

(૭૧)

કવન ગુમાન ભરી, બંસી તું કવન ગુમાન ભરી. ટેક.
અપને તનપર છેદ પરેચે, બાલા તું બિછરી. બંસી.
જાત ભાત સબ તેરી મેં જાનું, તું બનકી લકરી. બંસી.
મીરાં કે' પ્રભુ ગિરધરનાગર, રાધાસેં કીયું ઝગરી. બંસી.

(૭૨)

ભજી લોની સંતો, ભજી લોની સાધો, રામજી બીના કેસો જીવણુ રે, હો જી. ટેક.
તનનો બનાવું તંબુરો, જીવનો તાર તણાવું રામ;
બન બન બાજે ઘૂઘરા, જીવને લાડ લડાવું રામ. ભજી.
આંગણે આંણીઆરા આટલા, મંદિર લીપ્યાં ના દીસે રામ;
શેર અનાજને સેવતાં, જીવડો જાતાં ના હીસે રામ. ભજી.
કાયાને આણાં આવીયાં, જમ પાછા ના ફરે રામ;
સાત સાહેલીના ઝુમખમાં જીવને આગળ વરાવે રામ. ભજી.
તલ તલ દેહ હોમીયાં, જરા આજ્ઞા ન મોકું રામ;
જીવડો જાય તો જાવા દેઉં, હરિની ભકિત ના છોડું રામ. ભજી.
નદીરે કીનારે બેઠી હું નયણે નીર વહેવડાવું રામ;
કાયાની કરૂં વાડી હું, નદી રે કિનારે ચંપો રોપાવું રામ. ભજી.
કહાનજીના હાથની રેખા અડે, બીન ચંપે કળિયો આવે રામ;
દાસ મીરાંબાઇની વિનતિ, ઠાકોર દાસી તુજ કહાવું રામ. ભજી.

(૭૩)

પીયા કારણુ રે પીળી ભઇ રે, લોક જાણે ઘટ રોગ;
છપ છપલાં મેં કંઇ કરૂં, મોઇ પીયુને મીલન લીયો જોગ રે.
નાડી વૈદ્ય તેડાવીયા રે, પકડ ઘંઘોળે મોરી બાંહ;
એ રે પીડા પડખે નહિ, મોરે કરક કાળજડાની માંહ રે.
જાઓ રે વૈદ્ય ઘેર આપને રે, માહારૂં નામ ના લેશ;
હું રે ઘાયલ હરિ નામની રે, માઇ કેડો લેઇ ઓષડ ના દેશ રે,
અધરસુધા રસગાગરી રે, અધરરસ ગોરસ લેશ;
બાઇ મીરાં કે' પ્રભુ ગિરધરનાગર, ફરીને અમી રસ પીવેશ રે.

(૭૪)

જેને મારા પ્રભુજીની ભક્તિ ન ભાવે રે, તેને ઘેર સીદ જઇયે;
જેને ઘેર સંત પ્રાહુણા ના આવે રે, તેને ઘેર સીદ જઇએ. ટેક.
સસરો અમારો અગ્નિનો ભડકો, સાસુ સદાની સૂળી રે;
એની પ્રત્યે મારૂં કાંઇ ના ચાલે રે, એને આંગણીએ નાખું પૂળી રે. તેને.
જેઠાણી હમારી ભમરાનું જાળું, દેરાણી તો દિલમાં દાજી રે;
નાહાની નણંદ મોં મચકોડે રે, તે ભાયગે અમારે કર્મે પાજી રે. તેને.
* * * * તે બળતામાં નાંખે છે વારી રે;
મારા ઘર પછવાડે સીદ પડી છે, બાઇ તું જીતી ને હું હારી રે. તેને.
તેને ખૂણે બેસીને મેં તો ઝીણું કાંત્યું, તે નથી રાખ્યું કાંઇ કાચું રે;
દાસી મીરાંબાઇ ગિરધર ગુણ ગાવે, તારા આંગણીઆમાં થેઇ થેઇ નાચું રે. તેને.

(૭૫)

લગ રહેના, લગ રહેના, હરિ ભજનસેં લગ રહેના, લગ રહેના. ટેક.
સાહેબકા ઘર દૂર હે રે, જેંસી લગી ખજૂર;
ચઢે તે ચાખે પ્રેમ રસ, પડે ચકનાચૂર. ભજન.
ક્યા બક્તરકા પહેરના રે, ક્યા ઢાલોકી ઓથ;
શૂરે પૂરેકા પારખા રે, લઢે ધણીસેં જોર. ભજન.
કાહન કટારી વડી રે, ગુરુ ગોવિંદ તલવાર,
ધનુષ્ય રૂપી ભાલા બાંધ કે, કભુ ના લાગે હાર. ભજન.
હાડ ચામકી દેહ બની રે, નવ નાડી દશ કોર;
મીરાં કે' પ્રભુ ગિરધર નાગર, લગી મર્મકી ચોટ. ભજન.

(૭૬)

કઠણ લગનકી પ્રીત રે, હરિ લાગી સોઇ જાને. કઠણ.
પ્રીત કરી કછુ રીત ના જાણી, છોડ ચલે અધબીચ; હરિ.
દુઃખકી વેળા કોઇ કામ ન આવે, સુખકે સબ હૈં મિત. હરિ.
મીરાં કે' પ્રભુ ગિરધર નાગર, આખરી જાત આહીર; હરિ.

(૭૭)

કાળાનાં કઠણ હઈયાં રે, ઓધવજી, એવાં કાળાના કઠણ હઈયાં રે. ટેક..
ટીટુડીનાં ઇંડાં ઉગાર્યાં, મંજારીનાં રાખ્યાં છઈયાં રે. ઓધવ.
ગ્રેહથી ગજરાજ ઉગાર્યો, ગોકુળમાં ચારી ગઈયાં રે. ઓધવ.
ગોકુળ સઘળું રેલતું રાખ્યું, ગોવર્ધન કર ધઈયાં રે. ઓધવ.
મીરાં ગાવે ગીરધરના ગુણ, મેંતો તોરે લાગું પૈયાં રે. ઓધવ.

(૭૮)

માર્યાં રે મોહનાં બાણ, ધુતારે મને માર્યાં મોહનાં બાણ. ટેક.
ધ્રુવને માર્યા પ્રહ્લાદને માર્યા, તે ઠરી ના બેઠા ઠામ. ધુતારે.
શુકદેવને ગર્ભવાસમાં માર્યાં, તે ચારે યુગમાં પરમાણ. ધુતારે.
હિરણ્યકસ્યપ મારી ઉગાર્યો પ્રહ્લાદ, દૈત્યનો ફેડયો છે ઠામ. ધુતારે.
સાગર પાજ બાંધી વા'લે સેન ઉતારી, રાવણ હણ્યો એક બાણ. ધુતારે.
મીરાં કે' પ્રભુ ગિરધરના ગુણ, હમને પાર ઉતારો શ્યામ. ધુતારે.

(૭૯)

મોરલીએ મોહ્યાં મોહન, તારી મોરલીએ મન મોહ્યાં ટેક.
થારે કારણ શામળીયા વહાલા, ત્રણ ભુવન મેને જોયાં રે. મોહન.
થારા સરખા પ્રભુ નવ કોઇ દીઠા, ત્રણ ભુવન મનડે ન મોહ્યાં રે. મોહન.
મીરાં કે' પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળ ચિત્ત પ્રોયાં રે. મોહન.

(૮૦)

મળ્યો જટાધારી, જોગેશ્વર બાવો, મળ્યો રે જટા ધારી. ટેક.
હાથમાં ઝારી હું તો બાળ કુંવારી વા'લા, દેવલ પૂજવાને ચાલી. જોગેશ્વર.
સાડી ફાડીને કફની કીધી વા'લા, અંગપર વિભૂતિ લગાડી. જોગેશ્વર.
આસન વાળી બાવો મઢીમાં બેઠો વા'લા, ઘેર ઘેર અલખ જગાડી. જોગેશ્વર.
મીરાં કે' પ્રભુ ગિરધરના ગુણ વા'લા, પ્રેમની કટારી મુને મારી. જોગેશ્વર.

(૮૧)

કંહી જઇ કરૂં રે પોકાર, કારી મુને ઘાવ લાગોથે, મેં કંહી જઇ કરૂં પોકાર; કારી રે.
પીયુજી હમારો પારધી ભયોથે, મેં તો ભઇ હરણી શીકાર રે. કારી મુને.

દૂરસેં થો આઇ ગોળી લગ ગઇ શીરૂથે, નીકર ગઇ પારમપાર રે. કારી મુને.
પ્રેમની કટારી મુને ખેંચ કર મારી થી, થઇ ગઇ હાલ બેહાલ રે. કારી મુને.
મીરાં કે' પ્રભુ ગિરધરના ગુણ, હો ગઇ પારમપાર રે. કારી મુને.

(૮૨)

મને મલીયા મિત્ર ગોપાળ, નહિ આઉં સાસરીએ. ટેક.
સંસાર મારૂં હો સાસરૂં ને વૈકુંઠ મારો વાસ રે;
લક્ષ ચોરાસી મારો હો ચુડલો રે, હાંરે મેં તો વર્યા ગોપાળ લાલ નાથ. નહિ જાઉં.
સાસુ હમારી સુષુમ્ણા રે, સસરો પ્રેમ સંતોષ રે;
જેઠ જુગોજુગ જીવજો રે, હાં રે પેલો નાવલીયો નિર્દોષ. નહિ જાઉં.
ઓઢું તો નવરંગ ચુંદડી રે, નાહ ઓઢું કાંબળ લગાર રે;
ઓઢું પ્રેમરસ ચુંદડી રે, હાં રે મારાં પાપ નિવારણ કરનાર. નહિ જાઉં.
દીએરને દોનું હે દીકરી રે, દોનું રાજકુમાર રે;
એકને સત્યયુગ મોહી રહ્યો રાચ્યા, દુજી રહી બ્રહ્મચાર. નહિ જાઉં.
એકેકનો ગુરુ ગોવિંદજી હો રે, દુજીકો હે સંસાર રે;
રાજા છાંડો ચિત્રકુટને રે, હાં રે વા'લા ગામડાં સોલ હજાર. નહિ જાઉં.
અપના પિયાકુ જાઇને કહેજો રે, ઘણા દહાડાનો ઘરવાસ રે;
બેઉ કર જોડી હો વિનવે રે, હાં રે ગુણ ગાય મીરાંબાઇ દાસ. નહિ જાઉં.

(૮૩)

કામ નહિ આવે તારે કામ નહિ આવે, પ્રભુ વિના તારે કામ નહિ આવે.
રુચિ રુચિ અન્નનો ભોજન બનાવો, તા પરે તન તાપ કર લગાયો રે. હરિ વિના.
રત્ન જત્ન કરી એહી પુતર જાયો, ક્ષણું ક્ષણું વાકું લાડ લડાયો રે. હરિ વિના.
તરીયા કહે તોરી સાથ ચલુંગી, લુંટી લુંટી વાકો ધન ખાયો રે. હરિ વિના.
કાઢ કાઢ કરે ઘરથી બાહરી, ક્ષણું રે રહેવા ન પાયો રે. હરિ વિના.
બાઇ મીરાં કે' પ્રભુ ગિરધરના ગુણ, ચરણે રહી ચરણ ન ધરાયો રે. હરિ વિના.

(૮૪)

રાખો રે શ્યામ હરિ લજ્જા મોરી, રાખો શ્યામ હરિ.
ભીમહી બેઠે, અર્જુનહી બેઠે, તેણે મારી ગરજ ન સરી. લજ્જા.

દુષ્ટ દુર્યોધન ચીરને ખેંચાવે, સભા બીચ ખડી રે કરી. લજ્જા.
ગરુડ ચઢીને ગોવિંદજી રે આવ્યા, ચીરના તો વા'ણુ ભરી. લજ્જા.
બાઇ મીરાં કે' પ્રભુ ગિરધરના ગુણ, ચરણે આવી તો ઉગરી. લજ્જા.

(૮૫)

માર્યાં છે મોહનાં બાણ, વા'લીડે અમને માર્યાં છે મોહનાં બાણ.
તમારી મોરલીએ મારાં મનડાં વિંધાયાં, વિંધાયાં તન મન પ્રાણ વા'લીડે.
વૃન્દાવનને મારગ જાતાં, હાં રે મારો પાલવડો મો તાણ. વા'લીડે.
જળ જમના જળ ભરવા ગયાં'તાં, કાંઠલે ઉભો પેલો કા'ન. વા'લીડે.
મીરાંબાઇ કે' પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળ ચિત્ત આણ. વા'લીડે.

(૮૬)

કનૈયા બલ જાઉં, અબ નહિ બસું રે ગોકુલમે; કનૈયા બલ જાઉં રે.
કાળી હોડે કામળી રે, કાળા હેરે કહાન,
વૃંદાબનકી કુંજ ગલનમે, ખેલત ગોપી તજ માન. કનૈયા.
ઘેર આઇ ગોવાલન, ઘેર આયે ગોવાળ,
હરિ હજુ નહિ આવે રે, મેરો મદન ગોપાળ. કનૈયા.
સોનેકી બંસરિયાં, રૂપેકી જંજીર,
ગાવે ને બજાવે કાનજી, ત્રટ જમનાકે તીર. કનૈયા.
જમનાજીકે તીરે તીરે, બંગલા બનાવું.
બંગલાકી ભીતે ભીતે, બેરબેર પ્રેમ ચણાઉં. કનૈયા.
મીરાં કે' પ્રભુ ગિરધર પ્યારે લાલ,
અબ કોઇ મત પડો રે, મેરે ખ્યાલ. કનૈયા.

(૮૭)

ઝટ દ્યો મેરો ચીર મોરારી રે, ઝટ દ્યો મેરો ચીર.
લે મેરો ચીર કદમ ચઢ બેઠો, મેં જલ બીચ ઉઘાડી, હાંરે લાલા, મેં જલ બીચ ઉઘાડી,
ઉભી રાધા અરજ કરત હે, હો ચીર દીઓ ગિરધારી;
પ્રભુ તોરે પાય પરૂંગી. ઝટ દ્યો.
જો રાધા તેરો ચીર ચહાવત હો, જલસે હોજા ન્યારી; હાંરે લાલા, જલસે.
જલસે ન્યારી કા'ના કબુએ ના હોવુંગી, તુમ હો પુરૂષ હમ નારી;
લાજ મોકુ આવત ભારી, ઝટ દ્યો.

તુમ તો કુંવર નંદલાલ કહાવો, મૈં બ્રખુભાન દુલારી; હાંરે લાલા, મૈં.
મીરાં કે' પ્રભુ ગિરધરના ગુણ, તુમ જીતે હમ હારી;
ચરન પર જાઉં બલિહારી. ઝટ ઘો.

(૮૮)

ભજન ભરોસે અવિનાશી, મૈં તો ભજન ભરોસે અવિનાશી. ટેક.
જપ તપ તીર્થ કછુએ ન જાણું, ફરત મૈં ઉદાસી રે; મૈં તો.
મંત્ર ને જંત્ર કછુએ ના જાણું, વેદ પઢયો ન ગૈ કાશી; મૈં તો.
મીરાં કે' પ્રભુ ગિરધરનાગર, ચરણ કમળકી હું દાસી; મૈં તો.

(૮૯)

મન રે પરસિ હરિકે ચરન.
સુભગ સીતલ કમલ કોમલ ત્રિબિધ જવાલા હરન;
જે ચરન પ્રહ્લાદ પરસે ઇન્દ્ર પદવી ધરન.
જિન ચરન ધ્રુવ અટલ કીનો રાખિ અપને સરન;
જિન ચરન બ્રહ્માંડ ભેટયો નખસિખૌ શ્રી ભરન.
જિન ચરન પ્રભુ પરસિ લીને તરી ગૌતમ ઘરન;
જિન ચરન કાલીહિ નાથ્યો ગોપ લીલા કરન.
જિન ચરન ધાર્યો ગોબર્ધન ગરબ મઘવા હરન;
દાસ મીરઁા લાલ ગિરધર અગમ તારન તરન.

(૯૦)

મ્હાંરો જનમ મરનકો સાથી, થાંને નહિં બિસરૂં દિન રાતિ.
તુમ દેખ્યાં બિન કલ ન પડત હૈ, જાનત મેરી છાતી,
ઊંચી ચઢ ચઢ પંથ નિહારૂં, રોય રોય અંખિયાં રાતી. મ્હાંરો.
યો સંસાર સકલ જગ જૂઠો, જૂઠા કુલ ર. નાતી,
દોઉ કર જોડયાં અરજ કરત હૂં, સુણ લીજ્યો મેરી બાતી. મ્હાંરો.
યો મન મેરો બડો હરામી, જ્યૂં મદમાતો હાથી,
સત ગુરૂ દસ્ત ધર્યો સિર ઊપર, આંકુસ દે સમઝાતી. મ્હાંરો.

મીરાં કે? પ્રભુ ગિરધર નાગર,હરિ ચરણાં ચિત રાતી,
પલ પલ તેરા રૂપ નિહારૂં, નિરખ નિરખ સુખ પાતી. મ્હાંરો.

(૯૧)

મીરાં કો પ્રભુ સાંચી દાસી બનાઓ, જૂઠે ધંધોંસે મેરા ફંદા છુડાઓ.
લૂટે હી લેત વિવેકકા ડેરા, બુદ્ધિબલ યદપિ કરૂં બહુ તેરા;
હાય રામ નહિં કછુ બસ મેરા, મરત હું બિબસ પ્રભુ ધાઓ સબેરા.
ધર્મ ઉપદેશ નિતપ્રતિ સુનતી હૂં, મન કુચાલસે ભી ડરતી હૂં;
સદા સાધુ સેવા કરતી હૂં, સુમિરણુ ધ્યાનમેં ચિત્ત ધરતી હૂં.
ભક્તિમાર્ગ દાસીકો દિખાઓ, મીરાં કો પ્રભુ સાંચી દાસી બનાઓ.

(૯૨)

ચાકર રાખોજી, અમને ચાકર રાખોજી; સામળિયા ગિરધારી લાલ ચાકર રાખોજી.
ચાકર રહિસું બાગ બનાઈસું, નિત ઉઠી દર્શન પાઇશું;
વૃન્દાવનકી કુંજ ગલનમેં, ગોવિંદના ગુણુ ગાઇશું. અમને.
ચાકરીમાં દર્શન માંગું, સમરણ માગું ખરચી;
ભાવ ભક્તિ જાગીરી જાચું, તીનો બાતાં સરખી. અમને.
પ્રેમ પ્રીતિસેં ધ્યાન લગાયા, રામકૃષ્ણુ લો લાવા;
સુરત મુરત જાગીરી પાયા, નિરભે પટા લિખાયા. અમને.

(૯૩)

હોડી શી રીતે ઉતરે પાર ?
સંસાર સાગરનો ભે છે ભારે માંહે ભર્યો છે બહુ ભાર—હોડી.
કામ ક્રોધ બે કટાક્ષ ઉમરાવ, મદ મમતા મોહ વાર—હોડી.
શીલ સંતોષી સઢ ચઢાવો, હરિ નામ તે હલકાર—હોડી.
મીરાં કે' પ્રભુ ગિરધર નાગર, રામ હૃદય મનમાં ધાર—હોડી.

(૯૪)

ભજ મન ચરન કઁવલ અબિનાસી. ટેક.
જેતાઈ દીસે ધરનિ ગગન બિચ, તેતાઇ સબ ઊઠ જાસી;
કહા ભયો તીરથ બ્રત કીન્હે, કહાઁ લિયે કરવત કાસી.

ઇસ દેહીકા ગરબ ન કરના, માટી મેં મિલ જાસી;
યો સંસાર ચહરકી બાજી, સાઁઝ પડયાઁ ઉડિ જાસી.
કહા ભયો હૈ ભગવા પહર્યાં, ઘર તજ ભયે સન્યાસી;
જોગી હોય જુગતિ નહિં જાની, ઉલટિ જનમ ફિર આસી.
અરજ કરોં અબલા કર જોરે, શ્યામ તુમ્હારી દાસી;
મીરા કે' પ્રભુ ગિરધરનાગર, કાટો જમકી ફાઁસી.

(૯૫)

ઘડી એક નહિં આવડે, તુમ દરસન બિન મોય.
તુમ હી મેરે પ્રાણ જી, કા સૂઁ જીવન હોય.
ધાન ન ભાવે નીંદ ન આવે, બિરહ સતાવે મોય;
ઘાયલ સી ઘૂમત ફિરૂઁ રે, મેરા દરદ ન જાને કોય.
દિવસ તો ખાય ગમાઇયો રે, રૈન ગમાઈ સોય;
પ્રાણ ગમાયો ઝૂરતાઁ રે, નૈન ગમાઇ રોય.
જો મૈં ઐસા જાનતી રે, પ્રીત કિયે દુઃખ હોય;
નગર ઢઁઢોરા ફેરતી રે, પ્રીત કરો મત કોય.
પંથ નિહારૂઁ ડગર બુહારૂઁ, ઊભી મારગ જોય;
મીરાં કે' પ્રભુ કબ રે મિલોગે, તુમ મિલિયાઁ સુખ હોય.

(૯૬)

આલી સાઁવરોકિ દૃષ્ટિ, માનો પ્રેમ કી કટારી હૈ. ટેક.
લાગત બેહાલ ભઇ, તન કી સુધિ બુદ્ધિ ગઇ;
તન મન બ્યાપો પ્રેમ માતો મતવારી હૈ.
સખિયાં મિલિ દોઇ ચારી, બાવરી સી ભઇ ન્યારી;
હૌં તો વાકો નીકે જાનોં, કુંજ કો બિહારી હૈ.
ચંદ કો ચકોર ચાહૈ, દીપક પતંગ દાહૈ;
જલ બિના મીન જૈસે, તૈસે પ્રીત પ્યારી હૈ.
બિનતી કરોં હે શ્યામ, લાગોં મૈં તુમ્હારે પાય;
મીરાં પ્રભુ ઐસે જાનો, દાસી તુમ્હારી હૈ.

(૯૭)

જબ સે મોહિં નંદનૅંદન દૃષ્ટિ પડયો ભાઇ;
તબ સે પરલોક લોક કછૂ ના સુહાઇ.
મોરન કી ચંદ્ર કલા સીસ મુકુટ સોહૈ;
કેસર કો તિલક ભાલ તીનલોક મોહૈ.
કુંડલકી અલક ઝલક કપોલન પર છાઈ;
મનો મીન સરવર તજિ મકર મિલન આઇ.
કુટિલ ભ્રુકુટિ તિલક ભાલ ચિતવન મેં ટૌના;
ખંજન અરૂ મધુપ મીન ભૂલે મૃગ છૌના
સુંદર અતિ નાસિકા સુગ્રીવ તીન રેખા;
નટવર પ્રભુ ભેષ ધરે રૂપ અતિ બિસેખા.
અધર બિંબ અરૂન નૈન મધુર મંદ હૅંસી;
દસન દમક દાડિમ દ્યુતિ ચમકે ચપલાસી.
છુદ્ર ઘંટ કિંકિની અનૂપ ધુનિ સુહાઇ;
ગિરધર કે અંગ અંગ મીરાં બલિ જાઇ.

(૯૮)

યા મોહન કે મૈં રૂપ લુભાની.
હાટ બાટ મોહિં રોકત ટોકત,
યા રસિયા કી મૈં સાર ન જાની.
સુંદર બદન કમલ-દલ લોચન,
બૅાકી ચિતવન મંદ મુસકાની.
જમુના કે નીરે તીરે ધેનુ ચરાવત,
બૅંસી મેં ગાવત મીઠી બાની.
તન મન ધન ગિરધર પર વારૂઁ,
ચરન કમલ મીરાં લપટાની.

(૯૯)

નિપટ બપુટ છબિ અટકે મેરે નૈના. ટેક.
દેખત રૂપ મદન મોહન કો, પિયત પિયૂષ ન મટકે.

બારિજ ભૌંવાઁ અલક ટેઢી મનો, અતિ સુગંધિ રસ અ...
ટેઢી કટિ ટેઢી કર મુરલી, ટેઢી પાગલર ...
મીરાં પ્રભુકે રૂપ લુભાની, ગિરધરનાગર ન...

(૧૦૦)

બરસે બદરિયા સાવનકી, સાવનકી મન ભાવ...
સાવનમેં ઉમગ્યો મેરો મનવા, ભનક સુની હરિ આવ...
ઉમડ ઘુમડ ચહુઁ દિસસે આયો, દામિન દમકે ઝર લાવ...
નન્હી નન્હી બૂઁદન મેહા બરસે, સીતલ પવન સુહાવ...
મીરા કે' પ્રભુ ગિરધરનાગર, આનઁદ મંગલ ગાવ...

(૧૦૧)

પિયા મોહિં આરત તેરી હો;
આરત તેરે નામકી મોહિં સાંઝ સબેરી હો.
યા તન કો દિયના કરોં મનસા કરોં બાતી હો;
તેલ ભરાવોં પ્રેમ કા બારોં દિન રાતી હો.
પટિયાઁ પારોં ગુરૂ જ્ઞાન કી સુમતિ માઁગ સવારોં હો;
પિયા તેરે કારને ધન જોબન વારોં હો
સેજડિયા બહુરંગિયા ચંગા ફુલ બિછાયા હો;
રૈન ગઈ તારા ગિણત પ્રભુ અજહુઁ ન આયા હો.
સાવન ભાદોં ઊમડો બરખા રિતુ છાઇ હો;
ભૌંહ ઘટા ઘન ઘેરિ કે નૈનન ઝરિ લાઇ હો
માત પિતા તુમકો દિયો તુમ હીં ભલ જાનો હો;
તુમ તજિ ઔર ભતારકો મનમેં નહિં આનોં હો.
તુમ હો પૂરે સાઇયાઁ પૂરન પદ દીજૈ હો;
મીરાં બ્યાકુલ બિરહની અપની કરિ લીજૈ હો.

(૧૦૨)

તુમ પલક ઉઘાડે દીનાનાથ, હૂં હાજિર નાજિર કબકી ખડી.
સાજ઼ા થે દુસમન હોઇ લગે, સબને લગૂં કડી;

તુમ બિન સાઊ કોઊ નહીં હૈ, ડિગી નાવ મેરી સમઁદ અડી.
દિન નહિં ચૈન રાત નહીં નિદરા, સૂખૂં ખડી ખડી;
બાન બિરહ કે લગે હિયે મેં, ભૂલૂં ન એક ઘડી.
પત્થરકી તો અહિલ્યા તારી, બન કે બીચ પડી;
કહા બોઝ મીરાં મેં કહિયે, સૌ ઉપર એક ઘડી.
ગુરુ રૈદાસ મિલે મોહિં પૂરે, ધુરસે કલમ ભિડી;
સતગુરુ સૈન દઇ જબ આ કે, જોતમેં જોત રલી.

(૧૦૩)

નિત્ય નિત્ય ભજવું તારૂં નામ, તારૂં નામ, તારૂં નામ રે;
પ્રેમ થકી અમને પ્રભુજી મળ્યા હોજી.
આણી તેડે ગંગા વ્હાલા, પેલી તેડે જમના રે,
વચ્ચે ગોકુળિયું રૂડું ગામ, રૂડું ગામ, રૂડું ગામ રે. પ્રેમ.
મારે આંગણીએ વ્હાલા, તુલસીના છોડ વ્હાલા,
પૂજા કર્યાનું મારૂં ધામ, મારૂં ધામ, મારૂં ધામ રે. પ્રેમ.
બાઇ મીરાં કે' પ્રભુ ગિરધરનાગર વ્હાલા,
છેલ્લી બાકીના રામ રામ, રામ રામ, રામ રામ રે. પ્રેમ.

(૧૦૪)

હરિ તુમ હરો જનનકી ભીર.
દ્રૌપદીકી લાજ રાખી, તુમ બઢાયો ચીર.
ભક્ત કારન રૂપ નરહરી, ધર્યો આપ શરીર.
હિરનકશ્યપ માર લિનો ધર્યો નાહિન ધીર.
બુડતે ગજરાજ રાખ્યો કીયો બાહેર નીર.
દાસ મીરાં લાલ ગિરધર દુ:ખ જહાં તહાં પીર.

(૧૦૫)

સાજન સુધ જ્યોં જાને ત્યોં લીજે હો.
તુમ બિન મેરે ઔર ન કોઇ કૃપા રાવરી કીજે હો.
દિવસ ન સુખ રૈન નહિ નિદ્રા યોં તન પલ પલ છીજે હો.
મીરાં કે' પભુ ગિરધરનાગર મિલિ બિછુરન નહિ કીજે હો.

(૧૦૬)

આઇ છું રાજા રણછોડ શરણે થારે, આઇ છું. ટેક.
હિત સુ બ્રાહ્મણ ભેજ દિયા રે, લાવોને મેડતણી વહોડ;
ધરમ સંકટ દિયો બ્રાહ્મણા, બૈઠી મંદિરમેં દોડ. આઇ.
આપણી ઢીગ રાખી સાવરાં, વિનતિ કરૂં કર જોડ;
કે મેં પાછી જાઉં જગતપેં, લાગે મને મોટી ખોડ. આઇ.
ભયો પ્રકાશ મંદિરમેં, ભારી ઉગા સૂરજ કિરોડ;
ઐસો રૂપ દેખી કૃષ્ણ કોં, આઇ મંદિર મૈં દોડ. આઇ.
નીર ખીર જ્યોં મીલ ગયા, સજની પરમાનંદકી ઓઢ;
જન લિછમન સાચોંજ જુગતમેં, ધની મીરાં રાઠોડ. આઇ.

[ The last three are said to be the very last songs she composed and devotees narrate how whilst singing the last song before the image of Sri Ranchor at Dwarka she became merged into her God ]